# કુસુમકંટક

અથવા

# રમણી કે રાક્ષસી?

અનુવાદક

ઠક્કુર નારાયણ વિસનજી

આગાળાવાડ—અમદાવાદ

" What mighty ills have not been done by woman ?  
Who was't betray'd the Capital ? a woman !  
Who lost Mark Antony the world ? a woman !  
Who was the cause of a long ten year's war,  
And laid at last old Troy in ashes ? woman !  
Destructive, damnable, deceitful woman ! "

*Otway.*

પ્રકાશક

ગોવિન્દ મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે

ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક

ત્રણ દરવાજા—અમદાવાદ

મૂલ્ય રૂ. ૩-૦-૦

વિક્રમાબ્દ ૧૯૭૯ ]  [ ઈ. સ. ૧૯૨૩



સચિત્ર દ્વિતીય આવૃત્તિ  પ્રત ૨૦૦૦

| | | |
|---|---|---|
| પ્રથમ આવૃત્તિ | ઈ. સ. ૧૯૧૩ | પ્રત ૧૦૦૦ |
| દ્વિતીય આવૃત્તિ | ઈ. સ. ૧૯૨૩ | પ્રત ૨૦૦૦ |



“ શ્રી સૂર્યપ્રકાશ ” પ્રિન્ટિંગ્ પ્રેસમાં મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યું,
કાલુપુર જૂની ટંકશાળ—અમદાવાદ.

## ઉપહાર પત્ર

શ્રી

વિદ્યાદાન સમાન આ સંસારમાં કોઈ અન્ય ઉત્તમ દાન ન હોવાથી અને ઉત્તમ ગ્રંથ સમાન અન્ય કોઈ ઉત્કૃષ્ટ ઉપહાર ન હોવાથી આ ગ્રંથ હું આપને ઉપહાર તરીકે સમર્પું છું તે સ્વીકારવાની ઉદારતા દર્શાવશો.

તા. } હું છું
સ્થાન }

"O vacant expiation! be at rest!
The Past is Death's, the Future is thine own!
And Love and joy can make the foulest breast
A paradise of flowers where peace might build
her nest."

*Shelley.*

# ગ્રંથસમર્પણ*

---

મિત્રવર્ય મોતીરામ બેચર નન્દવાણા,

તે 'શ્રી દેશી નાટક સમાજ'ના ભૂતપૂર્વ ડાયરેક્ટર અને 'શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજ'ના એક વર્તમાન માલિક,

સ્વર્ગવાસી ડાહ્યાભાઈ ધોળશાજી જેવા એક સમર્થ નાટ્ય લેખકની છાયામાં નાટકના વ્યવસાયમાં આગળ વધીને તથા પોતાના બાહુબળ અને બુદ્ધિબળથી પ્રકાશમાં આવીને તમોએ અત્યાર સુધીમાં 'શ્રી દેશી નાટક સમાજ'ના ડાયરેક્ટર તરીકે અને 'શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજ'ના એક માલિક તરીકે નાટ્યકલાની ઉન્નતિ-માટેના પોતાથી બની શકતા જે જે પ્રયત્નો કર્યા છે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે તેમ જ આપણી પરસ્પર મત્રીના છેલ્લા ૭ વર્ષના કાલાવધિમાં તમારામાંના ગુણગ્રાહકતા, યોગ્ય ઉદારતા, અનુકંપા, અપૂર્વ સહનશીલતા તથા આત્મવિશ્વાસ આદિ જે સદ્ગુણોનો મને પ્રત્યક્ષ અનુભવ થયેલો છે તે સદ્ગુણોથી આકર્ષાઈને પ્રસ્તુત "કુસુમકંટક અથવા રમણી કે રાક્ષસી ?" નામક નવલકથાનું આ લઘુ પુસ્તક આપણી મિત્રતાના એક સ્મરણચિહ્ન તરીકે તમારા કરકમળમાં હું સ્નેહ પૂર્વક સમર્પું છું, તેનો, આશા છે કે, સાદર સ્વીકાર થશે જ.

હું છું, નિરંતર તમારો સ્નેહાભિલાષી

ઠક્કુર નારાયણ વિસનજી,

અનુવાદક.

---

* આ પુસ્તક મારા મિત્ર રા. મોતીરામ બેચર નન્દવાણાને ઇ. સ. ૧૯૧૩ ના એપ્રિલ માસમાં જ્યારે તેઓ જીવિત હતા તે વેળાયે મેં સમર્પ્યું હતું; પરંતુ ત્યાર પછી પોણાત્રણ વર્ષે એટલે કે ઇ. સ. ૧૯૧૫ ના ડિસે-મ્બર માસની ૩૦ મી તારીખ અને ગુરુવારે તેમનો સ્વર્ગવાસ થઇ ગયેલો હોવાથી અત્યારે તેઓ સ્વર્ગીય હોવા છતાં તે સમયની સ્મૃતિને અવિચળ રાખવાના આશયથી પ્રસ્તુત ગ્રંથસમર્પણમાં પરિવર્તન કર્યું નથી.

ઠક્કુર નારાયણ

"શ્રી આર્ય નાટય સમાજ"ના સ્વર્ગસ્થ સ્વામી

રા. મોતીરામ મેચર નન્દવાણા

વિષયક

# ચાર શોકોદ્‌ગાર

---

ફના સંસારના ખેલો બધા અન્તે ફના થાતા;
ન લાવે કોઇ સાથે કૈં, ન સાથે કાંઇ લઇ જાતા—ફના.

છતાં હું ને કહે મારૂં, નથી એ મૂર્ખતા કે શું ?;
ગયા એ હાથ લઇ ખાલી, હજારો ભૂપ મદમાતા—ફના.

ભલાઇ રાખવી સહુથી, ખરી બસ એ કમાણી છે;
ચણ્યા જે કોટ કીર્તિના, નથી યમથી ય તોડાતા—ફના.

કર્યો છે મોતીરામે ત્યાગ નશ્વર વિશ્વનો આજે;
છતાં તેના સ્મરણથી અશ્રુના સ્રોતા ન સૂકાતા—ફના.

ખરો એ હીરલો જો કે હરાયો કાળના હાથે;
છતાં તેના ગુણોનાં ગાન આજે સર્વ જન ગાતા—ફના.

ગુણી તે મિત્રનો આત્મા સદા સ્થિર શાંતિને પામો;
કરો કલ્યાણ મોતીરામનું હે સૃષ્ટિના ત્રાતા!—ફના.

કરાચી (સિંધુ દેશ)
તા. ૨ જી જાન્યુઆરી ૧૯૧૬
રવિવાર

ઠક્કુર નારાયણ

# પ્રસ્તાવના

## દ્વિતીય આવૃત્તિની

આ નવલકથા કેવા સંયોગોમાં લખાઇ હતી એ વિષયનો પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં સવિસ્તર ઉલ્લેખ કરાયલો હોવાથી તેમ જ પ્રસ્તાવનામાં ચર્ચવા યોગ્ય અન્યાન્ય વિષયો પણ પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં ચર્ચાયલા હોવાથી આ દ્વિતીય આવૃત્તિની પ્રસ્તાવનામાં જે વાર્તા દર્શાવવાની છે તે એ જ કે પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં દર્શાવ્યા પ્રમાણે આ નવલકથાની પ્રથમ આવૃત્તિને પ્રકાશિત કરવાનો અધિકાર મુંબઇના તે સમયના એક ગ્રંથપ્રકાશક રા. દેવશંકર કેશવજી પંડિતને આપવામાં આવ્યો હતો અને જો અમારા વચ્ચે થયેલી અમુક શર્તોનું તેમના હસ્તથી પાલન થતું રહે, તો કદાચિત્ આ પુસ્તકને પ્રકાશિત કરવાનો અધિકાર સદાને માટે તેમના હસ્તમાં જ રહેવાનો હતો; પરંતુ દુર્ભાગ્યવશાત્ સંગ્રહણી નામક ભયંકર રોગનો તેમના શરીરમાં સંચાર થતાં ઇ. સ. ૧૯૧૪ ના અંતમાં તેમના જીવનનો અંત થઇ ગયો અને પ્રથમ આવૃત્તિમાટે પાળવાની શર્તો પણ તેમના હસ્તથી પળાયલી ન હોવાથી આ પુસ્તકના પ્રકાશનનો અધિકાર પાછો મારા હસ્તમાં આવ્યો. આ પુસ્તકની પ્રથમ આવૃત્તિની સર્વ પ્રતો આજથી ૭ વર્ષ પૂર્વે વેચાઇ ગયેલી હોવાથી આજે ૭ વર્ષથી આ પુસ્તક મળી શકતું ન હોતું અને આ પુસ્તકની માગણી ચાલૂ હતી એટલે અત્યારે 'કુસુમકંટક અથવા રમણી કે રાક્ષસી ?' ની આ દ્વિતીય આવૃત્તિ ( ૨૦૦૦ પ્રતની ) પ્રકાશિત કરવામાં આવે છે. પ્રથમ આવૃત્તિમાં ભાષા વિષયક જે કેટલાક દોષો રહી ગયા હતા તે સુધારી લેવામાં આવ્યા છે; કેટલીક અશુદ્ધિઓ રહી હતી તેમને આ આવૃત્તિમાં શુદ્ધિના રૂપમાં પરિવર્તિત કરી નાખવામાં આવી છે; કોઈ કોઇ સ્થળે ઉચિત વધારો પણ કરાયલો છે અને પ્રથમ આવૃત્તિ

અચિત્ર હતી તેને બદલે આ દ્વિતીય આવૃત્તિને સચિત્ર કરવામાં આવી છે. ચિત્રો, ઉત્તમ કાગળો, સુશોભિત પૂઠાં તથા એવી જ અન્ય વસ્તુઓમાં ધનનો વિશેષ વ્યય થયેલો હોવાથી તેમ જ છપાઇના ભાવો પણ આગળ કરતાં બહુ જ વધી ગયેલા હોવાથી દ્વિતીય આવૃત્તિની કીમત રૂ. ૩-૦-૦ રાખવી પડી છે કે જે અત્યારની પરિસ્થિતિ અનુસાર વધારે નથી એવી અમારી માન્યતા છે અને આશા છે કે પાઠકવર્ગ પણ અમારી એ માન્યતાની વાસ્તવિકતાને સ્વીકારશે જ.

આ દ્વિતીય આવૃત્તિમાં સુધારા વધારા થયેલા હોવાથી પ્રુફમાં કરેક્શન બહુ જ વધારે થતાં હતાં છતાં જરા પણ કંટાળો ન બતાવીને દોઢ માસ જેટલા અલ્પ સમયમાં આ પુસ્તક શાંતિ પૂર્વક છાપી આપવામાટે હું તથા પ્રકાશક ઉભય ' શ્રી સૂર્યપ્રકાશ ' પ્રિન્ટિંગ્ પ્રેસના માલિક રા. રા. મૂળચંદભાઇ ત્રીકમલાલનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

અંતે જે પરમાત્માની કૃપાથી પ્રસ્તુત પુસ્તકની દ્વિતીય આવૃત્તિના પ્રકાશનને જોવાનો પ્રસંગ અમને પ્રાપ્ત થયો છે તે પરમાત્માને ધન્યવાદ આપીને આ પ્રસ્તાવનાની હું અહીં સમાપ્તિ કરવાની આજ્ઞા ઇચ્છું છું.

અહમ્મદાબાદ ( અમદાવાદ )<br>
તા. ૯ મી ઑગસ્ટ ૧૯૨૩<br>
આષાઢ, કૃષ્ણ ત્રયોદશી,<br>
( શિવરાત્રિ ) વિક્રમાબ્દ ૧૯૭૯<br>
ગુરુવાર.

ઠક્કુર નારાયણ વિસનજી,<br>
અનુવાદક.

# પ્રસ્તાવના

## પ્રથમ આવૃત્તિની

પ્રસ્તુત નવલકથા વિષે અહીં કેટલોક અગત્યનો ખુલાસો આપવો ઉચિત છે અને તે એ કે, ઇ. સ. ૧૯૦૨ માં મારા જન્મતનશીન મિત્ર મી. અલારખા ચાંદભાઈ ઉમેદ ઉમતાનિવાસીની ગુજરાતી ભાષામાં એક નવલકથા લખવાની ઇચ્છા થતાં તેમણે ભાષાંતરમાટે કોઇ સારી હિન્દી નવલકથા શોધી આપવાનું મને કહ્યું અને તેમની ઇચ્છાને અનુસરી મેં બનારસનિવાસી બાબૂ દેવકીનંદન ખત્રીકૃત એક હિન્દી નવલકથા તેમને આપી. પુસ્તક તો તેમને પસંદ આવ્યું પણ પોતે કોઇ વાર ગ્રંથલેખન કિંવા અનુવાદનું વિશેષ કાર્ય કરેલું ન હોવાથી મને તેમણે એમ કહ્યું કે: "બે ચાર પ્રકરણોનું ભાષાંતર તમે કરી આપો, એટલે પછી તે પ્રમાણે પછીના ભાગનું ભાષાંતર હું કરતો જઇશ." તેમની ઇચ્છાનુસાર મેં બે ચારને બદલે પ્રથમના દશ પ્રકરણોનું ભાષાંતર કરી આપ્યું કે જેની તેમણે સ્વચ્છ નકલ કરી લઇને મારી લખેલી કાચી નકલ મને પાછી આપી દીધી. એ પછી આગળ તેમણે કેટલું લખ્યું ને કેટલું નહિ, એની મને વધારે કાંઇ ખબર નથી. વચ્ચે લગભગ ચારેક વર્ષનો ગાળો પડી ગયો અને ઇ. સ. ૧૯૦૫ ના અંતમાં મી. અલારખા ચાંદભાઇનો અચાનક અંતકાળ થયો. એ પછી તેમના નાના ભાઇ રહમાનને પૂછતાં તેણે 'કાંઇક લખેલા કાગળ ઘરમાં છે તે હું તમને આપીશ' એમ જણાવ્યું (એ રહમાન પણ અત્યારે હયાત નથી!). વળી કેટલોક સમય વીતી ગયો અને ઇ. સ. ૧૯૦૭ માં મારી પત્નીની અસ્વસ્થ પ્રકૃતિના કારણથી હું અમદાવાદમાં જઇ રહ્યો હતો તે વેળાયે ત્યાં પ્રકટ થતા 'જ્ઞાનોત્તેજક' પત્રના તંત્રી અને માલેક સ્વર્ગવાસી છોટાલાલ દેસાઇભાઇએ એક વાર્તાની માગણી કરતાં એ વાર્તા 'રમણી કે રાક્ષસી? અથવા મહત્ત્વાકાંક્ષાની સીમા!' એ નામ રાખીને મેં

આપી અને કદાચિત્ મરહૂમ અલારખાનો લખેલો પાછળનો ભાગ મળી આવશે એવી આશાથી લેખક તરીકે મેં મારું અને મરહૂમ અલારખા ચાંદભાઇ બન્નેનું નામ પ્રકટ કરાવ્યું. પરંતુ જેટલો ભાગ લખેલો તૈયાર હતો તેટલો 'જ્ઞાનોત્તેજક'માં પ્રકટ થઈ રહેવા આવ્યો અને રહમાન પાસેથી મેં બહુ વાર કાગળોની માગણી કરી છતાં મને મરહૂમ અલારખાના લખેલા કશા પણ કાગળ મળી શક્યા નહિ. એટલે પછી નિરાશ થઈને બીજો પણ કેટલોક ભાગ મેં લખી નાખ્યો; કારણ કે, સામયિક પત્રને તો વાયદો કરી શકાય તેમ હતું જ નહિ. પરંતુ છેવટે પાંચ સાત પ્રકરણો બાકી રહ્યાં તે વેળાયે મારી પત્નીની પ્રકૃતિ અત્યંત અસ્વસ્થ થવાથી–માંદગી બહુ જ વધી જવાથી–મારા પોતાના લેખનકાર્યમાં પણ બાધા આવી ગઇ અને તેથી મેં મૂળ હિન્દી પુસ્તક 'જ્ઞાનોત્તેજક'ના તંત્રીના જ્યેષ્ઠ પુત્ર રા. ગુણવંત છોટાલાલ દેસાઇને આપી બાકીનો ભાગ લખી નાખવા જણાવ્યું, તે પ્રમાણે તે કાર્ય તેમણે કર્યું અને વાર્તાની સમાપ્તિ થઇ.

ગત વર્ષ–૧૯૧૨–ના ઑક્ટોબર માસમાં પી. ડી. પંડિતની કંપનીવાળા રા. દેવશંકર કેશવજી પંડિતે એ વાર્તા પ્રકટ કરવાની પોતાની ઇચ્છા દર્શાવી, એટલે મેં એ વિશેનો બધો ઇતિહાસ કહી સંભળાવ્યો. તે સાંભળીને તેમણે એવો અભિપ્રાય દર્શાવ્યો કેઃ "જેટલો ભાગ મૂળ તમારો લખેલો છે તે કાયમ રાખી બાકીનો ભાગ પણ તમે પોતેજ નવેસરથી લખી નાખો અને પુસ્તક તમારા એકલાના નામથી જ પ્રકટ થાય તો વધારે સારૂં." તેમની એ ઇચ્છાને અનુસરી જેટલો ભાગ પ્રથમ મારો લખેલો હતો તેટલો સુધારા વધારા સાથે કાયમ રાખી બાકીનો છેવટ સુધીનો ભાગ નવેસરથી લખવામાં આવ્યો છે અને જેટલાં પ્રકરણો રા. ગુણવંતે લખ્યાં હતાં તે કાઢી નાખવામાં આવ્યાં છે અને તે જ વાર્તા આજે પુસ્તકાકારમાં 'કુસુમ-કંટક અથવા રમણી કે રાક્ષસી?' નામથી સુજ્ઞ પાઠકવર્ગના કર-

ક્રમલમાં સાદર કરવામાં આવે છે. મરહૂમ અલારખાનો લખેલો કશો ભાગ તો પ્રકટ થયો જ ન હોતો અને રા. ગુણવંતનાં લખેલાં પ્રકરણો નીકળી ગયાં છે એટલે મુખપૃષ્ઠપર તેમનાં નામો રખાયાં નથી. છતાં આ વાર્તાલેખનના મૂળ કારણીભૂત મરહૂમ અલારખા હોવાથી અને પત્રમાં એ વાર્તા મારી અડચણના વખતે પૂરી કરનાર રા. ગુણવંત હોવાથી તેમનો આભાર મારે માનવોજ જોઇએ. અસ્તુ; હવે આપણે નવલકથામાંના મુખ્ય વિષયની કિંચિત્ ચર્ચા કરીશું.

જેને આપણે 'અબળા' ના નિર્બળતાદર્શક નામથી ઓળખીએ છીએ, તે જ અબળા જ્યારે મદનના મદથી ઉન્માદિની બની જાય છે કિંવા અમુક પ્રકારના શુભ કે અશુભ નિશ્ચયપર આવી જાય છે, તે વેળાયે પોતાના વિકારની તૃપ્તિ તથા નિશ્ચયની પૂર્તિમાટે કેવાં કેવાં ભયાનક કૃત્યો અને અશ્રુતપૂર્વ સાહસો કરે છે અને તે વળી એટલી સીમા સુધી કે કોઇ મહાનીચ અને અત્યંત નિર્દય તથા વિઘાતક પુરુષને પણ તેના સમક્ષ લજ્જાથી મસ્તક નીચું નમાવવું પડે, એનું આ નવલકથામાં મૂળ લેખકે આબેહૂબ શાબ્દિક ચિત્ર આલેખેલું છે. સત્ય પ્રેમિજનોના શિરપર એક પછી એક આવતાં અનેક સંકટો, કામી અને લોભી જનોના નાના પ્રકારના છળપ્રપંચ નીચ નારીઓની કુટિલતા, કામી પુરુષોની પરવશતા અને સંસારની વિલક્ષણતા આદિ વિષયો પ્રસ્તુત કથામાં એવી તો રસમયતાથી વર્ણવાયા છે કે તે પાઠકને તત્કાળ તલ્લીન કરી નાખે છે અને એમાં ભેદોની જે અખંડ પરંપરા ચાલે છે તે એવી તો આકર્ષક છે કે છેલ્લું પ્રકરણ સમાપ્ત કર્યા વિના પાઠકની આકાંક્ષાની તૃપ્તિ થઇ શકતી નથી.

પ્રસ્તુત પુસ્તક ગત જાન્યુઆરી માસમાં પ્રકટ થવાનું હતું, પણ ગત ૧૯૧૨ ના નવેમ્બર માસમાં જ્યારે આ પુસ્તક છાપવામાટે પ્રેસમાં આપવાનો વિચાર ચાલતો હતો તેવામાં નવેમ્બરની તા. ૧૪ મી

અને ગુરુવારે રાત્રે ૧ વાગે કેટલાક **'ये तु घ्नंति निरर्थकं परहितं ते के न जानीमहे'** જેવા બે ચાર શત્રુઓના પ્રયત્નથી મારા શિરપર એક એવું સંકટ આવી પડયું કે જેની સ્વપ્નમાં પણ કલ્પના ન હોતી. જો શત્રુઓ પોતાના એ નીચ પ્રયત્નમાં ફાવ્યા હોત, તો અવશ્ય મારૂં અવશિષ્ટ જીવન સદાને માટે કલંકિત થઇ જાત; પરંતુ સત્યના સહાયક અને ન્યાયશીલ પરમાત્માની કૃપાથી અને મારા સત્ય મિત્ર–મિત્રના નામને સંપૂર્ણ રીતે શોભાવનાર મિત્ર–રા. રા. વલ્લભ કેશવ નાયક, રા. રા. હરિહર પુરુષોત્તમ સેવક અને રા. રા. મોતીરામ બેચર નંદવાણાએ કરેલા અગાધ પરિશ્રમ તથા તન અને ધનની આપેલી સહાયતાથી જ આજે મારી પ્રતિષ્ઠા કાયમ રહી શકી છે. તેમાં પણ ભાઇ વલ્લભ કેશવ નાયકે મારા માટે જે જે પરિશ્રમો કર્યા છે તે ઉપકારનો બદલો તો મારાથી આ જીવનમાં વાળી શકાય તેમ છે જ નહિ. મારો માત્ર એટલો જ અંતઃકરણ પૂર્વક આશીર્વાદ છે કે, પરમાત્મા એ મારા પરોપકારી મિત્રોને દીર્ઘ આયુષ્ય, ઉત્તમ આરોગ્ય અને વિપુલ ધનધાન્યસંપત્તિ આપો અને તેમના હસ્તે સદા આવાં જ પરોપકારમય કૃત્યો થતાં રહો !

ભાઇ વલ્લભ કેશવ નાયકને 'બોડાણો નાટક' અને રા. હરિહર પુરુષોત્તમ સેવકને 'મહારાષ્ટ્રીય ઉષઃકાળ' જેવી રીતે મેં પૂર્વે સમર્પિત કરેલાં છે, તેવી જ રીતે આજે પ્રસ્તુત ગ્રંથ રા. મોતીરામ બેચર નંદવાણાના કરકમળમાં સમર્પિત કરીને મિત્રઋણમાંથી હું કિંચિદ્ અંશે મુક્ત થાઉં છું.

સંવત્ ૧૯૬૯ ચૈત્ર પૌર્ણિમા
તા. ૨૧ મી એપ્રિલ ૧૯૧૩ સોમવાર,
મુંબઇ.

ઠક્કુર નારાયણજી વિસનજી

# અનુક્રમણિકા

| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ લું | લટકતી લલના ... ... ... ... | ૧ |
| ૨ જું | જલયાત્રા ... ... ... ... ... | ૮ |
| ૩ જું | મિત્ર મિલન ... ... ... ... | ૧૧ |
| ૪ થું | પ્રેમાકર્ષણ... ... ... ... ... | ૧૮ |
| ૫ મું | વિયોગ ... ... ... ... ... | ૨૩ |
| ૬ ઠું | લોભી અને ઠગ :... ... ... ... | ૨૬ |
| ૭ મું | મિત્ર માધવ ... ... ... ... | ૩૧ |
| ૮ મું | રંભા અને તારા... ... ... ... | ૩૬ |
| ૯ મું | સંકટમાં સંકટ ... ... ... ... | ૪૨ |
| ૧૦ મું | દગો ... ... ... ... ... | ૫૦ |
| ૧૧ મું | લૂટારાની ટોળી ... ... ... ... | ૫૮ |
| ૧૨ મું | મોહિની ... ... ... ... ... | ૬૧ |
| ૧૩ મું | મોહિની કે દ્રોહિણી ? ... ... ... | ૬૬ |
| ૧૪ મું | શંકા ... ... ... ... ... | ૬૯ |
| ૧૫ મું | પાપિની ... ... ... ... ... | ૭૩ |
| ૧૬ મું | કેટલીક અદ્‌ભુત ઘટનાઓ ... ... ... | ૯૦ |
| ૧૭ મું | મહેન્દ્રનો છુટકો ... ... ... ... | ૧૦૧ |
| ૧૮ મું | નવી બાજી... ... ... ... ... | ૧૦૬ |
| ૧૯ મું | રંભા ક્યાં ગઇ ?... ... ... ... | ૧૧૦ |
| ૨૦ મું | નારી કે નાગિની?... ... ... ... | ૧૧૪ |

૨૧ મું ખજાનામાં હાડપિંજર ... ... ... ૧૨૫

૨૨ મું શૂરસેનની ધૂર્તતા ... ... ... ... ૧૨૮

૨૩ મું દાવપેચનો ફન્દો ... ... ... ... ૧૪૪

૨૪ મું નવીન વ્યવસ્થા ... ... ... ... ૧૫૨

૨૫ મું દીકરો કે બાપ? ... ... ... ... ૧૫૬

૨૬ મું અમાવાસ્યાની રાત્રિ ... ... ... ૧૬૧

૨૭ મું કેતકીનું ખૂન ... ... ... ... ૧૬૮

૨૮ મું મહેન્દ્રની સરળતા ... ... ... ૧૭૩

૨૯ મું નિરાશા, નિરાશા !!.. ... ... ... ૧૮૧

૩૦ મું ભેદનો પ્રકાશ ... ... ... ... ૧૮૮

૩૧ મું આનંદ, આનંદ !!... ... ... ... ૨૧૦

ઉપસંહાર... ... ... ... ... ૨૧૬



“ હેતે હથેળીમાંહિ ઝેરી વીંછીને બેસાડજો;
ને ગળે કાળા નાગને પણ પ્રેમથી વીંટાળજો;
વિકરાળ હિંસક વાઘને કૂદાવજો છાતીપરે,
કુલંકષાના સ્રોતમાંહી મૂકજો નૌકા ખરે.
વળિ આગમાં વિશ્વાસ ધરતાં પણ જરા ડરશો નહિ;
પણ કોઈએ વિશ્વાસ વનિતાનો કદા કરશો નહિ,
સુખમાં સુધાને રાખીને હૃદયે હલાહલ રાખતી,
રમણી નથી એ રાક્ષસી, છે મદનમાં એની મતિ ! ”

ઠક્કુર નારાયણ

# કુસુમકંટક

અથવા

# રમણી કે રાક્ષસી?

## પ્રકરણ ૧ લું

### લટકતી લલના



“અહાહા ! આ સમયે આ નિર્જન વન શાંતતાના સામ્રાજ્યથી કેવું ભયંકર દેખાય છે ! આ કૌમુદીએ તો વળી નવીન રંગ જ ઉપજાવ્યો છે, અને આ વૃક્ષોને ભેદીને પૃથ્વીપર પડતી ચંદ્રજ્યોત્સ્ના કેટલી દૂર લંબાયલી છે! ક્વચિત્ ખંડિત વૃક્ષોનાં મસ્તકરહિત મનુષ્યશરીર જેવાં થડો દૃષ્ટિયે પડતાં મારા મનમાં કેવા પ્રકારના ભાવો પ્રકટાવે છે, તે માત્ર હું જ જાણું છું.”

ઇત્યાદિ વચનો ધીમા સ્વરે બબડતો વીસથી બાવીસ વર્ષની ઉમ્મરનો એક તરુણ એક અત્યંત [illegible]ર તથા ભયંકર અરણ્યમાં અહીં તહીં ફરતો દેખાતો હતો. સ્વચ્છ અંગ, ગૌર રંગ, અને શરીરબંધન મજબૂત તથા મુખપર લાલિમાનું પ્રત્યક્ષ દર્શન થતું હતું. પરંતુ તે ચિંતા તથા ઉદાસીનતાના વમળમાં ગોથાં ખાતો હોય, એમ તેના મલિન મુખપરથી દેખાતું હતું.

ફરતાં ફરતાં એ શૂરવીર નવયુવકના કાનમાં એક કરુણોત્પાદક રોદનધ્વનિનો આઘાત થયો, કે જે સાંભળતાંજ તે ચમક્યો અને અહીં તહીં ધ્યાન આપીને જોવા લાગ્યો; પરંતુ તે ધ્વનિનો પુનઃ પડઘો ન થયો.

એ કરુણોત્પાદક રોદનધ્વનિ એવો તો શોકભરિત હતો કે, જેના શ્રવણથી પાષાણહૃદય માનવીનું મન પણ પીગળીને નરમ મીણ જેવું થઇ જાય. યુવક તત્કાળ ચિન્તામગ્ન થઇ ગયો; કારણ કે તે જેટલો શૂરવીર તથા બળવાન્ હતો, તેટલો જ સહૃદય પણ હતો. ધ્વનિની મધુરસ્વરતાથી તેને તે જ ક્ષણે જ્ઞાન થઇ ગયું કે, આ રોદન કોઇ બળાત્કારપીડિત કોમળ બાળાનું જ હોવું જોઈએ. એ અનુમાને તો વળી તેના હૃદયમાં અધિક કોપની જ્વાળા પ્રકટાવી અને તે, તે ધ્વનિની દિશા ધરીને પશ્ચિમે ચાલતો થયો.

હજી તો તે થોડેક છેટે ગયો ન ગયો એટલામાં પુનઃ તેને તે રોદનસ્વર સંભળાયો; એ સ્વર તેની ડાબી બાજૂએથી આવતો હતો, તેથી તે, તે તરફ વળ્યો અને ક્ષણેકમાં તે રોદનધ્વનિના જન્મ-સ્થાનમાં આવી ઊભો રહ્યો.

ત્યાં પહોંચતાં તો તે વિશેષ આશ્ચર્યચકિત થયો. ભય, વિસ્મય તથા કોપથી તેની સ્થિતિનું વિચિત્ર દર્શન થવા લાગ્યું અને તેનું હૃદય ધકધક ધ્વનિસહિત ધડકવા લાગ્યું; કારણ કે, તેની દૃષ્ટિયે પડેલા કૌતુકનો પ્રભાવ એવા જ પ્રકારનો હતો.

તે સ્થળે પીપળાનું એક ઝાડ હતું; અહીં અર્ધરાત્રિ સમયે મંદ વાયુના આઘાતથી તેનાં પાંદડાં ખડખડી રહ્યાં હતાં અને તેની એક વિશાળ ડાળમાં એક મડદું લટકતું હતું. તેના પગોમાં દોરી બાંધેલી હતી અને માથું જમીન તરફ ઝૂલતું હતું. આ દેખાવ જોઇને જ આપણા તરુણ વનચરની તે દશા થઇ ગઇ કે જેનું વર્ણન આપણે ઉપર કરેલું છે.

ઝાડની ડાળમાં લટકતી લાશને જોઇને આપણા તરુણે મ્યાનમાંથી

તલ્વારને બહાર ખેંચી અને તે આગળ વધ્યો. સમીપ જતાં સૂક્ષ્માવલોકનથી તેને જણાયું કે એ લટકતી લાશ કોઇ લલિત લલનાની હતી. તેની સાડી કેટલેક સ્થાને જમીનપર પડેલી હતી અને અંગ બહુધા નગ્ન દેખાતું હતું. તેના કમલનાલવત્ બે સરલ હસ્તો પણ પૃથ્વી તરફ લટકી રહ્યા હતા.

તરુણ અત્યંત લીનતાથી તથા ધ્યાન પૂર્વક તે શબને નિહાળવા લાગ્યો. એટલામાં વાયુનો એક ઝપાટો આવ્યો તેથી વૃક્ષોની ડાળીઓ કંપાયમાન થઇને ઝોકાં ખાવા લાગી તથા તે શાખા, કે જે ચંદ્રમાના પ્રકાશને તે દુર્ભાગી સુંદરીના શરીર સુધી પહોંચવા ન હોતી દેતી, તે દૂર થઇ ગઇ. અને જો કે થોડાં ક્ષણમાટે, પણ ચંદ્રપ્રકાશ તે શબ પ્રતિ પહોંચી શક્યો. ચંદ્રપ્રકાશથી તે શબનું પ્રત્યક્ષ દર્શન થતાં તે તરુણના અંગમાં રોમાંચ ઊભાં થયાં; કારણ કે, તે લટકતી લલનાનું વદન ચંદ્રથી કોઇ પણ પ્રકારે ઉતરે તેવું ન હોતું. ચંદ્રનો પ્રકાશ પડતાં અને તેના મુખચંદ્રનો પ્રકાશ તેમાં મળી જતાં ઉભય પ્રકાશોની પરસ્પર લીનતા થઇ ગઈ

આપણા બહાદુર યુવકને એ શશિપ્રકાશમાં જે બીજી આશ્ચર્યજનક વાર્તા જ્ઞાત થઇ, તે એ હતી કે, એ લટકતી લલનાના શરીરપર સુવર્ણ અને રત્નજડિત અલંકારો જેમના તેમ જ હતા; અને તેથી પૂર્ણનો તેનો વિચારપ્રવાહ એક જૂદાજ માર્ગમાં દોડવા લાગ્યો.

તરુણે શબને હસ્તસ્પર્શ કરીને જોયું કે, તેમાં જીવ છે કે નહિ! નાસિકાપર હાથ રાખ્યો; શ્વાસ ચાલતો હતો, તે અદ્યાપિ જીવતી હતી. તેના મનમાં હર્ષ થયો અને તે તેના પ્રાણ બચાવવાને તત્પર થયો. સાથે તેણે આવી કોમલ કામિનીને વિના કારણ સંકટમાં નાખનાર પાપીને યોગ્ય શાસન આપવાનું " પણ " પણ લીધું.

થોડોક વિચાર કરીને તે, તે વૃક્ષપર ચઢી ગયો અને પ્રવીણતા તથા શાંતિથી તે દોરીને છોડી કે જેવડે તે સ્ત્રીને બાંધીને લટકાવવામાં આવી હતી. તેને ધીરેથી જમીનપર ઊતારીને તે પોતે પણ વૃક્ષપરથી નીચે

ઉતરી આવ્યો; પગમાંથી દોરી છોડીને તેને સીધી કરી, ઝાડના થડ સાથે ટેકાવીને ઉભી રાખી, અને તેને હાથનો ટેકો પણ દઇ રાખ્યો; એથી ઘણો વખત સુધી ઉંધે માથે લટકવાથી તેના અર્ધા ભાગનું જે સમગ્ર શોણિત મસ્તકવિભાગમાં એકત્ર થયું હતું, તે સ્વસ્થાને આવતાં તે શુદ્ધિમાં આવી અને આંખો ખોલીને ટમટમ જોવા લાગી. ક્ષણેકમાં તે રમણીએ બેસવાની ઇચ્છા દર્શાવી.

યુવકે આસ્તેથી તેને વૃક્ષના આધારે બેસાડી અને પૂછ્યુ: "આપની પ્રકૃતિ હવે કેમ છે ?" એના ઉત્તરમાં તે કાંઈ પણ બોલી નહિ થોડી વાર પછી તેણે મસ્તક ઉંચું કરીને ચંદ્રમા પ્રતિ દૃષ્ટિ કરી અને પુનઃ અધે મુખ કરીને મૃદુ તથા ધીમા સ્વરે બોલવા માંડયું: "આપે મારા પ્રાણનું રક્ષણ કર્યું છે, તેનો બદલો હું કોઇ પણ પ્રકારે વાળી શકું તેમ નથી; હું આ જન્મમાં આપની પરિચારિકા થઇ આપનાં ઉચ્છિષ્ટ પાત્રોને સ્વચ્છ કરવાનું સ્વીકારૂં તો પણ આપના ઉપકારથી મુક્ત થઇ ન શકું."

"એટલો બધો ઉપકાર માનવાની કાંઇ પણ આવશ્યકતા નથી. મેં આપપર આભાર નથી કર્યો, પરંતુ મારૂં કર્તવ્ય જ કર્યું છે, અને તેમ કરીને પોતાને પાપભાગી થતો અટકાવ્યો છે. મેં કાંઇ મારા પ્રાણને આપત્તિમાં નાખીને આપના પ્રાણ નથી બચાવ્યા, પરંતુ અચાનક આપને આવી આપત્તિમાં અવલોકી મનુષ્યકર્તવ્યને અનુસરી આપને જે બની શકી તે સહાયતા કરી છે. હું તો શું પણ કોઇ પાષાણહૃદયી મનુષ્ય પણ આપની આ અવદશાને નિહાળતે, તો તેને પણ અવશ્ય દયા આવત; તેમાં પણ જેને કિંચિન્માત્ર પણ એવું જ્ઞાન હોય, કે આ સૃષ્ટિનો કર્તા કોઇ ઈશ્વર છે, તો તે આવા સમયમાં એક મરતા જીવને ન બચાવે એ કદાપિ બને જ નહિ. માટે મે આમાં આપનું શ્રેય નહિ, પણ શુદ્ધ અંતઃકરણથી મને પોતાને અપકીર્તિરૂપ રાક્ષસીથી બચાવવામાટે મારૂં પોતાનુંજ શ્રેય કરેલું છે. અર્થાત્ આપ એ વિષયમાં મૌનને ધારણ કરી લ્યો એ જ વિશેષ લાભકારક છે."

ઉદાર તરુણે પોતાની ઉદારતા અને સરળતાનું દર્શન કરાવતાં કહ્યું.

એ સંભાષણ ચાલતું હતું તેટલા સમયમાં પવનના કૈંક ઝપાટા આવી ગયા, તેવી પીપળાની શાખાઓ આન્દોલિત થતાં ચંદ્રપ્રકાશ તે સ્થળે પહોંચી શક્યો ! અને તેની સહાયતાથી એ યુવક તથા યુવતીને પરસ્પર સ્પષ્ટ દર્શનનો કાંઇક લાભ મળી શક્યો. યુવકનો વદન ચાલતો હતો, તે વેળાએ વચવચમાંથી વનિતા તેને ધ્યાન પૂર્વક નિહાળતી અને સ્રીના સ્વાભાવિક નિયમને અનુસરીને પુનઃ અધોમુખા થઈ જતી હતી તેનું ભાષણ પૂર્ણ થતાં તે સવિનય બોલી:—

' મારામાં એટલી બુદ્ધિ નથી કે આપના પાંડિત્યપરિપૂર્ણ અને આલંકારિક ભાષણનું યથાર્થ ઉત્તર આપી શકું; કારણ કે, ગમે તેવી પણ હું એક અજ્ઞાન અબળા છું. તથાપિ એટલું તો હું નિઃશંક કહી શકું છું કે, આપે મારાપર જે ઉપકાર કર્યો છે તે હું જ જાણું છું; તેનું સંપૂર્ણ વર્ણન કરવાનું મારામાં સામર્થ્ય નથી તેમ જ તેમ કરવાનો આ પ્રસંગ પણ નથી." એ વાક્યો બોલતાં બોલતાં તેની મુખમુદ્રામાં ભયની છાયા પ્રકટી નીકળી. યુવકે આશ્ચર્ય પામીને પૂછ્યું: " આમ એકાએક ભય પામવાનું કારણ ?"

" હું આપના આભારસ્મરણના આનંદમાં ભયના ભેદને ભૂલી ગઇ હતી, તેની પુનઃ સ્મૃતિ થતાં મારી મુખમુદ્રામાં ખિન્નતા દેખાય એ સ્વાભાવિક છે. પરંતુ આપણે જો અહીં વધારે વાર રોકાઇશું, તો આપણા ત્રણેના કોઇ અપૂર્વ રીતે પ્રાણનાશનો સંભવ થશે." તેણે મનને કાંઇક દૃઢ કરી ઉત્તર આપ્યું.

"ત્રણ" એ શબ્દે યુવકને આશ્ચર્યમાં નાખી દીધો. વિસ્મયથી તેણે પૂછ્યું: " અહીં તો તમારા અને મારા વિના ત્રીજું કોઇ પણ દેખાતું નથી, અને આપે ત્રણ કહ્યાં એ શું ? હું સમજી નથી શકતો."

" હાય ! મારી માની જણેલી પ્યારી બ્હેન પણ અહીં જ છે ! " યુવતીએ એ એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું.

યુવક ચમક્યો અને આતુરતાથી પૂછવા લાગ્યો: " હેં, અહીં

આપની ભગિની કયાં છે ! સત્વર બતાવો કે તેને પણ બચાવવાની યોજના કરીએ. "

" આ સ્થળે, " યુવતીએ આંગળીવડે પાસેની જમીનનો એક ભાગ દેખાડીને કહ્યું.

" તેને પૃથ્વીમાં દાટવામાં આવી છે ? તો તો તે કયારનીએ રામશરણ થઇ ગઇ હશે ! " યુવકે યોગ્ય વાદનું પ્રતિપાદન કર્યું.

" ના ના; તેને દાટવાને હજી કાંઈ ઘણી વાર થઇ નથી. મને આ વૃક્ષપર લટકાવ્યા પછી તે દુષ્ટોએ તેને દાટી છે, અને વળી તેને દાટવા પહેલાં એક લાંબી પહોળી વિશાળ પેટીમાં બંધ કરેલી છે, એટલે મારા ધારવા પ્રમાણે તે અવસ્ય જીવતી હશે " યુવતીએ તેના સંશયનું યોગ્ય નિવારણ કર્યું.

એ વાકયો સાંભળતાં જ તે નવયુવક ત્યાંથી ઉઠીને ઊભો થયો અને તેના દેખાડેલા પૃથ્વીના પટને પોતાના ખંજરથી ખોદવા લાગ્યો; ખોદાયલી માટીને દૂર કરવાનું કાર્ય તે કોમલ યુવતી કરતી હતી.

પેટીને બહુ ઉંડી દાટેલી ન હોવાથી તેનું ઉપરનું પડ બહુ જ જલ્દી નજરે પડયું.

પેટીને તાળું મારેલું ન હોતું. બન્ને જણે અલ્પ આયાસે ઢાંકણું ઉઘાડયું અને પરસ્પર સહાયતાથી તે દુર્ભાગી બાળાને બહાર કાઢી અને જમીનપર સુલાડી; કારણ કે, તે શ્વાસરુંધનથી મૂર્ચ્છિતાવસ્થામાં પડેલી હતી. એ દ્વિતીય તરુણીના અંગપર કેટલાક સુવર્ણના રત્નજડિત અલંકારો દૃષ્ટિગોચર થતા હતા, અને તેણે પહેરેલા સાડી પણ મોંઘી કીમતની જણાતી હતી. અંધકાર હોવાથી તેની મુખાકૃતિ પ્રથમ તો સ્પષ્ટ ન દેખાઇ, પણ પાછળથી ચંદ્રપ્રકાશનું આગમન થતાં તેના સૌન્દર્યસૂર્યનો સ્વચ્છ પ્રતિબિંબ તે યુવકના હૃદયસરોવરમાં સારી રીતે આલેખિત થઈ ગયો.

મંજૂષાના બંધનમાંથી મુક્ત થવા છતાં અને વહેતા વાયુમાં

વિરામવા છતાં પણ તે મૂર્ચ્છામથી માનિનીને લગભગ બે ઘડી પછી ભાન આવવા પામ્યું. ભાન આવતાં સુધી તે યુવક અને યુવતી તેને રેશમી રૂમાલવડે વાયુ ઢોળ્યાં કરતાં હતાં. અંતે તેમના શ્રમનું સાફલ્ય થયું.

ચૈતન્ય પ્રાપ્ત થતાંજ તે મંજૂષામુક્ત યુવતીએ આપણા યુવક અને યુવતી પ્રતિ દૃષ્ટિ કરી અને મંદ સ્વરથી પૂછ્યું કેઃ' 'બહેન, મારી આવી દશા કેમ થઈ ?"

" આ સમય એવા પ્રશ્નોનો નથી, આપણને અહીંથી પલાયન કર્યાં વિના બીજું કાર્ય કરવું ભયકારક છે. કોઈ નિર્ભય સ્થાને પહોં-ચ્યા પછી આપણે વાર્તાલાપ આદરીશું. પ્રભુ આપણને આપત્તિમાંથી બચાવે." યુવતીએ સમયાનુસાર સંક્ષિપ્ત અને આશયદર્શક ઉત્તર આપ્યું.

એ સાંભળીને દ્વિતીય યુવતી ઉઠીને બેઠી થઈ અને અહીં તહીં દૃષ્ટિ કરીને પુનઃ બોલીઃ—

" બહેન, શું આપણે કોઇ એવી જગ્યામાં આવી ફસાયાં છીએ કે જ્યાંથી ન્હાસવા વગર આપણા છૂટકારાનો બીજો કોઇ પણ ઉપાય નથી ? જો એમ જ હોય, તો હું ન્હાસવાને તૈયાર છું. પરંતુ એટલું તો કહે કે, તારી પાસે બેઠલો યુવક કોણ છે, અને આ ખાડો શામાટે ખોદેલો છે કે જેમાં આ પેટી પડેલી છે ? "

" હું પોતે પણ નથી જાણતી કે, આ શૂરવીર અને આપણો પ્રાણરક્ષક કોણ છે. આ ખાડાનો તથા પેટીનો વૃત્તાંત જો કે, હું જાણું છું; પણ તે હાલ કહેવાનો સમય નથી. આ ક્ષણે તો પલાયન વિના મને બીજું કાંઇ પણ સૂઝતું નથી. પરંતુ તારામાં ચાલવાની શક્તિ ન હોય, તો તને ઉપાડીને લઇ જવાની તજવીજ કરીએ. બોલ, શો વિચાર છે ?" યુવતીએ ભેદભરિત ઉત્તરની સાથે અંતિમ પ્રશ્ન કર્યો.

પળ બે પળ વિચારમાં વીતાડીને કનિષ્ટ ભગિનીએ કહ્યુંઃ " મારામાં હવે ચાલવાની શક્તિ છે; ચાલો હું તૈયાર છું. "

ત્રણે વ્યક્તિઓએ ત્યાંથી તત્કાળ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૨ જું

### જલયાન!

---



આશા અને તેમાં પણ જીવનલાલસા એક એવો પદાર્થ છે કે, જેની સમક્ષ આ સૃષ્ટિના અન્ય સકળ પદાર્થો તુચ્છ ભાસે છે ! એ જીવનલાલસાએ જ આપણાં આ ત્રણ યુવક યુવતીઓને પલાયનમાં પ્રવૃત્ત કર્યાં હતાં, એની વાંચકોને પુનઃ સ્મૃતિ કરાવવી પડે તેમ નથી.

ધીરે ધીરે ચાલતાં એ ત્રણે જણ ત્યાંથી રવાના થયાં. થોડેક છેટે જવા પછી પ્રથમ યુવતીએ કહ્યું: "મને આગળ ચાલવા દો. મને અહીંથી નિર્ભય સ્થાને પહોંચવાના માર્ગની પૂર્ણ માહિતી છે, એટલે તમો બન્ને ચુપચુપ મારી પાછળ પાછળ ચાલ્યાં આવો." એમ કહીને તે આગળ વધી અને પશ્ચિમ દિશામાં ચાલવા લાગી. તેના ઉપદેશાનુસાર તેની ભગિની તથા તે યુવક મૂક મુખથી તેની પાછળ પાછળ ચાલવા લાગ્યાં.

બહુધા એક ઘડી પછી તેઓ એક નદીના તીરપર આવી પહોંચ્યાં, કે જેનું પેટ કાંઇ બહુ પહોળું ન હોતું. પરંતુ તે એટલું સાંકડું પણ ન હોતું કે કોઇનો ફેંકેલો પત્થર તેને પેલે પાર પહોંચી શકે

તીરપર નાની નાની બે નૌકાઓ ખુંટા સાથે બાંધેલી હતી અને તેમાં તેને ચલાવવામાટે હલેસાં પણ પડેલાં હતાં. યુવતી ત્યાં અટકી અને પોતાના બે અનુયાયિયોને કહેવા લાગી: "જલદી આ બેમાંની કોઇ પણ એક નૌકામાં બેસી જાઓ, વિલંબ ન કરો." એ સાંભળીને તે યુવકે કહ્યું: "પ્રથમ તમો બન્ને બહેનો એમાં બેસો એટલે પછી હું પણ બેસું છું." એમ કહીને તેણે પોતાના હાથનો આધાર આપીને

તે બન્ને સુન્દરીઓને નૌકામાં બેસાડી અને પોતે પાછળથી બેસવા જતો હતો એટલામાં તે પ્રથમ યુવતીએ કહ્યું: " થોભો, પ્રથમ પેલી બીજી નૌકાને તીરપરથી છોડી આ નૌકાની પાછળ બાંધો અને ત્યાર પછી બેસો; કારણ કે, એ નૌકાને અહીં મૂકીને જવું એ લાભકારક નથી. "

" બીજી નૌકાને આપણી નૌકા સાથે ઘસેડવાથી શો લાભ ? એથી ઉલટો આપણી નૌકાના વેગમાં ખલ્લલ થશે. " યુવાએ તેના ઉપદેશનું સકારણ ખંડન કરતાં કહ્યું.

" આપ ઉતાવળા ન થાઓ અને હું કહું છું તેમ કરો. મારો એમાં શો આશય છે, તે આપ હજી સમજી શક્યા નથી. વિશેષ વેળા વ્યતીત કરવામાં વિપત્તિનો વિચાર છે, માટે એ નૌકાને આ નૌકા સાથે બાંધીને આપ બેસી જાઓ." યુવતીએ વળી પણ પોતાની સૂચના પ્રમાણે કરવાનું તે યુવકને સૂચવ્યું.

" એમાં વખતે કાંઇ ભેદ હશે ! " એવા વિચારથી યુવકે તે બીજી નૌકાને કિનારેથી છોડીને પોતાની નૌકા સાથે બાંધી અને પોતે નૌકારૂઢ થઇને પ્રવાસનો પ્રારંભ કરી દીધો.

" હવે મારો જીવ શાંત થયો અને પ્રાણ બચવાનો આશા બંધાઇ. આ સકળ શ્રેયનું કારણ આપ જ છો. હવે આપ આ તરફ આવો અને મને હલેસાંવતી નૌકા ચલાવવા દો. " પ્રથમ યુવતી યુવક પાસેથી હલેસાં લેતી બોલી.

યુવકને એ યોગ્ય ન જણાયું, તેથી તે નમ્રતા પૂર્વક બોલ્યો: " વાહ ! હું બેસું અને આપ શ્રમ લ્યો, એ શોભે ખરું કે ? બસ, આપ બન્ને ચુપાચાપ બેસી રહો અને જુઓ કે હું નૌકાને કેવા વેગથી ચલાવું છું તે. અતિશય કષ્ટ સહન કરવાથી અદ્યાપિ આપને પૂર્ણ ભાન પણ આવ્યું નહિ હોય, અને તેટલામાં વળી આવા શ્રમો વેઠશો તો તે કેમ પરવડશે ? માટે એ હઠ રહેવા દો, અને તેને બદલે કહો કે, આપ કોણ છો ? આપના બોલવા

પરથી હું નિઃશંક અનુમાન કરી શકું છું કે આપનું અવતરણ તો કોઇ કુળવાન્ કુટુંબથી જ હોવું જોઇએ."

યુવતીએ એનું કાંઇ પણ ઉત્તર ન આપ્યું; ઉત્તરને સ્થાને ભગિનીદ્વયના કોમલ કપોલભાગમાં માત્ર કિંચિત્ સ્મિતછટાનું દર્શન થયું.

"હવે આપણે બહુ દૂર આવ્યાં છીએ, માટે આ બીજી નૌકાને અહીં ડુબાડી દેવામાં આવે તો આપણે પૂર્ણ નિશ્ચિંત થઇ જઇએ." પ્રથમ યુવતીએ ક્ષણિક સ્તબ્ધતાનું નિવારણ કરીને કહ્યું.

યુવાનના મનમાં કાંઇક વિચાર આવવાથી તે એકાએક બોલી ઉઠયો: "આ બીજી નૌકાને આપણી સાથે લેવાનો હેતુ હવે હું સારી રીતે સમજ્યો. હવે તો જેમ બને તેમ એને જલ્દી જ જલ-સમાધિ આપવો જોઇએ; અને તે પણ એવી રીતે કે તેથી આપણી નૌકાને કાંઇ પણ નુકસાન ન થાય."

એ વચનોની સાથે જ યુવકે હલેસાં ચલાવવાનું છોડી દીધું અને તે બીજી નૌકામાં આરૂઢ થઇ ગયો; કમ્મરમાંથી ખંજર કાઢીને તેવડે તેણે નૌકાના તળીઆમાં એક વિશાળ છિદ્ર પાડયું અને ઝડપથી પાછો પોતાની નૌકામાં આવીને દોરડું કાપી નાખ્યું. તે નૌકામાં પાણી આવવા માંડયું અને જોતજોતાંમાં નદીના પ્રવાહે તેને પોતાના પેટમાં ગડપ કરી લીધી. તેમણે પોતાની નૌકાને ત્વરાથી આગળ ચલાવી.

સરિતાનો પ્રવાહ આ સમયે શાંત અને સ્થિર દેખાતો હતો અને તેથી જાણે સરિતાસલિલ તે હિમશય્યા હોયની ! તેવો ભાસ થવા લાગ્યો. નભમાંથી નિશાપતિ પણ પોતાનાં શીત તેજોમય કિરણોને ઉદાર હૃદયથી પૃથ્વીપર પ્રસારી રહ્યો હતો; અને આપણાં પ્રવાસીઓ નિશ્ચિંતતાથી પોતાના માર્ગમાં આગળ વધ્યાં જતાં હતાં. એ ત્રિપુટી તરુણતા, સૌંદર્ય તથા કોમલતામાં એકસમાન હોવાથી તેમને પરસ્પર અવલોકનથી અત્યંત આનંદ થતો હતો અને

તે આનંદમાં હલેસાં મારવાનો શ્રમ તેમને આનંદચેષ્ટા સમાન ભાસતો હતો. નિઃસર્ગનો નિયમ જ વિચિત્ર છે!

પ્રથમ કોમલાંગી યુવતીએ સહાસ્ય વદનથી યુવકને કહ્યું: "હવે આપણને કોઈનો પણ ભય નથી, નૌકાને પોતાની મેળે ધીરે ધીરે ચાલવા દો અને આપ આવીને અમારી પાસે બેસો."

યુવક તો એ પ્રથમથી જ ઇચ્છતો હતો કે એમની પાસે બેસવાનો પ્રસંગ ક્યારે મળે અને એમનો વૃત્તાંત ક્યારે જાણવામાં આવે! તેથી આવો મનોવાંચ્છિત પ્રસંગ સ્વતઃ પ્રાપ્ત થતાં તેને તે કેમ જવા દે વારૂ? અર્થાત્ તેણે તેના કહેવા પ્રમાણે કર્યું. હલેસાંને છોડીને તે તેમની સામે આવીને બેઠો અને તેમનાં સ્મિતયુક્ત વદનના અવલોકનથી વિશેષ હર્ષિત થયો.

## પ્રકરણ ૩ જું

## મિત્રમિલન

તરલ તરંગિણીમાં તે તરુણ ત્રિપુટીની નૌકા ધીમે ધીમે આગળ વધવા લાગી. યુવકે બન્ને યુવતીઓ પ્રતિ દૃષ્ટિ રાખીને વાર્તાલાપનો પ્રારંભ કર્યો: "હવે આપણે સર્વથી નિર્ભય છીએ. મને તો જો કે પ્રથમ પણ કોઈનો ભય ન હોતો, પરંતુ તમારા લીધે મારે પણ પલાયનનો આશ્રય લેવો પડયો. હવે તમારો વૃત્તાંત જાણ્યા વિના મારાથી રહી નથી શકાતું, તેથી તે કહો; કારણ કે, આવો શાંત સમય વારંવાર નહિ મળે."

"સત્ય છે; પરંતુ પ્રથમ આપ તો કહો કે આપનું શું નામ છે અને ક્યાં વિશ્રામ છે? અને એકાએક એ અરણ્યમાં આપનું

આગમન શા કારણથી થયું હતું ? ” પ્રથમ યુવતીએ યુવકનો વૃત્તાંત જાણવાની ઇચ્છા પ્રદર્શિત કરતાં કહ્યું.

“ હું તો મારો વૃત્તાંત કહીશ જ; પરંતુ પ્રથમ તમારે પોતાનું ચરિત્ર કહેવું જોઇએ; કારણ કે, પ્રથમ એ વિષયમાં મારી પ્રાર્થના થયેલી છે; વળી મારા વૃત્તાંતમાં કાંઇ એટલી બધી વિચિત્રતા પણ સમાયલી નથી કે જે તમારા મનને આકર્ષક ભાસે. આપનું ચરિત્ર ખરે જ રસદાયક નીવડશે; કારણ કે, તે કરુણારસથી ભરેલું છે; આપની તે ભયંકર સ્થિતિનું મને સ્મરણ થાય છે, ત્યારે મારાં રોમાંચ ઉભાં થઈ જાય છે અને શરીરમાં વ્યગ્રતા વ્યાપી જાય છે. હા ! તે કેવો કઠોર અને દુષ્ટ માનવી હશે કે જેણે તમારા જેવી પુષ્પવત્ કોમલ તરુણીઓપર આવો બળાત્કાર કરવાની હિમ્મત ચલાવી !!!” યુવકે તેને તેનો પોતાનો વૃત્તાંત પ્રથમ કહી સંભળાવવાનો આગ્રહ કરતાં પોતાનો દયાપૂર્ણ સ્વભાવ દર્શાવ્યો.

દ્વિતીય યુવતીને યુવાનું એ બોલવું યથાર્થ ભાસ્યું અને તેથી તે પોતાની ભગિનીને કહેવા લાગી કે, “ હા બહેન, પ્રથમ તમો આપણી હકીકત કહો કે જેથી તેને સત્વર જાણવાની મારી ઉત્કંઠા પણ તૃપ્ત થાય. ”

“ બહુ સારૂં; ત્યારે હું જ પ્રથમ મારી કર્મકથાનો પ્રારંભ કરૂં છું; પરંતુ અજ્ઞાત યુવક, જો આપની સ્વવૃત્તાંત પ્રથમ કહેવાની ઈચ્છા ન હોય, તો પણ આપ માત્ર પોતાનું નામ જણાવવાની તો અવશ્ય કૃપા કરશો કે જેથી સંભાષણ સમયે આપને સંબોધવામાં મને સુલભતા થઇ શકે. ” પ્રથમ યુવતીએ તેમની વિનતિને માન્ય કરીને આવશ્યક માગણી કરી.

“ નામ જાહેર કરવામાં મને કોઇ પણ પ્રકારનો બાધ નથી; મારૂં નામ મહેન્દ્ર છે; ” એટલું કહીને યુવકે વિશેષમાં જણાવ્યું કે: “ હવે આપનો વૃત્તાંત સંપૂર્ણ થતાં સુધી હું બીજા કોઇ પણ [illegible] ”

પ્રિય વાંચક, હવેથી આપણે એ યુવકને ' મહેન્દ્ર ' ના નામથી જ બોલાવીશું.

' તો આપ લક્ષપૂર્વક સાંભળો, હું મારા ચરિત્રવર્ણનનો આરંભ કરૂં છું. " પ્રથમ યુવતી બોલી.

આ ત્રણ પ્રવાસીઓએ હલેસાં મારવાનું તો ક્યારનુંયે બંધ કર્યું હતું અને પાછળથી તેઓ પરસ્પર સંભાષણમાં એટલી સીમા પર્યન્ત લીન થઈ ગયાં કે, નદીના પ્રવાહમાં ચાલતી તેમની નૌકા કેણીગમ જતી હતી એનું પણ તેમને ભાન રહ્યું નહિ અને નૌકા સ્વૈરગતિથી ચાલતી તીરપ્રાંતમાં આવી લાગી.

પ્રથમ યુવતીએ પોતાના વૃત્તાંતવર્ણનનો આરંભ કર્યા પૂર્વે જ તેમની નૌકા એક મોટા પિપ્પલ વૃક્ષ તળે આવી પહોંચી. એ પિપ્પલ વૃક્ષ નદીના તટપર જ ઊભેલું હતું.

એમની નૌકા તે વૃક્ષ તળે પહોંચીને હજી તો ઊભી પણ ન હોતી રહી, એટલામાં ઉપરથી એકાએક એક ગુહ્ય ધ્વનિ સંભળાયો: " મહેન્દ્ર, ભલે નસાડીને લઇ જા, હવે તને મિત્રોની ચિંતા ક્યાંથી હોય ? પરંતુ હું પણ તારો ગુરુ થઇ નીવડયો કે તારો માર્ગ જ બંધ કરી દીધો. હવે તારામાં હિંમત હોય તો જા જોઇએ આગળ. તું કેટલા કદમ વધી શકે છે તે તો જોઇએ ! "

એ ગુહ્ય ધ્વનિના શ્રવણથી તે બન્ને યુવતીઓના ભયની સીમા ન રહી; પરંતુ આશ્ચર્ય કે, મહેન્દ્ર તો હાસ્યમાં જ નિમગ્ન થઇ ગયો. એથી તો વળી તેઓ વિશેષ વિસ્મયમાં વીંટળાઈ ગઈ. યુવતીઓની તો એવી ખાત્રી થઈ કે: " એ અવશ્ય અમારો શત્રુ જ હોવો જોઇએ. " ભયથી તેમનું શરીર કંપવા લાગ્યું અને બોલવાની ઇચ્છા છતાં તેમનાં મુખમાંથી એક પણ શબ્દ નીકળી ન શકયો.

મહેન્દ્રે તે અબળાઓની એવી અવદશાને અવલોકીને તેમને આશ્વાસન આપવાના હેતુથી કહ્યું: " ગભરાશો નહિ, એ ધ્વનિકાર વ્યક્તિને આ ક્ષણેજ હું આ નૌકામાં બોલાવું છું. " એટલું કહીને

તેણે તે ગુહ્ય ધ્વનિ પ્રતિ કહ્યું; “ ચાલ હવે ચેષ્ટા ન કર અને ઊતર જલ્દી નીચે. ”

આજ્ઞા થતાંજ તે અજ્ઞાત મનુષ્ય વૃક્ષપરથી નીચે ઊતર્યો અને મહેન્દ્રે તેનો હાથ ઝાલીને તેને નૌકામાં બેસાડ્યો. ત્યાર પછી તેણે નૌકાને જલના મધ્યભાગમાં લઇ જઇને પ્રવાહમાં છોડી દીધી.

મહેન્દ્રે જ્યારથી એ મનુષ્યને નૌકામાં લાવી બેસાડ્યો હતો, ત્યારથી તેની મુખમુદ્રાને અવલોકતાં આપણી બન્ને યુવતીઓની વિસ્મિત દશા થતી જતી હતી. તે બન્ને તરુણીઓ પોતાના સ્વાભાવિક હાસ્યનો કોઈ પણ પ્રકારે અવરોધ કરી ન શકી; કારણ કે, જે શૌર્યદર્શક ધ્વનિથી તે અદશ્ય સંભાષણ કરતો હતો, તદનુસાર તેની મુદ્રા ન હોતી; કિંતુ તેની મુખપ્રતિમા એવી હતી કે પ્રથમ અવલોકનારને અવશ્ય સવિનોદ હાસ્ય જ ઉપજે

તેનું વય પચ્ચીસથી ત્રીસ સુધીનું, ઠીંગણું કદ, નાના અને નાજુક હાથ પગ, મસૂરિકાચિહ્નમય મુખ, એકાક્ષ તથા તે કૃષ્ણ-વર્ણ હતો. તેણે ધોતીયું લાલ રંગનું પહેરેલું હતું; તેમ જ અંગરખું તથા ટોપી પણ તેવાં જ વિચિત્ર હતાં. હાથમાં ભાંગ ઘૂંટવાનો એક લોટો, બગલમાં તંબાકુનો બટુઓ અને કાંધપર પછેડી લટકી રહી હતી. અર્થાત્ તેનો સઘળો વેશ વિચિત્રતામય જ દષ્ટિગોચર થતો હતો.

. એવી અપૂર્વ પ્રતિમાને નિરખી કોને હાસ્ય ન ઉપજે! અંતે તે બન્ને યુવતીઓએ મહાકષ્ટથી પોતાના હાસ્યને રોકીને મહેન્દ્રને હસ્તનિર્દેશથી પોતાની પાસે બોલાવ્યો, અને ધીરે ધીરે પૂછવા માંડ્યું કે: “ આ વિચિત્ર મનુષ્ય કોણ છે કે જેને આપે આટલા બધા આદરથી નૌકામાં બેસાડ્યો છે ? ”

“ એ મારો બાળમિત્ર છે. ” મહેન્દ્રે સંક્ષેપમાં જ પતાવ્યું.

“ ત્યારે શું આપનો સંગ બાલ્યાવસ્થાથી આવાં મનુષ્યો સાથે જ થયેલો છે ? ” પ્રથમ પ્રમદાએ કાંઇક ગંભીર મુદ્રાથી પૂછ્યું.

મહેન્દ્ર તેના આશયને જાણી ગયો અને ઉત્તર આપવા લાગ્યોઃ "ના, મારા અન્ય મિત્ર એવા નથી. આને તો હું માત્ર મનોરંજન– માટે જ સાથે રાખું છું. એ જો કે મૂર્ખ દેખાય છે, તો પણ અંતઃક- રણથી એ મારો પૂર્ણ હિતૈષી છે તો જો કે એનામાં થોડી ઘણી મૂર્ખતા તો રહેલીજ છે. પરંતુ ઘણીક વાર એની પણ દીર્ઘ દૃષ્ટિ થઇ જાય છે. વિશેષ વર્ણનની આવશ્યકતા નથી; કારણ કે, હવે તો એ આપણી સાથે જ છે; અને તેથી આપને એનો પોતાની મેળે જ પરિચય થતો જશે."

"એનો અને આપનો વિયોગ ક્યારે થયો હતો ?" તે યુવતીએ ક્ષણેક પછી પાછો પ્રશ્ન કર્યો.

"હું તો ઘેરથી એકલો જ નીકળ્યો હતો. અહીં તો એ મને શોધતો શોધતો મારી પાછળ આવેલો છે. હમણાં જ હું એને સર્વ વૃત્તાંત પૂછું છું, એટલે સત્ય ઘટનાને આપ શીઘ્ર જ જાણી શકશો." મહેન્દ્રે મિષ્ટ ઉત્તર આપ્યું.

"એનું નામ શું છે ?" યુવતીએ પૂછ્યું.

એના ઉત્તરમાં મહેન્દ્રે જણાવ્યું કેઃ "અમારા મંડળના સર્વ ગૃહસ્થોએ એનું નામ શૂરસેન રાખેલું છે." "શૂરસેન" એ નામના અર્થની સ્મૃતિ થતાંજ તે બન્ને તરુણીઓના મુખમાં પુનઃ હાસ્યનું દર્શન થયું.

શૂરસેન કે જે આટલી વાર કેવળ મૌન ધારી રહ્યો હતો; તે હવે કાંઇક કોપાયો અને કોપની છાયા દર્શાવીને મહેન્દ્ર પ્રતિ કહેવા લાગ્યો કેઃ "શું, મને એમણે એવો જ બીકણ સમજી લીધો છે કે શું ? જો એમના મનમાં એવો જ અહંકાર વાસ કરી રહ્યો હોય તો આવે મેદાનમાં અને લડી જુએ કુસ્તી આ બંદા સાથે."

"વાહ રે શૂરસેન, વાહ ! શું પોતાનું શૌર્ય આપ સ્ત્રીઓ સાથે જ યુદ્ધ કરીને વ્યક્ત કરશો કે ?" મહેન્દ્રે ટકોર કરીને કહ્યું.

પરંતુ શૂરસેન સર્વથા મૂર્ખ ન હોતો. તેણે વિચારગાંભીર્યથી

કહ્યું: "મહેન્દ્ર, આપ અદ્યાપિ ગઇ કાલના બાળક છો, આપે હજી અબળાઓને પાળી નથી, મારાં વચન સ્મરણમાં રાખો. દશ પુરુષોથી લડવું એ કાંઇ મોટી વાત નથી, પણ માત્ર એક જ અબળાની સામે થવું મહાકઠિન છે. એનો અનુભવ વખત જતાં આપને પોતાની મેળે જ થતો જશે."

"આપનું કહેવું સત્ય છે. પરંતુ એ તો કહો કે, આ ઘોર અરણ્યમાં આપનું અચાનક આગમન કેમ થયું ?" મહેન્દ્રે વાદને વચમાંથી તોડી નાખવાના તથા મૂળ હેતુને સત્વર જાણવાના મનોભાવની પૂછ્યું.

શૂરસેને આજ્ઞાને અનુસરીને કહ્યું: "આપ તો બસ ગુપચુપ નીકળીને ચાલતા થયા, તેથી આપ એમ જ સમજ્યા હશો કે હવે કોઇને પણ આપનો પત્તો મળશે નહિ; પરંતુ એ વાર્તાને આપ ભૂલી ગયા કે લગભગ સાઠ ગાઉપરથી હું તમારા શરીરસુરભિને જાણી શકું છું. હું આપને શોધતો શોધતો અચાનક અહીં આવી પહોંચ્યો. હું તો બહુ બીનો—અરરરર ! બીનો શાનો ! હું કદાપિ બીનો જ નથી. આજકાલ મારી પણ શી દશા થઇ ગઇ છે કે, બોલવું હોય કાંઇક અને બોલાઇ જાય છે કાંઇક"

યુવતીઓ વળી પણ હસી. પ્રથમ યુવતીએ એ શેખાઇ સહન ન થવાથી જરાક હાસ્યયુક્ત મુદ્રાથી કહ્યું: "હવે એટલી બધી શેખાઇ ન મારો તો ન ચાલે કે ? આવા નિર્જન વનમાં કે જ્યાં સદૈવ હજારો તસ્કરો ભટક્યા કરે છે, ત્યાં મોટા મોટા વીરો પણ બી જાય છે, ત્યારે તમારી તે શી વિસાત ?"

"સત્ય; પરંતુ હું......તો......ક્યાંય પણ ડરતો નથી પરંતુ એ તો કહો કે, શું આ અરણ્યમાં લુટારા ખરેખર જ ફર્યા કરે છે ?" શૂરસેને બહારથી નિર્ભયતાના પરંતુ આભ્યંતર ભયના ભાવથી પૂછ્યું.

"ખરેખર નહિ. તો શું ખોટું ? હજી તો હમણાં જ મારા

પોતાનો તે લૂટારાઓ સાથે મુકાબલો થયો હતો, પરંતુ મહદ્ ભાગ્ય કે અમો બચી ગયાં !" મહેન્દ્રે વચ્ચે જ ઉત્તર આપ્યું.

"અફસોસ ! હું તે સમયે હાજર ન હોતો; નહિ તો તેમાંના એકને પણ જીવતો જવા ન દેત ! પણ તેમની સંખ્યા કેટલી હતી વારૂ ?" શૂરસેને નિર્ભય સમય નિહાળીને ડીંગ મારી.

"ચાળીસથી પચ્ચાસની." મહેન્દ્રે કહ્યું.

"બસ ! અરે આટલી નાની સંખ્યાથી તમે ડરી ગયા ? પરંતુ હવે એ સઘળા વ્યર્થ વિવાદને મૂકો એક બાજૂ અને નૌકાને થોભાવો કિનારે; કારણ કે સમીપસ્થ કાનન અત્યંત રમણીય છે. હું ભાંગ ઘુંટું છું; તે આપ પણ પીઓ અને આ બે રમણીરત્નોને પણ પીવડાવો. એ પણ યાદ કરશે કે શૂરસેનના હાથની ભાંગ પીધી હતી ! આપણે બધાં સ્નાન સંધ્યાથી મુક્ત થયા પછી આગળ વધીશું" શૂરસેને કહ્યું.

"બહુ સારૂં, ચાલો ત્યારે તેમ કરીએ;" એમ કહીને મહેન્દ્રે હલેસાં મારવાનું બંધ કર્યું તથા નૌકાને કિનારે ઊભી કરી દીધી. એટલામાં ગૃધ્રોનો ધ્વનિ સંભળાયો અને શૂરસેન ગભરાયો. "ગભરાઓ છો શામાટે ?" મહેન્દ્રે પૂછ્યું.

"શું હું એક ગૃધ્રના ધ્વનિથી ડરી ગયો, એમ આપનું માનવું છે ? જો એમ જ હોત, તો હું આપને શોધતો આ અરણ્યમાં આવત શામાટે ? અરે માર્ગમાં મને એટલી આપત્તિઓ વેઠવી પડી છે કે જેનું વર્ણન થવું પણ મુશ્કિલ છે." શૂરસેને જરાક અભિમાનથી કહ્યું.

મહેન્દ્રના હેતુની એથી સ્વાભાવિક પૂર્ણતા થઈ ગઈ. તેણે કહ્યું: "બસ જે અસલ બીના હતી તે તમે પોતે જણાવી દીધી, અને સાથે એ પણ જાણવામાં આવ્યું કે, આપ આવાં ભયંકર વનોને ભેદતા મહાકષ્ટો વેઠી મને આવી મળ્યા છો. પરંતુ ખામી માત્ર એટલી જ રહી કે જે લઘુ પણ ભયંકર કાન્તારમાં અમે ભયના

પૂર્ણ પ્રવાહમાં તણાતાં હતાં, ત્યાં આપ પહોંચી ન શક્યા."

મહેન્દ્રે નૌકાને તીરપર સ્થિર કરીને શૂરસેનને ઊતરવાનું કહ્યું; પરંતુ તે ઊતર્યો નહિ. તેણે કહ્યું કેઃ "હું નૌકામાંજ ભાંગ બનાવી લઇશ અને ત્યાર પછી કિનારે ઉતરીશ. આપ પણ બેસો ને ! એટલી બધી તે શી ઉતાવળ છે ? હજી તો પ્રાતઃકાળના પ્રકાશનું પૂર્ણ દર્શન પણ નથી થયું."

પ્રથમ યુવતીને એ વાર્તા ન રુચી. તે બોલીઃ "બહુ સારૂં, એમને અહીંજ બેસવા દો; અને ચાલો આપણે નીચે ઉતરીએ."

"ઠીક ચાલો ત્યારે," એમ કહીને પ્રથમ મહેન્દ્ર તથા પછીથી બન્ને યુવતીઓ અનુક્રમે કિનારે ઊતરી ગયાં.

મહેન્દ્રે એક લાકડાનો ખીલો જમીનમાં બેસાડીને તે સાથે નૌકાની દોરી બાંધી દીધી કે જેથી તે પ્રવાહમાં તણાઇ ન જાય; અને જમીનપર ચાદર પાથરીને તે બન્ને તરુણીઓ સહિત વિશ્રામ-વિલાસમાં પ્રવૃત્ત થયો.

શૂરસેન નૌકામાં બેઠો રહીને ભાંગ ઘુંટવા લાગ્યો અને રંગમાં જ તેણે તાન ટપ્પાથી એક પ્રાચીન ભજન લલકારવા માંડ્યું.



## પ્રકરણ ૪ થું

### પ્રેમાકર્ષણ



આનંદાની અને ખૂબસૂરતી જ્યાં ભેગાં મળ્યા હોય, ત્યાં સુવર્ણ અને સુગંધ જેવોજ અદ્‌ભુત પૂર્ણ યોગ માની શકાય; અને એવી વસ્તુ પ્રતિ જો કોઈ સહૃદય મનુષ્યનું મન આકર્ષાય તો તેમાં કંઈ પણ આશ્ચર્ય જેવું નથી.

જ્યારથી મહેન્દ્રે એ બન્ને તરુણીઓને સંકટમાંથી બચાવી હતી અને નૌકારૂઢ થયા પછી ચંદ્રપ્રકાશની સહાયતાથી તેમના સૌંદર્યની સમીક્ષા કરી હતી, ત્યારથી જ તેનો તેમના પ્રતિ સ્વભાવિક પ્રેમ વધ્યા કરતો હતો. તેવીજ રીતે એ યુવતીઓ પણ મહેન્દ્રને પૂર્ણ પ્રેમની દૃષ્ટિથી નિહાળતી હતી; અને તે એટલે સુધી કે તેના મુખ-દર્શનથી ક્ષણ વાર પોતાના અસહ્ય દુઃખને પણ વિસરી જતી હતી. પ્રથમ યુવતીએ તો એવો જ નિશ્ચય કર્યો કેઃ 'હવે ગમે તેમ થાય તો પણ આ જન્મમાં મહેન્દ્રથી વિયુક્ત તો ન જ થવું.'

ત્રણે કિનારાપર બેઠાં. "આ ભંગેડી મસ્કરાની ગડબડમાં તમારો વૃત્તાંત પણ સાંભળી ન શકાયો" એ વાક્યથી મહેન્દ્રે પોતાના ભાષણનો આરંભ કર્યો.

"તેની શી ચિંતા છે? દાસી તો હવે આપની સાથે જ છે, તેથી અવકાશે અમારી કર્મકથા સાંભળજો. અહીં તે વર્ણવવાનો પ્રસંગ નથી." પ્રથમ યુવતીએ કહ્યું.

"અસ્તુઃ વૃત્તાંત કોઇ અન્ય પ્રસંગે વર્ણવજો; પરંતુ પોતાનું નામ જણાવવાની તો અહીં કૃપા કરશો જ." મહેન્દ્રે વિનતિ કરી.

"મારૂં નામ મોહિની છે અને આનું નામ કાન્તા!" મોહિ-નીએ તેની ઇચ્છા પ્રમાણે નામો કહી સંભળાવ્યાં.

એટલામાં દૂરથી શ્વાનના ભસવાનો ધ્વનિ સંભળાયો. તે સાંભ-ળીને મહેન્દ્રે મોહિની પ્રતિ દૃષ્ટિ કરીને કહ્યુંઃ "અહીં પાસે જ જરૂર કોઇ ગામ હોવું જોઇએ; કારણ કે, મનુષ્યવસતી વિના બીજે સ્થળે શ્વાનધ્વનિ સંભવે નહિ. એ પણ ઠીક જ થયું; આપણે આજનો દિવસ ત્યાં જ ગાળીશું; કારણ કે, વૃક્ષહીન વનમાં સૂર્યનો તાપ અસહ્ય થઇ પડશે."

"આપનું કથન સત્ય છે, પરંતુ અમારૂં એ ગામમાં રહેવું લાભદાયક નથી. એના કરતાં તો સૂર્યના તાપને સહીને પ્રવાસમાં થોડાંક આગળ જઇએ જ ઉત્તમ છે." મોહિનીએ મહેન્દ્રના

કથનને અનુમોદન ન આપ્યું.

"જુઓ, દૂર એક નૌકાનો ઉંચો સઢ દેખાય છે તે; વાહ વાહ! આ તો કોઇ મોટી અને છત્રવાળી નૌકા હોય, એમ જણાય છે. જો આપણે એ નૌકા ભાડે કરીએ તો ઘણી જ સગવડ પડે; કારણ કે, એવી વિસ્તીર્ણ નૌકામાં જલપ્રવાસ સુખમય થતો હોવાથી આપણે નિશ્ચિંતતા અને સુખપૂર્વક કોઇ મોટા શહેરમાં પહોંચી જઇશું." કાન્તાએ પોતાની દૃષ્ટિએ પડેલી નૌકાને દેખાડતાં પોતાના વિચારોને પ્રદર્શિત કર્યા.

મહેન્દ્રે ઉભા થઇને તે નૌકાને નીહાળી અને કહ્યું કે: "સત્ય છે, તેવી જ કોઇ નૌકા હોય, એમ પ્રત્યક્ષ દેખાય છે"

"ત્યારે વાર શામાટે કરો છો ? ચાલો આ નૌકાને લઇને ત્યાં." મોહિની બોલી.

"તમને હમણાંજ ત્યાં લઇ જવાં, એ યોગ્ય ન કહેવાય; કારણ કે, એ નૌકા વખતે બીજા કોઇએ ભાડે રાખી લીધેલી હોય તો ? અથવા તો તે, પ્રવાસીઓને લઇ જનારીને બદલે માલ ભરવાની નૌકા હોય તો ? વળી તમોએ દાગીના પણ કીમતી પહેરેલા છે, તેથી અન્ય જન દેખે તો શું કહે ? તેમ જ કોઇ એવી તજવીજ પણ થઇ શકે એમ નથી કે, તમને છુપાવીને ત્યાં લઇ જવાય અને જો વ્યવસ્થા ન થાય તો પાછાં આવવું પડે. વળી ઘણાં માણસો વચ્ચે તમો બે અબળાઓને એકાએક કેમ લઇ જઇ શકાય ?" મહેન્દ્રે દીર્ઘ દૃષ્ટિથી મોહિનીના વચનનો નિષેધ કરતાં કહ્યું.

"ચાલો તો ખરા એક વાર. જો નૌકા ખાલી હશે, તો તેમાં ચઢીશું; અને નહિ તો આગળ ક્યાંક આજનો દિવસ વીતાડીશું." કાન્તા બોલી.

"પરંતુ આગળનો પ્રદેશ ઉજ્જડ દૃષ્ટિગોચર થાય છે, વૃક્ષનું નામ નિશાન પણ જણાતું નથી. દિવસ વીતાડીશું ક્યાં અને કેવી રીતે !" મહેન્દ્રે કાન્તાના વચનનો પણ પ્રતિષેધ કર્યો.

"આપ ત્યારે અંતે ક્યા નિર્ણયપર આવેલા છો?" મોહિનીએ વિવાદને વધનો જોઇને અધીરતાથી પૂછ્યું.

"હું એ નિર્ણયપર આવેલો છું કે તમો બન્નેએ અહીં જ થોભવું; શૂરસેન તમારી સાથે છે. હું પણ સત્વરજ પાછો ફરીશ અને પૂર્વે કહ્યા પ્રમાણે વ્યવસ્થા કરીશ; કદાચિદ્ એ નૌકા ન મળી શકી, તો રાત્રે આપણે આપણો પ્રવાસ પાછો ચાલૂ કરીશું." મહેન્દ્રે પોતાનો નિર્ણય જણાવ્યો.

"ના, હું હવે આપને છોડનાર નથી. કોણ જાણે આપ ક્યાંક......" મોહિનીએ વિયોગનું જ્ઞાન થતાંજ ગદ્ગદ સ્વરે કહ્યું.

મહેન્દ્ર તેને વચ્ચે અટકાવીને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કે: "વાહ! અંતે અબળતા પ્રસિદ્ધ થઈ ખરી; હું તે ક્યાં ચાલ્યો જવાનો છું? વાત કરતાંમાં તો પાછો આવ્યો જાણવો."

"હું શું....." એ અક્ષરોનો ઉચ્ચાર કરતાં જ મોહિનીનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તે વધારે બોલી ન શકી.

મહેન્દ્ર આથી વિસ્મિત થયો અને તેનો હાથ ઝાલીને કહેવા લાગ્યો: "આ શું? વિના કારણ આ કલ્પાંત શામાટે?"

મોહિનીનું હૃદય ભરાઇ આવ્યું, તેની અશ્રુધારા ક્ષણે ક્ષણે વધતી ગઇ અને તે ડચકાં ખાતી બોલીઃ "કોણ જાણે શાથી મારૂં હૃદય કંપે છે, સ્વાભાવિકજ રોઈ પડાય છે અને મનમાં નઠારી કલ્પનાઓ ઉદ્ભવ્યા કરે છે. આપ ન જાઓ, અહીંજ વખત વીતાડો. પાછળથી જે થશે તે જોઇ લઇશું."

અંતે મોહિનીના મનનું બહુ રીતે સમાધાન કરીને મહેન્દ્રે એટલી આજ્ઞા મેળવી કે: 'નૌકા વિષે સઘળી પૂછપરછ કરીને તેણે તત્કાળ પાછા ફરવું.'

આપણા શૂરસેન તો અત્યાર સુધીમાં ભાંગ ઘુંટવામાં અને તેનું પાન કરવામાં પોતાના શૌર્યનો ઉપયોગ કરી રહ્યા હતા, તેમને દીન દુનિયાની ખબર ન હોતી, અને તે પણ એટલે સુધી કે, મહેન્દ્ર, મોહિની

અને કાન્તા એ ત્રણેનું પરસ્પર શું સંભાષણ થયું, તેથી પણ તે ભાઇ સાહેબ અજાણ્યા જ હતા. ભાંગ ઘુંટવાની કુંડીને બન્ને પગો વચ્ચે દબાવીને દાંત કચકચાવતો તે કોઇ વાર જમણી તરફ તો કોઈ વાર ડાબી તરફ ઘેનમાં જ આંખ ફેરવી રહ્યો હતો.

મહેન્દ્રે તેને બોલાવીને કહ્યું: "અરે શૂરસેન! ના ના ભૂલ્યો,– ભંગસેન! હજી સુધી આપની ભાંગ તૈયાર થઈ કે નહિ? જુઓ અહીં ધ્યાન રાખો. હું જરાક બહાર જઈ આવું છું."

શૂરસેને ઘેનમાં જ ગુસ્સે થઇને ઉત્તર આપ્યું: "ખબરદાર! મોઢું સંભાળીને બોલો. આપના 'ભંગસેન' એ નવીન નામથી જેટલો હું ક્રોધવશ નથી થયો, તેટલો આપના 'હું બહાર જઈ આવું છું.' એ શબ્દોથી થયો છું. આપનાથી અહીંથી બિલકુલ જવાય તેમ નથી. વળી પાછા અદૃશ્ય થઇ જાઓ તો ક્યાં શોધતો ફરૂં ?"

"અરે પણ કંઇ સાંભળીશ કે પોતાની જ ટકટક કર્યો જઇશ ?" મહેન્દ્રે નકામો ટીખળમાં વખત જતો જોઇને જરાક ક્રોધિષ્ટ મુદ્રાથી કહ્યું.

"શું છે ત્યારે સંભળાવો;" શૂરસેને કહ્યું.

મહેન્દ્રે તેને નૌકા દેખાડીને તે વિષેની સઘળી બીનાથી જાણીતો કર્યો. તેણે અનુમોદન આપ્યું અને મહેન્દ્ર ચાલતો થયો; પણ તેનું ચિત્ત તો મોહિનીમાં જ પરવશ થયુ હતું. તેનાં ચિત્ત અને નયન તે સુંદરીરૂપ સરોવરમાં પડયાં; ચિત્ત ગુરુ હોવાથી તેમાં ડૂબી ગયું અને નયન લઘુ હોવાથી ચારે બાજૂ ચપળતાથી ભ્રમણ કરવા લાગ્યાં.

મોહિનીની દૃષ્ટિ માર્ગસ્થ મહેન્દ્રમાં જ્યાં સુધી તે નેત્રોનો વિષય થઈ શકે ત્યાં સુધી એકાગ્રતા પૂર્વક લીન થઇ ગઈ. પ્રેમ! તારો પ્રભાવ અદ્દ્ભુત અને આશ્ચર્યજનક છે!



## પ્રકરણ ૫ મું

### વિયોગ



ત્કાળ આપણો એ શૂરવીર યુવક મહેન્દ્ર વેગથી ને નૌકાપ્રતિ ચાલ્યો. તેના મનમાં પૂર્ણ આશા હતી કે એ નૌકા ભાડે મળશે અને પ્રવાસ નિર્વિઘ્ન સમાપ્ત થશે; પણ "મનુષ્ય ધારે છે કાંઇ, અને ઇશ્વર કરે છે કાંઈ" એની તેને ક્ષણેક વિસ્મૃતિ થઈ ગઈ.

તે નૌકા જો કે દૂરથી પાસે જ હોય એમ જણાતું હતું; પરંતુ મહેન્દ્રને ત્યાં પહોંચતાં પહોંચતાં બપોર થઈ ગયા. ત્યાં જઇને જોતાં નૌકાપર તેને કોઈ માણસ ન દેખાયો અને તેથી તે નૌકાની છેક સમીપ જઇને અંદર ડોકિયું કરીને જોવા લાગ્યો.

નૌકા મોટી અને હજાર મણ જેટલો બોજો ઉપાડી શકે તેવી હતી. તેની ઉપર એક સારૂં છત્ર અને ચારે દિશાનો ઉઘાડો ભાગ આસપાસની ટટ્ટીઓથી વેષ્ટિત હતો. તેમાં બે ચાર બાકીઓ પણ રાખેલી હતી અને તેમાંથી અંદર બેઠેલા આદમી બહારના આદમીને સહેલાઈથી જોઇ શકે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. મહેન્દ્રને ડોકિયું કરતો જોઇને એક માણસ નૌકામાંથી બહાર નીકળી આવ્યો કે જે તે નૌકા ઉપરના માણસોમાંનો કોઈ દેખાતો હતો. તેણે મહેન્દ્રને પૂછ્યુંઃ "આપ શું ચાહો છો?"

"શું આ નૌકા ભાડે મળી શકે તેમ છે?" મહેન્દ્રે પૂછ્યું.

"વાહ, ઘણી ખુશીથી." નાવિકે ટુંકમાંજ પતાવ્યું.

"આનો માલિક કોણ છે?" મહેન્દ્રે પૂછ્યું.

એનો જવાબ ન આપતાં તે નાવિકે નૌકા તરફ મોઢું કરીને “લીંબા, ઓ લીંબા,” એવી રીતે કોઇને હાંક મારી એટલે તરતજ એક માણસે બહાર નીકળીને પૂછ્યું: “કેમ શું છે ?”

“આ ગૃહસ્થ આપણી નૌકા ભાડે રાખવા માગે છે.” નાવિકે ઉત્તર આપ્યું. એ સાંભળીને લીંબાએ મહેન્દ્રને પૂછ્યું કે: “આપ નૌકામાં માલમાલ ચઢાવવાના છો કે શું ?”

“ના અમે બે ત્રણ મનુષ્યો આપની નૌકામાં પ્રવાસ કરવા ઇચ્છીએ છીએ” મહેન્દ્રે ખુલાસો કર્યો.

“અહીંથી ક્યાં જવાનું છે ?” લીંબાએ પૂછ્યું.

“ભૃગુપુર” મહેન્દ્રે જવાબ આપ્યો.

“આપ તો એકલા જ છો; બીજા બે જણ ક્યાં છે ?” લીંબાએ વળી પાછું પૂછ્યું.

“થોડાંક દૂર એક વૃક્ષ તળે બેઠેલાં છે. આપ તૈયારી કરો તો હું બોલાવી લાવું.” મહેન્દ્ર બોલ્યો.

“પ્રવાસી સર્વ પુરુષોજ છે કે સ્ત્રીઓનો સમુદાય પણ છે ?” આ પ્રશ્ન લીંબાએ કાંઇક ગંભીરતાથી પૂછ્યો.

“એક સ્ત્રીઓ પણ છે ખરી.” મહેન્દ્રે નિષ્કપટ ભાવથી ઉત્તર આપ્યું.

એ સાંભળતાંજ લીંબાના મુખમંડળમાં આનંદ છવાઇ રહ્યો; પરંતુ મહેન્દ્રનું તે તરફ લક્ષ ન હોતું.

“બહુ સારૂં. આવો ત્યારે ઉપર આવીને નૌકાને તપાસી જુઓ કે તેમાં સ્ત્રીઓને બેસવાની યોગ્ય વ્યવસ્થા કરેલી છે કે નહિ ?”

એમ કહીને તેણે એક દોરડાની સીડી નીચે ઊતારીને મહેન્દ્રને પોતાના હાથના આધારથી ઉપર ચઢાવી લીધો અને પોતાની સાથે નૌકાના અંતર્ભાગમાં લઇ ગયો; ત્યાં મહેન્દ્રે બીજા પંદરથી વીશ નાવિકોને બેઠેલા જોયા, જેમાંના છ તો મહાભયંકર આકૃતિના

દેખાતા હતા; તેમની કાળી સૂરત તથા પહોળી આંખોથી કોઇને ડર લાગ્યા વિના રહે નહિ; એક તરફ કુહાડી, તલ્વારો, નેજાઓ તથા બીજાં હથિયારોનો ઢગલો પડેલો હતો અને બીજી બાજૂએ કોઇ વ્યાપારીની હોય એવી દેખાતી દશ વીશ માલની ગાંસડીઓ પડેલી હતી. એ સર્વ પ્રકાર નિહાળીને મહેન્દ્રના મનમાં અનેક તર્કવિતર્કો થવા લાગ્યા અને તેથી તેણે એ નૌકાને કોઇ બહાનાથી ભાડે ન રાખવાનો નિશ્ચય કર્યો. તેણે નાવિકોને કહ્યું: "અમો કેવળ ચાર જ માણસો છીએ અને આ નૌકા બહુ ભારી છે.તેમ જ પ્રવાસ પણ દૂરનો છે, તેથી અમને આ નૌકા ઉપયુક્ત થઇ શકે તેમ નથી." એ સાંભળીને લીંબાએ કહ્યું કે: "એક બીજી મધ્યમ નૌકા પણ અમારી પાસે છે. જો આપ તેમાં પ્રવાસ કરવાનું વ્યાજબી ધારો તો માત્ર એક જ નાવિક તમને ભૃગુપુર પર્યંત પહોંચાડી શકશે. તે નૌકા ચાલવામાં ઘણી જ સરસ છે. આપને જો વિલંબ ન થતો હોય, તો તે નૌકાને અહીં લાવી દેખાડું."

"તે નૌકા ક્યાં પડેલી છે?" મહેન્દ્રે પૂછ્યું.

"પાસે જ આ નદીનો વાંક વળે છે ત્યાં." લીંબાએ કહ્યું.

મહેન્દ્રને એ લૂટારા છે, એવી તો દૃઢ શંકા થઇ હતી; તો પણ તેણે વિચાર્યું કે: 'નાની નૌકામાં જો એકજ માણસ સાથે હશે, તો તે લૂટારો છતાં પણ કાંઇ કરી શકે તેમ નથી.' એવા વિચારથી તેણે કહ્યું કે: "વારૂ જાઓ ત્યારે લઇ આવો જલ્દી."

લીંબાએ પોતાના સાથીઓ તરફ જોઇને કહ્યું કે: "ચાલો, તમે પણ સાથે ચાલો તો તે નૌકાને જલ્દી ખેંચી લાવીએ." આ વાક્ય દ્વિઅર્થી હતું. એની પ્રતીતિ વાંચકોને સત્વર જ થશે.

પોતાના સાથીઓને સાથે લઇને લીંબો નૌકામાંથી નીચે ઊતર્યો અને થોડેક દૂર સુધી નદીને કિનારે કિનારે ચાલીને પછી અરણ્યમાં અદૃશ્ય થઇ ગયો.

લીંબાને ગયાને એક કલાક વીતી ગયો. મહેન્દ્ર ગભરાયો અને તેથી

બીજા નાવિકોને તેણે પૂછ્યું કે: "તમારો લીંબો હજી પેલી નાની નૌકા કેમ ન લાવ્યો ? મારા સાથીઓ ગભરાતા હશે; માટે હું તો જાઉં છું." એક નાવિકે ઉત્તર આપ્યું કે: "પ્રવાહના સન્મુખ નૌકા લાવવામાં અત્યંત મેહનત પડે છે અને વાર પણ લાગે છે; માટે આપ થોડીક વાર વધારે ખોટી થશો તો તેટલામાં તે આવી જશે."

મહેન્દ્રે બીજો પણ એક કલાક ત્યાં વીતાડયો, પરંતુ ન મળે નૌકા કે ન મળે લીંબો. તેને વધારે ગભરાટ થયો. તેનું સર્વ ધ્યાન મોહિનીમાં પરોવાયલું હોવાથી નાવિકોના કહેવાપર લક્ષ ન આપતાં તે નૌકાપરથી નીચે ઊતર્યો અને પોતાના સાથીઓ તરફ જવાને નીકળ્યો.

પાછા આવવામાં પણ જવા જેટલી જ વેળા લાગી, ચતુર્થ પ્રહર થઈ ગયો અને ઇચ્છિત સ્થાને તે આવી પહોંચ્યો. પણ અફ-સોસ!! મોહિની અને કાંતા ત્યાં ન હોતી, તેમ જ તેનો બાલસંગી શૂરસેન પણ ગુમ. મહેન્દ્ર વિચારના ગહન સમુદ્રમાં નિમજ્જિત થઈ ગયો. હવે તેને લીંબાનું અને તેના સાથીઓનું કપટ જણાયું અને તેથી મોહિની તથા કાન્તાની કેવી દુર્દશા થશે, તેની અનુશોચનાથી તે ત્યાંજ મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડયો!!

## પ્રકરણ ૬ ઠું

## લોભી અને ઠગ

હ્રહશતનાક દેખાવની એક નાની ઓરડીના એક ભાગમાં દીપકનો મંદ પ્રકાશ પ્રસરી રહ્યો હતો, એ ઓરડીની ત્રણ બાજૂએ મજબૂત દીવાલ આવેલી હતી અને એક બાજૂએ લોઢાના મોટા મોટા સળિયા જડી લીધેલા હતા. એ

સળિયાવાળી બાજૂમાં એક નાનો દરવાજો પણ તેવો જ સળિયાવાળો બનાવેલો હતો; પરંતુ તે અત્યાર સુધી બંધ હતો. બહારથી તાળું મારેલું હતું અને એક પહેરેગીર આમતેમ ફરતો જોવામાં આવતો હતો. ઉપરથી પણ એ મકાન એવી રીતે બંધ હતું કે, આસ્માનનું કોઈ પણ રીતે નજરે પડવું મુશ્કિલ હતું. આજે શુક્લપક્ષ હોવા છતાં પણ ત્યાં ચંદ્રપ્રકાશનો અભાવ હતો. એ સઘળાં કારણોથી પ્રત્યક્ષ અનુમાન થઈ શકતું હતું કે એ આગાર અવનીના ઉદરમાં હોવું જોઇએ. અને પ્રિય વાંચક, હતું પણ તેમ જ. એ ભૂમિગત ભવનમાં જો દીપક ન હોય તો, સર્વથા રાત્રિનોજ ભાસ થાય અને દિવસની કલ્પના પણ ખોવાઈ જાય.

એ જ ઓરડીમાંથી એકાએક નીચેનું બબડવું સંભળાયું:–

"હું તો કહેતો'તો કે દુષ્ટ મને ન સંતાપ, હું બ્રાહ્મણ છું, મારા શાપથી તું બળીને ભસ્મ થઈ જઈશ; પરંતુ સાંભળે કોણ? વીરતા તથા ધનના મદમાં તે બીજાને ગણકારે છે જ ક્યાં? રૂપાળી પાંચ સ્ત્રીઓ મળી તેથી આટલું અભિમાન! ત્રણ તો હરાઈ ગઈ, બાકી રહી છે બે. એ બે પણ જવાની! અને એ જાય, ત્યારે જ મારા પેટમાં ટાઢક થાય! અરે મેં તારૂં શું બગાડ્યું હતું કે, મને રસ્તે ચાલતાં પકડીને આવી વિપત્તિમાં નાખ્યો! અરેરે! મારાં માતાપિતા તથા બાલબચ્ચાં મને કેટલાં અને કેવાં શોધતાં હશે! પરંતુ તેમની ચિંતા શામાટે કરવી? ચાલો, હાલ તો શ્રમમાંથી છૂટ્યા. ગધેડાને દિવસમાં દશ વાર ભાંગ ઘુંટીને પીવાડવી પડતી અને અન્ય શ્રમ તો વળી જૂદા. ખાવાનું ત્યાં પણ મળતું અને અહીં પણ મળે છે. અહીં શ્રમ નથી એ લાભ. ભંગ બનાવી, ભોજનરંગ ઉડાવી, ડંડ પીલી કાયા ખીલવીશું. વાહરે શૂરસેન, તું પણ મોટો નસીબદાર છે હો!"

એ ઓરડીની બહાર ફરતો પહેરેગીર ગરદન નીચી કરીને શૂરસેનનું સંગીત અને આ રંગીન ભાષણ સાંભળ્યા કરતો હતો.

જ્યારે શૂરસેને આત્મગત ભાષણ સંપૂર્ણ કર્યું ત્યારે તેણે મોઢું ઊં કર્યું અને કહ્યું કેઃ "આપનું નામ શરસેન હોય એમ જણાય છે.

"હેં! એ આપે કેમ જાણ્યું?" શૂરસેને જાણે જાણતો ન હોયની! તેવા ભાવથી પૂછ્યું.

"આપના જ બોલવાથી." પહેરેગીરે ઉત્તર આપ્યું.

"હું એવું તે શું બોલ્યો?" શૂરસેને પૂછ્યું.

"અરે હમણાં જ તમે ન હોતા બકતા કે વાહ રે શૂરસેન, પણ ભારે છે હો?" પહેરેગીર બોલ્યો.

"હા ખરું, હવે સાંભર્યું. મારું નામ શૂરસેન જ છે!" શૂ સેને જરાક વિચારીને કહ્યું.

"આપ તો ઘણાજ નિસ્પૃહ દેખાઓ છો!" પહેરેગીરે જાળ પાથરવાનો આરંભ કરતાં કહ્યું.

તેના ઉત્તરમાં શૂરસેને જણાવ્યું કેઃ "અમે બ્રાહ્મણ ભ બહુધા નિસ્પૃહ જ રહીએ છીએ અને તેમાં પણ જો મારા જે માણસ નિસ્પૃહ ન હોય, તો બીજો કોણ હોઇ શકે?"

"બરાબર છે!" પહેરેગીરે હામાં હા મેળવી દીધી.

શૂરસેને પોતાનું બોલવું આગળ ચલાવ્યુંઃ "હું સદા નિસ્પૃહ તથા આનંદમાં જ રહું છું; અલબત આ થોડા દિવસો પેલા નાલા મહેન્દ્ર સાથે કાઢવા પડયા, તે વખતે કાંઇક ચિંતા હતી ખ જરાક હજી બેસીએ ન બેસીએ કે ઝટ ભાંગ ઘુંટવાનો હુકમ તે અને તે એટલે સુધી કે રાત દહાડો ભાંગ ઘુંટતાં ઘુંટતાં મારો જીવ જ ગભરાઇ ગયો! હવે એ પરિશ્રમથી હું મુક્ત છું તેથી ખુશી છું. અહીં તો કાંઇ કામકાજ કરવાંનું નથી અને આપણને કાંઇ લે નથી. લોભના નામમાત્રથી હું સો યોજન દૂર ભાગતો ફરું છું. ન તો મહેન્દ્રની લાખો રૂપિયાની મત્તા મારી આંખો સામે રાખે છે, તે લૂટીને રાજા બની ન બેસું? પણ હું તો મને પોતાને ખુ જિંદગી ગુજારતો જોઇને રાજાથી પણ અધિક ઉત્તમ માનું છું; કાર

કે, પૈસાવાળા થતાં સાથે કમબખ્ત પણ થવું પડે છે!"

' અક્ષરે અક્ષર સત્ય " એમ કહીને પહેરેગીર મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ " આ કોઇ પૂરો મૂર્ખશિરોમણિ જ જણાય છે, એટલે એને ફોસલાવીને તે માલનો પત્તો મેળવી લેવો એ કાંઇ મુશ્કેલ નથી "

પહેરેગીર વિચારમાં લીન હતો તેટલામાં શૂરસેને પૂછ્યુંઃ " કેમ ભાઇ, તમે ભાંગ તો પીતા જ હશો ? "

' મને તો ભાંગ પીધા વિના એક દિવસ પણ ચાલી નથી શકતું. " શૂરસેનને રાજી રાખવા પહેરેગીરે ઉતાવળમાં કહ્યું; અને પુનઃ મનોગત તે કહેવા લાગ્યોઃ " અરે હવે શું છે ? આની પાસેથી મહેન્દ્રના માલનો પત્તો સહજમાં મળી શકે તેમ છે; અને જો એ ધન મળી જાય, તો હું મરણ પર્યંત આ વિડંબનામાંથી છૂટું તથા મારા સાથીઓને હાથતાળી આપી દૂર થાઉં. "

" અરે યાર, વિચાર શું કરો છો ? આવો ભેટો, હવે પ્રેમ ઉભરાઈ જાય છે ! " શૂરસેન પોકારી ઉઠયો.

પહેરેગીર આનંદથી અંદર ગયો અને શૂરસેનને ઘણા જ પ્રેમથી બાથ ભીડીને મળ્યો ને કહ્યુંઃ " નવીન મિત્રતા થઇ ! "

શૂરસેને મનમાં વિચાર્યું કેઃ " પક્ષી જાળમાં સપડાયો તો ખરો. "

" ભાઈ શૂરસેન, હવે તો તમારી ને મારી મિત્રતા થઈ ગઈ. પણ એ મિત્રતાને હાલ ગુપ્ત રાખવી જોઇએ; કારણ કે, જો આપણી મિત્રતાની મારા સરદારને જાણ થશે તો તે મારે બદલે અહીં બીજા પહેરેગીરની યોજના કરશે. " પહેરેગીરે સ્વાર્થ સાધવાના હેતુથી અને કૃત્રિમ મિત્રતાના ભાવથી કહ્યું.

" મિત્ર ! એ ચિંતા કરવી નકામી છે " શૂરસેને આશ્વાસન આપ્યું અને પૂછ્યું કેઃ " આપનું નામ ! "

" દુર્મદસિંહ. " પહેરેગીરે કહ્યું.

હવે આપણે એ પહેરેગીરને ખરા નામથી જ બોલાવીશું.

" વાહ કેવું યથાર્થ નામ ! ખરે જ આપ દુર્મદોના સિંહ જ છો ! છળ કપટ તો આપના મનમાં ક્યાંથી જ હોય ! આવો મિત્ર મેળવી આપવામાટે હું પરમકૃપાળુ પરમેશ્વરનો બહુ જ આભારી છું." શૂરસેને દુર્મદને છાપરે ચઢાવ્યો.

દુર્મદસિંહ બહાર નીકળ્યો અને ઓરડીને તાળું વાસી પોતાના સ્થાને બેઠો. શૂરસેને જાળને વિસ્તારવાનો પુનઃ આરંભ કર્યો:—

" કેમ મિત્ર દુર્મદસિંહ ! સૂર્ય કે ચન્દ્રમાનું દર્શન પણ નહિ કરાવો ? આવા અંધારામાં બ   વખત કેમ જાય ? "

" મિત્ર ગભરાશો નહિ, હું આજે જ તમને આ તહખાનામાંથી બહાર લઇ જઈશ. " દુર્મદે ધૈર્ય આપતાં કહ્યું.

" અત્યંત આભાર ! " શૂરસેને ઉપકાર માન્યો.

" મિત્ર શૂરસેન ! કદાચિદ્ આપણે મહેન્દ્રની સંપત્તિ મેળવવાને શક્તિમાન્ થઈએ તો કેવો આનંદ થાય ? બન્ને જણ આ જન્મમાં તો અમનચમનથી સુખમાં દિવસો વીતાડીએ. " દુર્મદે મોટી આશા બાંધવા માંડી.

" મારૂં નામ તો કાઢી જ નાખો; હું લોભથી દૂર છું. પરંતુ તમારી ઇચ્છા હોય, તો તમને તે બતાવી દેવામાં મને કશો વાંધો નથી. આપણને તો તેમાંની દમડી પણ હરામ છે. " શૂરસેને શેખાઇને આગળ ચલાવી.

" જેવી ઇચ્છા; મને બતાવશો તો આપનો મોટો આભાર થશે. " દુર્મદે અનુમોદન આપ્યું.

" વાહ ! હું તેમ કરવાને આ ક્ષણે જ તૈયાર છું. એમાં તે શું મોટી વાત છે ! " શૂરસેને ઉત્સુકતા બતાવતાં કહ્યું.

" તો ભલે આપણે લાગ જોઇને આજે જ નીકળી જઈશું પણ મિત્ર ! મહેન્દ્રની દોલત છે ક્યાં ! " દુર્મદે પૂછયું.

" તેના નિવાસસ્થાનથી લગભગ બે ગાઉ પૂર્વ દિશાએ અર-

ણ્યમાં. પરંતુ હું બલહીન હોવાથી નથી ધારતો કે એક દિવસમાં ત્યાં પહોંચી શકું." શૂરસેને જાળનો સંપૂર્ણ વિસ્તાર કર્યો.

"ક્યાં પગે ચાલવાનું છે? હું અત્યારેજ બે ઘોડા પલાણી આવું છું; અમારા બધા ઘોડા ચાલવામાં ઘણા જ તેજ છે; ને તેમાંથી પણ હું વળી ચુંટણી કરીશ; તેથી વેગમાં વિરોધ તો નહિ જ આવે. પણ આપ ઘોડાપર બેસી તો શકો છો ને?" દુર્મદે પોતાના મનોભાવ જણાવ્યા.

"બહુ જ અચ્છી રીતે; ઘોડાપર બેસતાં ન આવડે એવું તે વળી હોય?" શૂરસેને કહ્યું.

થોડી વાર પછી દુર્મદ તે તહખાનામાંથી બહાર ચાલ્યો ગયો, અને મધ્યરાત્રિ થતાં પહેલાં બે ઉમદા સજાવેલા ઘોડા લઇ આવ્યો. ઘોડાને એક ઝાડ સાથે બાંધી તે શૂરસેનને કારાગૃહમાંથી કાઢી લાવ્યો અને બન્ને જણે અશ્વારૂઢ થઇ પશ્ચિમ દિશા ભણી ચાલવા માંડ્યું.

## પ્રકરણ ૭ મું

### મિત્ર માધવ



ભારી શ્રમ સહિત બે દિવસ સુધી કોઈ પણ સ્થળે વિશ્રાંતિ ન લેતાં પોતાનો પ્રવાસ બન્નેએ ચાલૂ રાખ્યો. ત્રીજે દિવસે શૂરસેન અને દુર્મદસિંહ એક નદીને કિનારે આવી પહોંચ્યા. નદીની બન્ને દિશાએ દૂર પર્યંત ઘોર અરણ્ય અને કિનારા ઉપર ગીચ ઝાડી આવેલી હતી. શૂરસેને પોતાના અશ્વને અટકાવ્યો અને દુર્મદને કહ્યું: "હવે આપણને આગળ વધવાનું કંઇ પણ પ્રયોજન નથી; કારણ કે, મહેન્દ્રની સંપત્તિ અહીંથી જ હસ્તગત થશે."

"પણ તે છે ક્યાં ?" દુર્મદે પૂછ્યું.

"મિત્ર, હું આપને એક વાત પૂછવી ભૂલી ગયો; વારૂ, જમીન ખોદવાને કોઈ હથિયાર સાથે લાવ્યા છો કે નહિ ?" શૂરસેને ઉત્તર દેવાને બદલે સામો પ્રશ્ન પૂછ્યો.

"ના; તેવું તો કાંઇ પણ સાથે લાવ્યો નથી." એમ કહી દુર્મદ વિચારમાં પડી ગયો.

"ત્યારે આવ્યાજ શું કરવા ? અહીં તો આઠ દશ મથોડા જમીન ખોદવી પડશે, તે હથિયાર વિના કેમ ખોદાશે ?" શૂરસેને ધર્તિંગને આગળ ચલાવતાં કહ્યું.

"ત્યારે મારા ભાઇ, આગળથી તો કહેવું હતું; તો હું તે પણ સાથે લઇ લેત !" દુર્મદ બોલ્યો.

"શું, મેં ન હોતું કહ્યું કે, દોલત જમીનમાં દાટેલી છે ? એટલે એથી તમારે કોદાળી ને પાવડો લેવાનું સમજી લેવાનું હતું." શૂરસેન બોલ્યો.

"હા ! આપે કહ્યું તો હતું. પણ હવે શો ઉપાય ?" દુર્મદે પૂછ્યું.

"હાથે ખોદો તો છે ! બીજો ઉપાય નથી !" શૂરસેને જરાક મજાકમાં કહ્યું.

'નગર અહીંથી નજદીક હોય, એમ જણાય છે. એટલે જો કહો તો જઇને કોદાળી લઇ આવું." દુર્મદે કહ્યું.

"ભલે જાઓ, પણ મને શું અહીં એકલો મૂકી જશો ?" શૂરસેને જરાક દુનિયાને વધારે મકરમાં લીધી.

"હું તેમ કરવા નથી ઇચ્છતો; પણ જેમ આપ કહો તેમ કરવાને તૈયાર છું". દુર્મદે ગરજને મારે આધીનતા બતાવતાં કહ્યું.

પ્રિય વાંચક ! શૂરસેન દુષ્ટ દુર્મદને ભમાવીને અહીં સુધી તો લઇ આવ્યો; પણ હવે બન્નેની ખરેખરી ચાલાકીના ઇમ્તેહાનનો વખત આવી પહોંચ્યો. દુર્મદ વિચારમાં પડયો કે: "ક્યાંક એવું ન

થાય કે, શૂરસેન થાપ આપીને ગચ્છંતી કરે અને હું ધોબીના કૂતરાની પેઠે નહિ ઘરનો કે નહિ ઘાટનો, એવી દશામાં આવી પડું! કારણ કે, હવે મને મારા મંડળવાળાઓ પણ પોતાની સાથે શામિલ કરે તેમ નથી." આવા અનેક વિચાર આવ્યા છતાં પણ લોભની પ્રબળતા અધિક થઇ અને તેણે તેને અંધ બનાવી દીધો. તે શૂરસેનના કપટજાળમાં વધારે ને વધારે ફસાતો ગયો.

બીજી તરફ શૂરસેન મનોગત વિચારમાં ગુથાયો કે: "ચાલાકી વાપરીને આ નાલાયકને આટલે સુધી તો લઇ આવ્યો છું, આટલે હવે સટકવું કાંઇ મુશ્કિલ નથી. પણ એ હરામખોરોના હાથમાંથી હજી પેલી બે અબળાઓનો છુટકારો કરવો બાકી છે, તેથી જો એ પાછો પોતાને ઠેકાણે પહોંચી જશે તો બનેલો મામલો પાછો બગડી જશે. માટે એને તો કોઇ પણ પ્રકારે કેદ જ કરવો જોઇએ, કોઇ અચ્છી યુક્તિ વાપરવી જોઇએ. રાજકુમાર મહેન્દ્રનો નિવાસ પાસેજ છે, માટે તે બની શકે તેવું છે." એવા વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા; તો પણ બહારથી ઠાવકુ મોઢું રાખીને તે દુર્મદ સાથે સંભાષણ કર્યા કરતો હતો.

ઉપર્યુક્ત સંભાષણમાં દુર્મદ અને શૂરસેન પ્રવૃત્ત હતા, એટલામાં સામેથી એક તેજદાર ભાલો લઇને એક ઘોડેસવાર આવતો નજરે પડયો. પાસે આવતાં જ તેણે શૂરસેનને ઓળખ્યો અને તે તત્કાળ પૂછવા લાગ્યો કે: "શૂરસેન, તું ક્યાં હતો, અને અહીં શું કરે છે? મિત્ર મહેન્દ્રનો કંઇ પત્તો મળ્યો?"

સુજ્ઞ વાંચકવૃંદ! એ નવીન ઘોડેસવાર તે મહેન્દ્રનો પ્રિય મિત્ર માધવ હતો. તેની ઉમર લગભગ અઢાર વર્ષની હતી. શરીર સુંદર તથા કોમળ હોવા સાથે બલિષ્ઠ હતું. અશ્વારોહણ તથા મૃગયા આદિનું વ્યસન તેનામાં બાલ્યાવસ્થાથી જ જડાયલું હતું તેમ જ વિદ્યાદેવીના ઉપાસકોમાં પણ તે શ્રેષ્ઠ પદ ધરાવતો હતો. માધવ વિલાસી પણ હતો પણ મહેન્દ્ર જેવા પ્રિય મિત્રના વિયોગ પશ્ચાત્ તેની વિલાસિતા

વિરામ પામી હતી. સુંદર વન્યસંચારણ, મૃગયારમણ અને હૃદયમાંથી નીકળતા આનંદોદ્‌ગારોને સ્થાને 'મિત્ર મહેન્દ્ર મને કેમ મૂકી ગયો ?' એવા શોકોદ્‌ગાર જ તેના મુખમાંથી નીકળી રહ્યા હતા. સત્યતઃ મહેન્દ્ર અને માધવના પ્રેમના અનુભવી એમ જ કહેતા હતા કે: "સગા ભાઇઓનો પણ આવો નિષ્કપટ અને શુદ્ધ પ્રેમ પરસ્પર નહિ હોય !" આ સમયે પણ માધવ કાંઇ અશ્વારૂઢ થઇ મૃગયા કે વનભ્રમણ આદિ મનોરંજક કાર્યમાટે ન હોતો આવ્યો; પરંતુ વર્ષોથી કરેલા નિયમ અનુસાર નિકટમાં આવેલા એક વનદેવીના મંદિરમાં દર્શનાર્થે જતો હતો કે જ્યાં આપણે જોયું તેમ તેને શૂરસેનનો અચાનક ભેટો થઇ ગયો.

પૂછેલા સવાલના જવાબમાં શૂરસેને કહ્યું કે: "હા, તેમનો પત્તો મળ્યો છે, પણ પહેલાં આ દુષ્ટને કેદ કરો અને પછી જે પૂછવાનું હોય, તે પૂછો; કારણ કે, એના કારણથી જ મહેન્દ્ર સંકટમાં આવી પડયા છે."

શૂરસેનનાં એ વચનો સાંભળતાં જ શૂરવીર માધવ દુર્મદ પ્રતિ લપક્યો. દુર્મદે જાણી લીધું કે: "શૂરસેને દગો દીધો અને અંતે મને ફસાવ્યો."

માધવને પોતાના અંગપર આવતો જોઇને દુર્મદે ઝટ મ્યાનમાંથી તલ્વાર કાઢી અને એવો તો તીવ્ર વાર કર્યો કે. જો માધવ સમયસૂચકતાથી તે વારને ચૂકાવી ન દેત તો તેના બે કટકા તત્કાળ જ થઈ જાત. પ્રત્યુત્તરમાં તેણે પણ પોતાના ભાલાને ઝોક આપીને દુર્મદના પગપર એક એવો તો અચૂક વાર કર્યો કે જેના લાગવાથી તે સ્થિર ઊભો રહી ન શકવાથી ધડાક દેતો કે જમીનપર પડી ગયો.

જમીનપર પડતાંજ તે કેદ થયો. તેના જ કમરબંધથી તેના હાથ પગ બાંધી લેવામાં આવ્યા. એ કાર્ય પૂર્ણ થતાં માધવે પૂછ્યું: "શૂર, કહે કે શી વાર્તા છે? મહેન્દ્રભાઇ ક્યાં છે? અને તમારો પરસ્પર મેળાપ કેમ થયો ?"

શૂરસેને પોતે વૃક્ષપરથી નીચે ઊતરીને તે પોતે મહેન્દ્રને નદીમાં મળ્યો અને ત્યાંથી મહેન્દ્ર નૌકા ભાડે કરવા ગયો ત્યાં સૂધીનો સંપૂર્ણ વૃત્તાંત સંભળાવીને કહ્યું કે: "મહેન્દ્રના આગમનમાં વિશેષ વિલંબ થયો અને તેટલામાં કેટલાક લૂટારાઓએ આવીને અમોને કેદ કરી લીધા અને ત્યાર પછી આંખે પાટા બાંધીને તેઓ અમને પોતાના સ્થાનમાં લઈ ગયા. તે બે સ્ત્રીઓને કયાં કેદ કરી અને તેમના પર શી વિપત્તિ પડી, તેથી હું કેવળ અજાણ્યો છું. મને પોતાને એક ભોંયરામાં પૂરવામાં આવ્યો અને આ નાલાયક નરપિશાચને તેમણે મારો પહેરેગીર કરાવ્યો. એ હાલ અહીં મહેન્દ્રસિંહની દોલત લેવા મારી સાથે આવ્યો છે ને મેં એને આપનો ભેટો કરાવ્યો છે."

એ હકીકત પૂરી કરીને શૂરસેને દુર્મદને ફસાવવાની સઘળી વાત કહી સંભળાવી. એ સાંભળતાં માધવને મનસ્વી હાસ્ય ઉપજ્યું અને દુર્મદ તે સાંભળી કોપમાં આવી તેને ઉદારતાથી ગાલિપ્રદાન કરવા લાગ્યો.

માધવે દુર્મદને પૂછ્યું કે: 'તું કોણ છે? તારા સાથીઓ ક્યાં રહે છે? તે બે અબળાઓને કયાં કેદ કરેલી છે?" પણ દુર્મદ કાંઇ પણ જવાબ ન આપતાં માત્ર એકાગ્ર દૃષ્ટિથી તેને જોઇ રહ્યો. પૂછતાં પૂછતાં થાકી જવા છતાં કાંઇ પણ ઉત્તર ન મળવાથી માધવે ગુસ્સે થઇ તેને માર માર્યો; તો પણ તેનું પરિણામ મીંડામાં જ આવ્યું. અંતે તેણે શૂરસેનને કહ્યું:—

"તું અહીં જ રહે; હું આ પાપીને જઇને કારાગૃહમાં પૂરી આવું છું. પાછો વળતાં ખાવાપીવાનાં સાધનો સાથે આપણા બે ચાર સાથીઓને પણ લેતો આવીશ અને જ્યારે મહેન્દ્રનો પત્તો લગાવીશ તથા તે લૂટારાઓને હંફાવીશ ત્યારે જ હે શાંતિ! તું મારા હૃદયમાં રાજ્ય કરવાને ફાવીશ." એમ કહીને શૂરસેનને તે જ સ્થળે મૂકી દુર્મદને કેદ કરી તે ચાલતો થયો.

સંધ્યાકાળ થતાં જ માધવ પોતાના સાથીઓને લઇને પ્રવાસની સર્વ સામગ્રી સહિત ત્યાં પાછો આવી પહોંચ્યો; અને શૂરસેન કે

જે ક્ષુધાથી વ્યાકુલ થઇ રહ્યો હતો તેને ભોજનથી તૃપ્ત કર્યો.

માધવે શૂરસેનને કહ્યું કે: " તું હવે ભલે ઘેર જા. અમો મહેન્દ્રસિંહના શોધમાટે જઇએ છીએ. તારાથી પ્રવાસનાં દુઃખ અને યુદ્ધનાં દર્શન સહેવાય તેમ નથી."

શૂરસેને કહ્યું. " એમાં કશી પણ શંકા નથી કે હું આપ સમાન ચાલી શકું તેમ નથી, તેમ જ યુદ્ધથી પણ હું સો યોજન દૂર રહું છું; તો પણ મહેન્દ્રને ખોઇને મારાથી સુખે ઘેર બેસાય તેમ નથી; માટે તમે પણ પોતાનું કામ કરો અને હું પણ મારે શોધ ચલાવું છું."

માધવે કહ્યું. " જેવી તારી ઇચ્છા. તને યોગ્ય જણાય તેમ કર; પરંતુ મને બરાબર બતાવ કે તેં તે તરુણીઓને ક્યાં છોડી હતી અને તું ક્યાં કેદ હતો ? "

શૂરસેને બરાબર પત્તો બતાવી દીધો અને માધવનું મંડળ તથા શૂરસેન ત્યાંથી જૂદાં પડીને પોતપોતાને માર્ગે ચાલતાં થયાં.



## પ્રકરણ ૮ મું

### રંભા અને તારા




ન્દુનો પ્રકાશ પૂર્ણ વેગથી વસુંધરામાં પોતાનો વિસ્તાર કરી રહ્યો હતો. અર્ધ રાત્રિનો શાંત સમય હતો, અને સર્વત્ર સ્વામી તથા સુંદરી સાનંદ નિદ્રામાં તલ્લીન હતાં. પરંતુ એવા શાંતિના સમયમાં પણ એક સુશોભિત વિશાળ મહાલયની અગાસીમાં ચંદ્રના પ્રકાશનું સૂક્ષ્માવલોકન કરતી બે યુવતીઓ પરસ્પર સંભાષણમાં પ્રવૃત્ત થયેલી દેખાતી હતી. મહાલયની આસપાસ એક વિશાળ ઉદ્યાન વિસ્ત-

રેલું હતું અને તેમાં શોભતાં ભિન્ન ભિન્ન જાતિનાં સુવાસિત પુષ્પવૃક્ષોમાંનો સુગંધ સર્વત્ર વિસ્તરી રહ્યો હતો. ધીર મંદ સમીર લલનાઓનાં વસ્ત્રોને કિંચિત્ ખસેડી પોતે તેમના સ્પર્શસુખનો નિર્લજ્જતાથી ઉપભોગ કરી રહ્યો હતો; અને ક્વચિત્ દિવાભીતનો ધ્વનિ પ્રવર્ત્તયમાન શાંતતાના સામ્રાજ્યમાં અલક્ષ્ય ભંગ પાડી રહ્યો હતો.

હવે આપણે તે યુવતીયુગ્મ પ્રતિ દૃષ્ટિ કરીએ.

એ બન્ને યુવતિઓમાંની એકની ઉમર તેર કે ચૌદ વર્ષની હશે. તેના ચંદ્ર સમાન ગૌર મુખનું અવલોકન કરતાં જ ક્વચિત્ એવો ભ્રમ થઇ જતો હતો કે અદ્વિતીય ચંદ્ર તો નહિ પ્રકટ્યો હોય! અગાસીની પાળપર પોતાનો હસ્ત ટેકાવીને એ રમણી બેઠેલી હતી. વાર્ત્તાલાપ સમયે વારંવાર તે દીર્ઘોષ્ણ શ્વાસ લેતી હતી અને આંખમાં આંસૂ લાવીને પોતાના સન્મુખ બેઠેલી બાળાને દુઃખભરિત વાર્ત્તા સંભળાવવામાટે સંબોધતી હતી. તે અન્ય બાળા તેનાં વસ્ત્રાલંકારોને જોતાં તેની પ્રિય સખી હોય, એવું સહજ અનુમાન થતું હતું.

થોડીક વાર બન્ને બાળાઓ મૌન ધારી રહી અને ત્યાર પછી ચંદ્રમુખીએ સખી પ્રતિ નિહાળીને વાર્ત્તાલાપ પ્રારંભ્યો;—

"સખી તારા, હવે હું શું કરૂં?"

"પ્રિય રંભા! તું અમથી હઠ પકડી બેઠી છે. જો તારા પિતાનું વચન તું માને, તો તને કોઇ પણ વાતની ચિંતા નથી." તારા બોલી.

"ના, બહેન! એમ તો નહિ બને. એમાં તો ધર્મહાનિ સાથે લોકાપવાદનો પણ ભય સમાયલો છે. લોકો એમ કહેશે કે, 'રંભાનાં લગ્ન મહેન્દ્ર સાથે નક્કી થયેલાં હતાં, તિલક થઇ ગયો'તો અને જાન પણ નીકળી ચૂકી હતી; પરંતુ મહેન્દ્રે વિવાહ ન કર્યો, તે જાનમાંથી નાસી ગયો અને તેથી રંભાનો લગ્નસંબંધ બીજા વર સાથે થયો, હાય! હાય! હું બે પતિની ભાર્યા કહેવાઇશ!" એ વાક્ય બોલતાં રંભા શોકમાં લીન થઇ ગઈ.

"પરંતુ મારા સાંભળવા પ્રમાણે તો મહેન્દ્ર તારી સાથે વરવાને યોગ્ય પણ ન હોતો. તે કુરૂપ અને એક પગે લંગડો છે. તેનામાટે આટલો બધો શોક તેં શામાટે આદર્યો છે !" તારાએ રંભાનું સાંત્વન કરવાના હેતુથી એ અવગુણો દર્શાવ્યા.

"સખી ! તે લંગડો, લૂલો, આંધળો કે કોઢિયો હોય; પરંતુ મારો તો પતિ થઇ ચૂકયો. હવે મારાથી બીજા પુરુષનું પાણિગ્રહણ કરી શકાય તેમ નથી. પંડિતો અને જોશીઓ ભલે કહે કે એમાં દોષ નથી; પણ હું તેમનું કાંઇ પણ સાંભળવાની નથી. અને જો મારાપર વધારે જુલમ થશે, તો હું મા, બાપ, ભાઇ ઈત્યાદિને છોડીને ક્યાંક ચાલી નીકળીશ અથવા તો આત્મઘાત કરીને મારા પ્રાણ તેમને અર્પી દઇશ !" રંભાએ પોતાનો દૃઢ નિશ્ચય જણાવ્યો.

"તારા વિચારો પ્રશંસનીય છે. પરંતુ મહેન્દ્રે તો એવી પ્રતિજ્ઞા કરી છે કે, 'આજન્મ અવિવાહિત જ રહેવું' અને એવા પ્રસંગે જો સ્ત્રી અન્ય પતિને વરે, તો તે સર્વથા અદૂષણીય છે." તારાએ ચાતુરીથી પોતાના મતનું મંડન કર્યું.

"કદાચિત્ તેમની એવી જ ઇચ્છા હોય, તોય શી ચિંતા છે ? હું પણ તેમના વિયોગમાં વૈરાગ્ય ધારી વનમાં દિવસો વીતાડીશ. પરંતુ સખી ! મારો તો એવો પૂર્ણ નિશ્ચય છે કે, કદાચિત્ મહેન્દ્ર અને મારો એક વેળા મેળાપ થાય અને હું તેમના ચરણનું શરણ ગ્રહું તો તેઓ મને તજે એ અસંભવિત છે. પણ અરે ! તેમને હું શોધું ક્યાં ? કારણ કે, પ્રત્યક્ષ તો હું તેમને ઓળખતી પણ નથી." વીરબાળા પોતાના મતથી ન ડગી. તારાનો વિચાર પણ ફેરવાયો. તેણે કહ્યું:—

"બહેન ! હવે મારો પણ નિશ્ચય થયો કે, તું પોતાના હઠથી પાછી હટવાની નથી અને નારીધર્મને નષ્ટ કરવાની નથી. ધન્ય છે, વીરાંગના રંભા, તને ધન્ય છે ! હું પણ માતા પિતા તથા કુટુંબ કબીલાને ત્યાગીને તારી સાથે આવીશ અને યથાશક્તિ તને સહાયતા

આપને સ્વજ-મની સાર્થકતા કરીશ !" વિશ્વાસુ સખી તારાએ એક-નિષ્ઠતાથી પોતાનો ઉત્તમ મનોભાવ જણાવ્યો.

રંભાને તારાની એ પ્રતિજ્ઞાથી આશ્ચર્ય થયું. તેણે પ્રશ્ન કર્યો કેઃ "પ્રિય સહચરી ! મારી સાથે તું પણ પોતાનું જીવન શામાટે બગાડવાને તૈયાર થઇ છે ?"

"અને તારાથી વિયુક્ત રહેવાથી મારૂં જીવન સુધરશે એમ તારૂં ધારવું છે ?" તારાએ સામો પ્રશ્ન કર્યો.

રંભા ગભરાઇ, તેનાથી સંપૂર્ણ અને સરળ ઉત્તર ન દેવાયું. તે બોલીઃ "ના; હું તો–મને જેવી તારી ઇચ્છા."

"હું કોઇ કાળે પણ તારી સંગતિને છોડવાની નથી." તારાએ પુનઃ પ્રતિજ્ઞા કરી.

"હું તો આજે જ આ નગરને પ્રણામ કરવા ઇચ્છું છું." રંભાએ જણાવ્યું.

"બહુ સારૂં, ચાલો, હું પણ તૈયાર છું." તારાએ તેવો જ જવાબ આપ્યો.

"પરંતુ એ તો કહે કે આપણે અહીંથી કેવા પોશાકમાં નાસવું જોઇએ ?" રંભાએ કાંઈક દીર્ઘ દૃષ્ટિથી પૂછ્યું.

"આ દાગીના અને કીમતી કપડાં ઊતારી નાખવાં જોઈએ અને એક મેલું ધોતિયું તથા ચાદર પહેરીને પલાયન કરવું જોઇએ." તારાએ પોતાનો અભિપ્રાય આપ્યો.

"મારા વિચાર પ્રમાણે એક મર્દાના પોશાક પણ સાથે રાખ્યો હોય તો ઠીક." રંભાએ કહ્યું.

"એ વિચાર પણ અત્યંત લાભકારક છે; કારણ કે, કેટલેક દૂર નીકળી ગયા પછી આપણે પુરુષવેશમાં પ્રવાસ પ્રારંભીશું" તારાએ રંભાના ઉદ્દેશને અનુમોદન આપ્યું.

"ત્યારે હવે ખોટી થવામાં શો ફાયદો ? ચાલો ઊતાવળે !" રંભાએ વિચારને અમલમાં મૂકવાના હેતુથી કહ્યું.

"પરંતુ આજ ને આજ નીકળવું યોગ્ય નથી." તારા બોલી.

"તેનું કારણ ?" રંભાએ પૂછ્યું.

"કારણ એ કે, આપણે મહેન્દ્રસિંહને પ્રત્યક્ષ ઓળખતાં નથી અને તેથી જો તેઓ મળે અને મળીને વિયુક્ત થાય, તો શ્રમ વ્યર્થ જાય. એટલામાટે તેમને ઓળખવાનું કોઈ સાધન પ્રથમ મેળવવું જોઇએ. તારી માતા પાસે મહેન્દ્રની છબી છે, તે લઇ લેવાય તો સારૂં. તારૂં વેવિશાળ થવા પહેલાં તારા પિતા એ છબી લાવ્યા હતા અને અદ્યાપિ તે તારી માતાના તાબામાં છે." તારાએ આજ ને આજ ન નીકળવાનું કારણ જણાવ્યું.

"પણ તે લેવાય કેવી રીતે ?" રંભાએ પૂછ્યું.

"ગમે તે તદબીરથી આવતી કાલે તે છબી હું હાથ કરીશ. પરંતુ એક બીજું કામ પણ કરવું જોઇએ." તારાએ સખીના એ કામને પોતાને માથે વ્હોરી લીધું.

"તે કામ શું છે ? બોલ જલદી" રંભાએ ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

એના ઉત્તરમાં તારાએ કહ્યું કે: "એક નામાંકિત અને કુલીન કુળની કુમારિકાનું આવી રીતે પોતાના ગૃહથી બહાર નીકળવું એ નિંદાપાત્ર હોવાથી અન્ય પ્રકારના લોકાપવાદની એથી ભીતિ ઉપસ્થિત થાય છે. તું ગમે તેટલી સદાચારસંપન્ન અને પતિવ્રતા હોય, પણ એકલી ચાલી નીકળવાથી લોકો તને તેવી માનતાં અચકાશે; માત્ર એટલું જ નહિ, પણ મહેન્દ્રને પણ શંકાશીલ થવાનું કારણ મળશે. માટે કોઇ પુરુષને સાથે લીધો હોય તો તે વધારે યોગ્ય અને લાભકારક થઈ પડે તેમ છે."

"પરંતુ કોઈ અજ્ઞાત પુરુષ સાથે હોય, તો પણ લોકાપવાદ તો રહેવાનો જ. આપણો પરિચિત અને હિતૈષી એવો તે કયો પુરુષ હોય કે, જે મારા પિતાથી વિરુદ્ધ થઇને મારી સહાયતા કરે અને જેની સાથે નાસી જવાથી લોકાપવાદ પણ ન ચઢે ?" રંભાએ ઉત્તર આપ્યું.

"તારો પિત્રાઇ વિજયસિંહ જો સાથે આવે તો ઘણું સારૂં: એનાથી લોકાપવાદની ભીતિ સર્વથા ટળી જશે. વળી એ તારા દ્વિતીય વિવાહમાં અસંમત હોવાથી અને તારાપ્રતિ માનની દૃષ્ટિથી જોતો હોવાથી સાથે આવશે પણ ખરો." તારાએ વ્યાજબી સલાહ આપીને તે મનુષ્યનું નામ પણ જણાવ્યું.

"તારો એવો નિશ્ચય છે કે તે સાથે આવશેજ ? જો એમ જ છે તો કાલે પ્રભાતમાં જ્યારે તે અહીં આવશે ત્યારે તેને હું મારી પ્રચ્છા જણાવીશ અને જોઇશ કે શું થાય છે. તે મહેન્દ્રને ઓળખે છે. પરન્તુ બહેન, પેટી છબી લેવાનું ભૂલતી નહિ હો !" રંભાએ તારાના વચન પ્રમાણે વર્ત્તવાનું કબૂલ કર્યું.

"એની હવે તારે ચિન્તા ન કરવી."

વાર્ત્તાવિનોદમાં ગુંથાયલી બન્ને બાળાઓ ત્યાર પછી ગૃહના અંતર્ભાગમાં જઇ સ્વસ્થાને નિદ્રાવશ થઇ. તારાને તો શય્યામાં પડતાંજ નિદ્રા આવી ગઇ, પરંતુ રંભાને નિદ્રા આવી નહિ. તે તો ઘડિયાળના ટકોરા ગણવામાં અને પલાયનના વિચારમાં જ નિમગ્ન હતી, એટલે તેને નિદ્રા ક્યાંથી આવે ? પ્રભાતમાં તે વ્હેલી ઉઠી અને તારાને પણ જગાડી દંતધાવન આદિ નિત્યક્રિયા કરીને ભાઇ વિજયના આવવાની વાટ જોતી બેઠી.

થોડા જ વખતમાં વિજય આવી લાગ્યો અને રંભાને હમેશના કરતાં વિશેષ ઉદાસીનતામાં જોઈ પૂછવા લાગ્યો કે: "બહેન ! આજે આ અધિક ઉદાસીનતાનું શું કારણ ? કારણનો કેટલોક ભાગ જો કે હું જાણું છું, તો પણ પુનઃ પૃચ્છાનું કારણ પ્રેમાધિક્ય છે. બહેન ! ધૈર્ય ધરો, શાન્ત થાઓ અને વિશ્વેશ્વરની લીલાની વિચિત્રતાને અનુભવો."

"ભાઇ ! શું કરૂં ? હવે તો આત્મહત્યા વિના બીજો ઉપાય જ નથી રહ્યો. પિતા માનતા નથી, માતા સાંભળતી નથી અને તમો કાંઇ સહાયતા કરતા નથી; ત્યારે જીવીને શું કરવું ?" એમ કહીને

રંભા રોઇ પડી.

"બ્હેન ! મેં તો મારાથી થયું તેટલું સમઝાવ્યું; પણ લોભી અને પાખંડી જયોતિષી તથા પંડિતોના ભ્રમાવવાથી મારૂં કોઈ પણ માનતું નથી. તમે જે કહો તે કરવાને હું તૈયાર છું અને સત્ય માનજો કે આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું આપના જીવને આંચ આવવા દેવાનો નથી." વિજયે ભગિનીને આશ્વાસન આપ્યું.

રંભાનું મુખ જરાક પ્રફુલ્લિત થયું અને તેણે પૂછ્યું: "શું ત્યારે મારા કહેવા પ્રમાણે તમો વર્તશો ?"

"હા." ઉત્તર મળ્યું.

"ત્યારે મને કુટુંબથી ગુપ્ત રીતે કાશીપુરીમાં પહોંચાડી દ્યો. ત્યાં હું વિશ્વનાથનાં ચરણોમાં મારા પાતિવ્રત્યનું પાલન કરીશ અને જોઇશ કે દેવી અન્નપૂર્ણા મારી વિનતિ સાંભળે છે કે નહિ !" રંભાએ પોતાની ઇચ્છા ભાઇને જણાવી.

અંતે તેમણે રાત્રિના સમયે ઘોડેસવાર થઇને નીકળી જવાનું ઠરાવ્યું. મહેન્દ્રની છબી લાવવાનું કામ પણ વિજયે પોતાને માથે લીધું અને બરાબર મધ્યરાત્રિયે આવવાનું વચન આપી તે ત્યાંથી ચાલતો થયો.

રંભા અને તારા પુનઃ વાર્તાલાપમાં પ્રવૃત્ત થઇ.

---

## પ્રકરણ ૯ મું
### સંકટમાં સંકટ

---

આતુરતા, પછી તે ગમે તે કાર્યમાટે હોય, એક આશ્ચર્યકારક પદાર્થ છે. આતુરતા અને ઉત્કંઠાના બળથી અશક્ય ભાસતાં કાર્યો પણ શક્ય થતાં દ્દષ્ટિયે પડે છે. અત્યારે રંભાના હ્રદયમાં આતુરતાની પૂર્ણ સત્તા વ્યાપી રહી હતી.

સંધ્યા સમય થતાં સુધી રંભા અને તારાએ પણ પોતપોતાની તૈયારી એવી રીતે કરી લીધી કે કોઇ દાસીને પણ તેની જાણ થવા પામી નહિ. સર્વ તૈયારી કરી લીધા પછી તેઓ પોતપોતાના ઓરડામાં જઇને પલંગપર સુઇ રહી; પરંતુ નિદ્રા આવવાની એ વેળા ન હોતી. તેમને તો એ જ ચિંતા થયા કરતી હતી કે: 'વિજયસિંહ ક્યારે આવે અને અમે ક્યારે માર્ગે પડીએ.'

અર્ધરાત્રિ વીત્યા પછી એકાએક બહારથી કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. બન્ને તે તરફ જોવા લાગી. વિજયસિંહ સામો આવી ઊભો. વિજયને જોતાંજ બન્ને ઉઠીને બેઠી થઇ અને રંભાએ પૂછ્યું: " ભાઇ ! શું આપ તૈયાર થઇને આવ્યા છો ?" એના ઉત્તરમાં વિજયે જણાવ્યું કેઃ " હા, સર્વ તૈયારી થઇ ચૂકી છે એટલે હવે વિલંબ કરવો ભયકારક છે."

અહીં આવતી વેળાયે પહેરાવાળાએ તમને ટોકયા હશે અને તેથી તે જતાં પણ ધ્યાન રાખશે જ. " :રંભાએ કહ્યું.

" પહેરાવાળાની તાકત છે કે મને પણ જતાં આવતાં રોક ટોક કરે ? હા, નીકળી જવા પછી લોકો ભલે ગમે તેમ બોલે. પણ હવે વિલંબ ન કરો. " વિજયે શૂરતાથી કહ્યું.

રંભા અને તારા ઉભયને સાથે લઇને વિજય મહાલયમાંથી બહાર નીકળ્યો અને પગેપાળા તે સર્વ મેદાન તરફ ચાલ્યાં. થોડી જ દૂર એક વડના ઝાડ તળે ત્રણ માણસો ત્રણ જીનકસેલા ઘોડા લઇને ઉભા હતા અને તે તેમની વાટ જોતા ઉભા હોય તેમ જણાતું હતું

ત્રણે પોતાપોતાના ઘોડાપર સવાર થયાં. વિજયસિંહે માણસોને કહ્યું: "હવે ભલે તમે પોતપોતાને ઘેર જાઓ. અમો આવીશું, ત્યારે તમને બોલાવી લઇશું; ત્યાં સુધી તમને ઘેર બેઠાં ખોરાક મળ્યા કરશે."

ત્રણે ચાકરો વિજયસિંહને સલામ કરી ત્યાંથી વિદાય થયા અને આપણી પ્રવાસિત્રિપુટીએ પશ્ચિમ દિશાનો માર્ગ સ્વીકાર્યો.

રાત્રિના અંત પર્યંત તેઓ ક્યાંય પણ અટક્યાં નહિ. અરુણોદય થતાં વિજયે કહ્યું: " બહેન ! હવે આપણે થોડા વખતને માટે અહીં રોકાવું જોઇએ; અનુમાનથી એમ કળી શકાય છે કે પ્રવાસીઓને રહેવામાટેની ધર્મશાળા પણ પાસેજ છે. પરંતુ આપણે એ ધર્મશાળામાં ન ઊતરતાં જરાક દૂર જઇ કોઇ બીજા મુસાફરખાનામાં રહીશું. એટલામાટે હાલ તો અહીંજ થોડોક વીસામો લઇને ઘોડાને ઠંડા કરી લેવા જોઇએ. તેમજ આપના શરીરને યોગ્ય થાય તેવા બે મર્દાની પોશાક પણ હું સાથે લેતો આવ્યો છું, તે તમારા ઘોડાઓના જીનમાં બીજા સામાન સાથે બાંધેલા છે; માટે તમો અહીં જ મર્દાની સૂરત બનાવી લ્યો કે ભવિષ્યમાં ભયની શંકા ટળી જાય."

રંભાને અને તારાને પણ એ વાર્ત્તા ગમી. તેઓ ઘોડાપરથી ઊતરી પડી અને વિજયના ઉપદેશ પ્રમાણે થોડા જ વખતમાં તેમણે મર્દાની પોશાક પહેરી લીધા

ત્રણ વ્યક્તિઓ એક પછેડી પાથરી વૃક્ષ તળે બેઠી. કેટલીક વાર પછી રંભાની ઇશારતથી તારાએ વિજયને કહ્યું; ' આપે મહેન્દ્રસિંહની પ્રતિમા દેખાડવાનું કહ્યું હતું એની તો આપને સ્મૃતિ હશે જ."

વિજયે તે પ્રતિમા કમ્મરમાંથી કાઢીને તારાના હાથમાં આપી અને તે પોતે ઘોડાપર સામાન ચઢાવવા લાગ્યો.

તારાએ પ્રતિમા રંભાને આપતાં કહ્યું: " બહેન, આવા રૂપવાન્ અને શૂરવીર મહેન્દ્રના સંબંધમાં લોકો કેવી કેવી વાર્ત્તાઓ કર્યા કરતા હતા અને હજી પણ કરે છે ? "

પ્રતિમાને દેખતાં જ રંભાનાં નેત્રોમાં જળ ભરાઇ આવ્યું અને જીવ બેચેન થઇ ગયો. તે મૂર્ચ્છિત થતાં પોતાને માંડ માંડ બચાવી શકી અને છબી પાછી તારાના હાથમાં આપતાં બોલી: "બહેન, હવે જોવાનું છે કે આનામાટે મારી શી ગતિ થાય છે ? "

વિજયસિંહે બે ઘોડાનાં જીન તો કસી લીધાં અને પોતાના ઘોડાનું જીન કસતો હતો એટલામાં એકાએક કાંઇક જોનાથી ઘોડો

ભડકીને વિજયના હાથમાંથી છૂટી મેદાન તરફ દોડયો, અને તેથી વિજય પણ તેની પાછળ દોડયો.

રંભા અને તારા ગભરાઇ ગઇ અને વિજયને જોવા લાગી. ઘોડો દોડતો દોડતો થોભી જતો હતો અને જ્યારે વિજય પાસે આવે કે પુનઃ દોડતો હતો.

દિવસ ઘણો જ ચડી ગયો પણ ઘોડો વિજયસિંહના હાથમાં ન આવ્યો; અને તે એટલે દૂર નીકળી ગયો કે પુનઃ દેખાયો જ નહિ. એટલે ભયાતિશયથી રંભા અને તારા અશ્વારૂઢ થઇ અને વિજય ગયો હતો તે દિશા પ્રતિ ચાલી; પરંતુ નિરાશા જ સામી મળી. આખો દિવસ ક્ષુધા અને તૃષાથી પીડિત થવા છતાં પણ વિજયનો મેળાપ ન થયો. તેઓ એક મેદાનમાં ભયંકર પહાડ નીચે આવીને ઉભી રહી.

બે લાચાર બાળાઓ ઘોડાપરથી નીચે ઊતરી અને ઘોડાને એક એક પત્થરમાં બાંધી ઘોડાઓને ચરવા છોડી દીધા. તેઓ પોતે ત્યાર પછી એક મોટા પત્થરપર બેસીને રડવા તથા અફસોસ કરવા લાગી.

"જો બહેન! દુર્ભાગ્ય તે આનું નામ!" રંભાએ નિઃશ્વાસ નાખીને કહ્યું.

"પરમેશ્વરની ઇચ્છા કોણ જાણે કેવી હશે! આ વેળાયે આપણી વિપત્તિનો પાર નથી." તારાએ અનુમોદન આપતાં કહ્યું.

"કદાચિત્ અશ્વ વિજયના હાથમાં આવ્યો પણ હશે, તો પણ તે ત્યાં જઇ આપણને ન જોતાં કેટલો બધો ગભરાશે?" રંભા બોલી.

"પરંતુ હવે આપણું ત્યાં પાછું પહોંચવું પણ નકામું છે." તારાએ કહ્યું.

"સત્ય છે; કારણ કે, મને એની પણ સ્મૃતિ નથી કે આપણે કયે રસ્તે અને ક્યાંથી અહીં આવી પહોંચ્યાં છીએ. હવે તો ક્ષુધા પણ સહી નથી શકાતી." રંભાએ નિરાશાથી કહ્યું.

એ સાંભળીને તારાએ ભગિનીને સ્મૃતિ કરાવતાં કહ્યું: "મને યાદ છે કે, જીનના ખુર્જિનમાં થોડો ઘણો મેવો વિજયસિંહે જરૂર રાખેલો છે."

"જો ત્યારે છે કાંઈ?" રંભા બોલી.

તારાએ ઉઠીને બન્ને ઘોડાના જીનની તપાસ કરી અને તેમાંથી મેવો નીકળ્યો એટલે તે હર્ષિત થતી રંભાને કહેવા લાગી: "આપણા ખાવા લાયક બલ્કે દુઃખમાં પાંચ દિન પર્યંત પ્રાણ બચાવી શકે તેટલો મેવો આમાં છે."

"પણ ક્યાંક પાણી મળે તો પ્રથમ હાથ મોં તો ધોઈ લઇએ." રંભા બોલી.

"આ પહાડપરની લીલોતરી ઉપરથી જણાય છે કે, આ પર્વતમાં પાણીના ઝરા જરૂર હશે." તારાએ અનુમાન કર્યું.

"ચાલો ત્યારે હજી દિવસ પણ ઘણો છે, પહાડપર ચઢીએ." રંભાએ કહ્યું.

રંભા અને તારાએ મેવો સાથે લઇને પહાડપર ચઢવા માંડ્યું. થોડુંક ચઢતાં જ પાણીનાં બેત્રણ ઝરણાં તેમના જોવામાં આવ્યાં. એક ઝરણા પાસે બેસીને તેમણે હાથ મોં ધોવા પછી કિફાયતથી નાસ્તો કરી લીધો અને પાછું પહાડપર ચઢવા માંડ્યું તે એટલે સુધી કે, અંતે દિવસ આથમતાં તેઓ પહાડની ટોચપર જઇ પહોંચી.

પહાડપર અનેક સુશોભિત અને ઘાટાં જંગલી વૃક્ષો શોભી રહ્યાં હતાં અને તે સંધ્યાસમયના તીવ્ર વાયુના ઝપાટાથી આમતેમ ડોલીને ઝોકાં ખાતાં દેખાતાં હતાં. એક તરફ નાનું મેદાન પણ દૃષ્ટિગોચર થતું હતું. સૂર્યાસ્ત થઈ ચૂકયો હતો. બન્ને યુવતિઓ એક પત્થરપર બેસી ચારે તરફ જોવા લાગી.

દક્ષિણ દિશામાં એક સુંદર સદન અને તેની પાસેજ ડાબા હાથપર આશરે એક ગાઉને અંતરે નાનું જેવું શહેર પણ દેખાયું.

"બહેન તારા, આપણે આ શહેરમાં જઇને અવશ્ય મહેન્દ્ર-

સિંહને શોધી કાઢવાનો પ્રયત્ન કરીશું. વિશ્વ કેવું વિચિત્ર છે ! આવા સુંદર ઇંદ્ર સમાન પુરુષને લોકોએ લૂલો, લંગડો અને કુરૂપ કહ્યો ! પરંતુ જો તેમ પણ હોય તોય શું ? જેની સાથે એક વેળા સંબંધ થયો તે પુરુષ ગમે તેવો હોય તો પણ સ્ત્રીને તો પરમેશ્વર સમાન જ છે." રંભાએ મનોભાવ જણાવ્યો.

"જેમણે એવી વાર્તા કરી હોય, તેમની જીભમાં સર્પદંશ થાઓ. હું તો એટલે સુધી કહી શકું છું કે, આવો સ્વરૂપવાન અને શૂરવીર નર પૃથ્વીતલપર હશે કિંવા નહિ, એની શંકા છે. બહેન, તું મહા ભાગ્યશાલિની છે......" એટલું બોલી તારા અટકી પડી. તેનાથી વધારે બોલી શકાયું નહિ.

"આજની રાત આ પહાડપર વીતાડીને આવતી કાલે પ્રભાતમાં જ આપણે એ શહેર તરફ ચાલી નીકળીશું." રંભાએ મૌન તોડયું.

"હા, એમ જ કરીશું." તારાએ અનુમતિ આપી.

રંભા કિંચિત્ કાલ વિચારમાં પડી અને ત્યાર પછી બોલીઃ "મને એમ ભાસે છે કે આપણે પુરુષના પોશાક કરતાં સાધુનો પોષાક ધારણ કરીએ, તો પોતાને વધારે ચાલાકીથી છુપાવી શકીએ."

"તારૂં ધારવું ખરૂં છે. કાલે એ શહેરમાંથી લુગડું ખરીદીને તેનો જોગીનો પોષાક તૈયાર કરીશું." તારાએ કહ્યું.

એવી રીતે એ નિર્જન વનપ્રદેશમાં બન્ને યુવતિઓ વાર્તાલાપ કરી રહી હતી; એટલામાં આકાશ વાદળાંથી છવાઇ ગયું, ચારે તરફ અંધકાર ફેલાઇ ગયો અને વર્ષાદ વર્ષવાની સાથે વીજળી પણ ચમકવા લાગી. વિદ્યુદ્ગર્જનનો પર્વતમાંથી પ્રતિધ્વનિ થતાં જે બમણો ભયંકર નાદ થતો હતો તે આ કોમળ બાળાઓને ભયભીત કરવાને પૂરતો હતો. બન્ને એક વૃક્ષનો આશ્રય લઇને બેઠી.

આખી રાત વર્ષાદ વર્ષવો ચાલૂ જ રહ્યો. બે બાળાઓ વૃક્ષ તળે બેસીને પોતાના મંદભાગ્યની નિંદા કરતી હતી. રાત્રિના અંત સાથે

વર્ષાદનો પણ અંત આવ્યો અને સૂર્યનારાયણે દર્શન દીધાં. પ્રભાત-કાલિક કાર્યોને આટોપી તેમણે એક ઝરામાં હાથ મોં ધોયાં અને થોડા મેવો ખાઇ શહેર તરફ ચાલવા માંડયું. થોડુંક ચાલી તારાએ એકાએક અટકીને કહ્યું: "બહેન, આપણા બે નિર્દોષ અવાચક પ્રાણી ઉપર કોણ જાણે શું યે વીત્યું હશે ! વખતે તેઓ મરી પણ ગયા હોય !"

"અશ્વો ત્યાં હોય એ સંભવતું નથી; કારણ કે, આપણે તેમને કોઇ ઝાડ સાથે બાંધ્યા ન હોતા; તેથી શરીરપર પાણી પડતાંજ તેઓ ભાગી ગયા હશે. હવે આપણને ઘોડાઓની જરૂર નથી. પેદલ ચાલવું ઠીક પડશે. જ્યાં ઇચ્છા થઇ ત્યાં જઇ પડી રહીશું. તો પણ એક વાર એ ઘોડાઓની ભાળ તો લેવી જોઇએ. પછી જોઇયે તો તેમને છોડી દઇશું." રંભાએ કહ્યું.

"મારી પણ એજ ઇચ્છા છે."

એમ કહીને તે પહેલા દિવસને સ્થાને આવી; પણ ઘોડા તેમના જોવામાં ન આવ્યા. તે જોઇ રંભા બોલી: "કેમ બહેન, હું શું કહેતી હતી ? ચાલો ઠીક થયું, પંચાત મટી; હવે અહીં રોકાવાની કાંઇ પણ જરૂર નથી." એમ કહીને બન્ને બાળાઓ શહેર તરફ ચાલી.

હાય ! કાળની કેવી વિચિત્ર ગતિ ! આજ સુધી જે કોમળ બાળાઓ મોટા લાડકોડમાં ઉછરેલી હતી, તેમને ધર્મના કઠિન માર્ગનાં દુઃખોને ભોગવવાનો સમય આવી મળ્યો ! આજ સુધીમાં જેમને સંસારના ઉષ્ણ અને શીતળ વાયુનો સ્પર્શ પણ થયેલો ન હોતો, તેમને અચાનક વંટોળિયા અને લૂ આદિ સહન કરવાનો કાળ પ્રાપ્ત થયો ! ચંદ્રમાની ઉજ્જ્વલ જ્યોત્સ્નાથી જેમનું માથું દુઃખી આવતું હતું, તેમને જ સૂર્યનાં પ્રખર કિરણોના તાપથી પોતાના નવનીત સમાન કોમળ શરીરને તપાવવાનો પ્રસંગ આવી મળ્યો ! જેમને કોઇ દિવસ પણ ચાર ડગલાં ચાલવાનો અવસર આવ્યો ન હોતો તેમને ગાઉના ગાઉ ચાલવાની હિમ્મત કરવી પડી ! જેમને ભોજનને માટે દિવસમાં દશ વાર પૂછવામાં આવતું, તેમને ટાઢું અન્ન આપવાવાળું

પણ કોઇ ન રહ્યું ! જેમની આંખોને માત્ર ભારી થયેલી જોઇને જ લોકોના જીવ બેચેન થઇ જતા હતા, તેમનાં આંસૂ લૂવાને પણ હવે કોઇ રહ્યું ન હોતું ! આ સઘળાં દુઃખોનું કારણ શું ? માત્ર મહેન્દ્રની પ્રાપ્તિની આશા ! ધન્ય છે ઉદાર હૃદયની તારાને કે જે આવા વિપદ્‌સમયમાં પણ પૂર્ણ પ્રેમથી સખીના સંગમાં રમી રહી હતી. નહિ તો સંસારની એ રીતિ છે કે: "સુખનાં સાથી તો ઘણા પરંતુ દુઃખમાં સહાયક થનાર થોડાં જ મળે છે."

થોડે થોડે અંતરે તડકાના તાપથી ગભરાઇ કોઇ વૃક્ષ તળે વિશ્રાંતિ લેતી, શ્વાસની પ્રબળતા સહિત ચાલતી, અશ્રુઓથી પોતાની મુખમુદ્રાને ભીની કરતી અને વારંવાર 'હાય !' શબ્દના ઉચ્ચારથી દુઃખી થયેલા વક્ષસ્થળનો આશ્રય લેતી સંધ્યા સમયે પોતાની સખી તારા સાથે રંભા નિર્ધારિત નગરમાં આવી પહોંચી કે જે નગર પર્વતપરથી દૃષ્ટિગોચર થયું હતું.

નગરને સીમાડે ડુંગરાની એક નાની હાર આવેલી હતી અને તેની નીચે બ્રાહ્મણ જેવા દેખાતા કેટલાક માણસો હાથમાં લાકડીઓ લઇને બેઠેલા હતા. તારાએ તેમાંના કોઇને નગરનું નામ પૂછવાની ઇચ્છા કરી, પરંતુ તે સઘળા પુરુષો, વગર કહે જ તેમની પાસે આવી પહોંચ્યા અને બન્નેને તરેહ તરેહના સવાલો પૂછવા લાગ્યા.

એકે પૂછ્યું: "કેમ સાહેબ, આપ કોને ત્યાં જશો ? અમો પંડયાઓના માણસો છીએ."

"આપનો પંડયો કોણ છે ?"

"અમે લાલજી ભૈયાના માણસો છીએ, માટે આવો અમારી સાથે." વળી તેઓ પોતપોતામાં બબડવા લાગ્યા: "અરે એ તો રાજપૂત હોવાથી અમારા યજમાન છે, માટે તમો જૂઠો બખેડો ન જમાવો."

કોઇ વળી એ બન્ને અજ્ઞાત અબળાઓ પાસે આવીને કહેતો

કે: "અમારે ત્યાં ચાલશો તો ત્યાં રહેવાની ઘણી જ સગવડ છે અને અમે યાત્રાપિંડ પણ ઘણી જ સારી રીતે કરાવી આપીશું. આવો, પ્રથમ આ રામશિલા છે તેનાં દર્શન કરો એટલે યાત્રા સફળ થાય!" એકે કહ્યું કે: "હજી તો બિચારા બાળક છે, તે પિંડ ક્યાંથી દેવાના હતા વારૂ?"

એવી રીતે એ લોકોએ ચારે તરફથી બિચારી રંભા અને તારાને પ્રશ્નોથી ઘેરી લીધી અને પોતપોતાનો બકવાદ કરવા માંડયો. અંતે રંભાએ તેમને કહ્યું: "અમે યાત્રાળુ નહિ પણ વ્યાપારીઓ છીએ." પરંતુ તેમણે એ માન્યું નહિ અને તે યુવતિઓને એટલી હેરાન કરી કે અંતે તેમનાં નેત્રોમાંથી અશ્રુ ખરી પડયાં. તારાએ કહ્યું: "તમે કોઇ મોટા શયતાન જણાઓ છો. અમારી વાત તો કોઇ સાંભળતા નથી અને નાહક હેરાન કર્યા કરો છો. અમો મુસલ્માન હોવાથી પિંડ બિંડ કેવા થાય છે તે પણ સમજી નથી શકતા."

મુસલ્માનનું નામ સાંભળતાં જ તે લોકો પાછા પડયા અને અસલ વાર્તાલાપ કરવામાં પ્રવૃત થયા. જ્યારે રંભા અને તારા આગળ વધી ત્યારે તારા બોલી: "જોયું બહેન, આ લોકો યાત્રાળુઓને કેવા હેરાન કરે છે તે? જો આપણે પોતાને મુસલ્માન ન બનાવત, તો એમના હાથમાંથી છૂટવું મુશ્કિલ થાત. એટલું છતાં પણ હમણાં એ લોકો આપણુને ગાળો દેવામાં રોકાયા છે."

"હવે વધારે બોલવામાં સાર નથી; ચુપચુપ ચાલો, અને એ હરામખોરોને મરજી મુજબ બકવા દો. હવેજ મને જણાયું કે, આ ગયાજી છે. મહેન્દ્રસિંહનો મેળાપ અહીં થાય તો આશ્ચર્ય નથી." એમ કહી રંભાએ મુખ પાછું ફેરવી જોયું, તો પેલા હરામખોરોમાંથી બે માણુસ તેમની પાછળ પાછળ ચાલ્યા આવતા તેને જણાયા; રંભા ગભરાઇ અને તારાને કહેવા લાગી. "જો, હજી સુધી એ દુષ્ટો આપણો પીછો છોડતા નથી. હવે તો પૂરેપુરૂં સંકટ

આવ્યું. આ ભેદ જો ખુલી જશે તો મહા પીડા થશે. આપણે આ મર્દોના પોશાક માત્ર પોતાને ગુપ્ત રાખવા પહેરેલા છે, એ ભેદ એમના જાણવામાં આવતાં જ આપણી લાજ જવાનો વખત આવશે અને આપણે ગળે ફાંસો ખાઇ મરવું પડશે."

"ઇશ્વર કરે તે ખરૂં ! હાલ તો પગને ઉપાડો કોઇ ધર્મશાળામાં જઇને ઊતારો કરીશું એટલે વિઘ્ન ટળી જશે." તારાએ આશ્વાસન આપતાં ધીમેથી કહ્યું.

એક પ્રહર દિવસ બાકી હતો, તે વખતે એ બે બાળાઓ ચાલતી ચાલતી એક ધર્મશાળામાં આવી પહોંચી. એક વૃદ્ધા સ્ત્રી સામી આવીને આદરસત્કારથી તેમને અંદરના ભાગમાં લઇ ગઇ અને એક સ્વચ્છ ઓરડી તેમને ઉતરવાને કાઢી આપી. ત્યાર પછી તેણે ખાટલા તથા ગોદડાંની ગોઠવણ કરીને પૂછ્યું કેઃ "જો કાંઈ બજારમાંથી મંગાવવું હોય તો લઈ આવું."

"ના; આ વખતે તો કોઇ પણ ચીજની જરૂર નથી. જરૂર પડશે તો મંગાવીશું." તારાએ ઉત્તર આપ્યું. એ સાંભળીને પેલી વૃદ્ધ સ્ત્રી ત્યાંથી કોઇ બીજા મુસાફરની ખાતિરદારી કરવા ચાલી ગઇ. આ બન્ને સ્ત્રીઓ પાસે કાંઇ પણ સામાન વગેરે ન હોવાથી તે ડોશીને ઘણો જ ખેદ થયો.

પંડયાના બે માણસો રંભા અને તારાની પાછળ પાછળ ચાલ્યા આવતા હતા તે આ બે બાળાઓને ધર્મશાળામાં જતી જોઇને દ્વારપર અટકી રહ્યા. જ્યારે તે વૃદ્ધા સ્ત્રી તેમની વ્યવસ્થા કરીને પાછી દ્વારપર આવી ત્યારે તે બન્ને બદમાશો તેની સાથે ધીરે ધીરે કાંઇક વાતો કરવા લાગ્યા. થોડી વાર પછી તેમણે કમ્મરમાંથી થોડાક રૂપિયા કાઢીને તે ડોશીના હાથમાં આપ્યા. રૂપિયા લેતી વખતે ડોશી બોલીઃ "હવે આપ બેફિકર રહો, હું બધો બંદોબસ્ત કરી રાખીશ."



# પ્રકરણ ૧૦ મું

## દગો



સંસારમાં મનુષ્યના દિવસો સદૈવ એક પ્રકારથી અને એક જ સ્થિતિમાં નથી વીતતા. રાજપુત્રી રંભાને પણ આજે અસહ્ય પીડા ભોગવવાનો પ્રસંગ આવી પડયો. પરંતુ જ્યારે કાલચક્રનો વિચાર કરીએ છીએ, ત્યારે એ ઘટના કાંઈ વિશેષ આશ્ચર્યકારક જણાતી નથી. સૂર્યનું તેજ અને ઉદયાસ્તમાન સદૈવ એક સરખાં હોતાં નથી અને ચંદ્રની પણ પાક્ષિક દશા બદલાય છે; ત્યારે બિચારી રંભાની તે શી વાર્ત્તા !

રંભા અને તારાએ તે રાત્રિ વિપત્તિમાં જ વીતાડી. પ્રભાત થતાં જ પેલી વૃદ્ધ સ્ત્રી ત્યાં આવી અને તેમની સાથે વાતચીત કરવા લાગી.

"રાતના આપને કોઇ પણ પ્રકારની તસ્દી તો વેઠવી નથી પડી ને ?" વૃદ્ધા બોલી.

"ના; અમે બહુ આરામથી રાત વીતાડી." તારાએ ઉત્તર આપ્યું.

"બેશક, અહીં આરામ તો સર્વ પ્રકારનો છે; તો પણ આપને આપદા તો અવશ્ય વેઠવી પડી હશે; કારણ કે, પુરુષનો પોષાક પહેરી પોતાની જાતિને છુપાવવા ઇચ્છતી કોમલ સ્ત્રીની એવી દશા થાય એ સ્વાભાવિક છે. આપે જાહેર થઇ જવાની બીકથી કાલે ખાવાપીવાની વ્યવસ્થા પણ ન કરી. બજારના માલથી તે ભૂખ કેવીક ભાગે ?" વૃદ્ધા સ્ત્રીએ ઠાવકું મોં રાખીને કહ્યું.

"બંધુ, સાંભળ્યું કે ? આ વૃદ્ધા જણાતી સ્ત્રીને તો આપણા

વિષે શંકા હોય એમ લાગે છે !" તારાએ કાંઇક ભય અને આશ્ચર્યના મિશ્ર ભાવથી રંભાને કહ્યું અને રંભા તેનું ઉત્તર આપે તે પહેલાં તો હસતે તે મુખે વૃદ્ધા સ્ત્રી બોલી ઉઠીઃ "હજી આપ મને છેતરી શકો એવી સ્થિતિમાં આવી નથી. એવાં એવાં કારસ્તાનોમાં મેં આખો જન્મારો વીતાડી દીધો અને હવે હું બુઢ્ઢી થઈ છું; બાકી બાલ્યાવસ્થામાં અને જવાનીમાં તો મેં એવા એવા રંગ કરેલા છે કે મોટા મોટા હુશિયારોની પણ મારી સામે થવાની તાકત ન હોતી. બેટા ! હજી તો તમારી ઉમ્મર કોમળ છે. મોટાં થશો ત્યારે જાણશો."

તારા મનમાં વિચાર કરવા લાગી કેઃ "આ વૃદ્ધા તો અમને ઓળખી ગઇ. પરંતુ એ દુષ્ટા કાંઇ આપત્તિ ન લાવે તો સારૂં." એવા વિચારથી તેણે પોતાની કમ્મરમાંથી એક સોનામોહોર કાઢીને તે વૃદ્ધાના હાથમાં આપતાં કહ્યુંઃ "બાઇ અમો પુરુષ હોઇએ કે સ્ત્રી, એ વાત સાથે તમને શું લાગે વળગે છે ? અમો દુઃખી છીએ અને દુઃખમાં દિવસો વીતાડીએ છીએ. મુસાફર છીએ એટલે બેચાર દિવસ રહીને અહીંથી પણ ચાલતાં થઇશું. બાઇ, અમો આબરૂદાર છીએ, રખડેલાં નથી. આપને તો એ જ યોગ્ય છે કે, પ્રત્યેક પ્રયત્ને અમોને ગુપ્ત રાખો અને અમારી લજ્જાનું રક્ષણ કરો. પરમેશ્વર તમારૂં ભલું કરશે."

પૈસો કોને વશ નથી કરતો ? વૃદ્ધા સોનામોહોર મળતાં જ ખુશીમાં આવી ગઇ અને આશ્વાસન દેવા લાગીઃ "બહેન, મારો કોઇ પણ પ્રકારે ભય રાખશો નહિ. મારા હાથે તમોને આંચ નહિ આવે. કોઈ પણ આ ભેદ નહિ જાણી શકે."

એ દુઃખાનંદદાયક વાર્તાલાપ ચાલી રહ્યો હતો, એટલામાં ધર્મશાળાના આંગણામાં એક વીસ બાવીસ વર્ષનો ઘોડેસવાર જોવામાં આવ્યો. તે યુવાન અત્યંત સ્વરૂપવાન હતો અને તેણે આ સમયે વસ્ત્રો પણ બહુ મૂલ્યવાન પહેરેલાં હતાં. તેને જોતાં જ વૃદ્ધા સ્ત્રી ઉઠીને ઉભી થઇ અને તેની સામે ગઈ. રંભા અને તારાએ જોયું

તો તે યુવાનની સાથે બીજાં પણ કેટલાંક માણસો જેવામાં આવ્યાં અને તેમના દરેકના હાથમાં લાંબી લાંબી લાકડીઓ પણ દેખાઇ. તેમાંના બે માણસોને આ બન્ને યુવતીઓએ ઓળખ્યા. તે તે જ માણસો હતા કે જેમણે ગઇ કાલે રામશિલાથી તે ધર્મશાળા સુધી તેમની પૂઠ પકડી હતી. વૃદ્ધા સ્ત્રી સાથે થોડી વાર મસલત કરી તેના હાથમાં કાંઇક આપીને તે યુવાન ચાલતો થયો અને તે રંભા તથા તારાએ જેયું.

રંભા અને તારાના મનમાં ભય પેદા થયો; નાના પ્રકારની શંકાઓ તેમના મનમાં થવા લાગી. તે બન્ને બાળાઓનાં હૃદય કંપવા લાગ્યાં. તેટલી વારમાં પેલો ઘોડેસવાર પુનઃ આવ્યો અને રંભા અને તારા જ્યાં બેઠી હતી ત્યાં આવીને ઉભો રહ્યો.

" મને અહીં રહેવામાટે કોઇ જગ્યા આપી શકશો ? " યુવાને પેલી વૃદ્ધા સ્ત્રીને વિનતિ કરીને પૂછ્યું.

"આપને રહેવા જેવી જગ્યા આ ધર્મશાળામાં તો મળી શકે તેમ નથી. કહો તો એક નિરાળું મકાન આપું." વૃદ્ધા સ્ત્રીએ ઉત્તર આપ્યું.

વૃદ્ધા સ્ત્રી તે યુવાનને લઇને ધર્મશાળાની બહાર ગઇ અને એક કલાક પછી પાછી આવી.

ધર્મશાળામાં આવતાં જ તેણે પાછી રંભા અને તારાની મુલાકાત લીધી અને કહ્યું કે: "બહેન, એ યુવાન એક સંપત્તિમાન મનુષ્ય છે અને વર્ષમાં બેત્રણ વાર અહીં આવે છે અને જ્યારે આવે છે ત્યારે મારે ત્યાં જ ઊતરે છે. અમીર ઉમરાવમાટે મેં કેટલાંક મકાનો પણ બંધાવી રાખ્યાં છે કે જેમાં સર્વ પ્રકારનો ઉપયુક્ત સામાન તૈયાર હોય છે. તેમને તે મકાનોમાંનું એક આપ્યું છે અને તેનું રોજનું એક સોનામોહોર ભાડું ઠરાવ્યું છે. તમો પણ કોઇ મોટા કુળવાનની પુત્રીઓ જણાઓ છે તેથી જે તમારી મરજી હોય તો તમને પણ એક જૂદું મકાન આપું અને બજારમાંથી

ચીજ વસ્તુ લાવવામાટેનો બંદોબસ્ત પણ કરી આપું; કારણ કે, જો આપ પોતે બહાર જશો તો વળી કોઈ આપત્તિમાં ફસી પડશો; વખતે ભેદ પણ ઉઘાડો થઇ જાય. શકુનમાં મળેલી તમારી સોનામોહોરના પ્રતાપે જ મારે ત્યાં આ અમીર પધાર્યા છે, તેથી આપનાં જેવાં સારા શકુનવાળાંની તો સારી બરદાસ રાખવી એ અમારી ફરજ છે."

"ડોશી મા! એ ઘોડેસવાર અમીરના માણસોમાંના કેટલાકને હું ઓળખું છું; કારણ કે, ગઈ કાલે તેઓ રામશિલાથી અહીં સુધી અમારી પાછળ પાછળ આવ્યા હતા." તારાએ કાંઇક શંકાની નજરથી કહ્યું.

"હા, બહેન, તમારૂં કહેવું ખરૂં છે; એ પંડયાના માણસો છે. તેમનું કામ રામશિલાપર બેસવાનું છે; કારણ કે, યાત્રાળુઓ ત્યાંથી જ આવે છે, તેથી તેઓ દરેક પ્રવાસીને પોતાના પંડયાનો યજમાન બનાવવાની કોશિશ કરતા રહે છે. આજે પણ એ જ કારણથી તે લોકો આ અમીર સાથે આવ્યા હશે, કે જેમને કાલે તમે જોયા હતા." વૃદ્ધા સ્ત્રીએ ખુલાસો કરીને શંકા ટાળવાનો યત્ન આદર્યો.

"હશે; ત્યારે જો કોઈ અમારા લાયકનું સારૂં મકાન હોય તો તે અમને આપો." તારાએ કાંઇક વિચાર કરીને વૃદ્ધાની વાત ઉડાવતાં કહ્યું.

એ સાંભળી તરત જ વૃદ્ધા સ્ત્રી ત્યાંથી બહાર ગઇ અને થોડી વાર પછી પુનઃ તારા પાસે આવીને કહેવા લાગી કેઃ "ચાલો હું બધી વ્યવસ્થા કરી આવી છું."

રંભા અને તારાને સાથે લઇ વૃદ્ધા સ્ત્રી માર્ગે પડી અને થોડેક દૂર ચાલ્યા પછી એક ઉજ્જડ ગલીમાં પેઠી. કેટલાંક મકાનો છોડવા પછી તે એક નાના જેવા મકાનના બંધ દરવાજા પાસે ઉભી રહી અને ચાવીથી તેને દીધેલું તાળું ઉઘાડી નાખ્યું.

રંભા, તારા અને વૃદ્ધા સ્ત્રી ત્રણે મકાનમાં ગયાં. આ નવું મકાન અંદરથી ઘણું જ સ્વચ્છ અને સર્વ પ્રકારની વ્યવસ્થાવાળું

હતું. જરૂરની બધી ચીજો હાજર હતી. એક ઓરડીમાં બારીઓને રંગબેરંગી કાચ જડેલા હતા; જમીનપર ફર્શ પણ જડેલી હતી અને શય્યાસુખમાટે પલંગો રાખેલા હતા. શય્યા અને ચાદરો કુલ રેશમની જ જોવામાં આવતી હતી.

રંભા અને તારાને એથી વધારે વસ્તુઓની આવશ્યકતા ન હોતી; બન્ને યુવતીઓ શૃંગારિત સદનને જોઇને અત્યંત આનંદ પામી. તારાએ વૃદ્ધા સ્ત્રીને કહ્યું: "મકાન તો આપે બહુ જ સારૂં આપ્યું; પરંતુ હવે કોઇ સ્ત્રી નોકરનો બંદોબસ્ત કરી આપો તો પાણી વગેરેની વ્યવસ્થા થાય અને બેચાર જરૂર જોગાં વાસણો બજારમાંથી મંગાવી શકાય."

વૃદ્ધા સ્ત્રી આજ્ઞાનુસાર થોડી વારમાં એક હિંદુ સ્ત્રી નોકરને તેડી લાવી કે જેના ગળામાં તુલસીની માળા હતી અને જેનો દેખાવ પણ સારો હતો.

વૃદ્ધા સ્ત્રી ચાલી ગઇ અને જે જે વસ્તુઓની આવશ્યકતા હતી, તે વસ્તુઓ તે સ્ત્રી નોકર મારફત રંભા અને તારાએ બજારમાંથી મંગાવી લીધી. મકાનના આંગણાંમાં કૂવો ન હોવાથી પાણી પણ બહારથી જ મંગાવવાની ફરજ પડી.

બન્ને બાળાઓએ સ્નાન કરી ભોજનકાર્ય પણ સમાપ્ત કર્યું. ત્યાર પછી નિદ્રા લેવાને બારણાં બંધ કરી તેઓ પલંગપર સૂઇ ગઇ અને નિદ્રાદેવીને વશ થઇ ગઇ. થોડો દિવસ બાકી હતો ત્યારે જાગ્રત થઇને રંભાએ તારાને કહ્યું: "બહેન, આજે રાત્રે પુરુષવેશ પહેરીને નગરમાં મહેન્દ્રનો શોધ કરવો જોઇએ." તારાએ અનુમોદન આપ્યું.

હાથ મોં ધોવાને પાણીની જરૂર પડી; પરંતુ પાણી હતું જ નહિ તેમ જ સ્ત્રી નોકર પણ હાજર ન હોતી. આવી સ્થિતિને જોઇ તારાએ રંભાને કહ્યું: "જોયું બહેન! મેં તે નાલાયકને કહી મૂક્યું હતું કે, અમારી રજા વગર બહાર જઇશ નહિ, તો પણ તે ચાલી ગઇ; હવે હું જ જઇને બારણાં બંધ કરી આવું."

તારાએ નીચે ઉતરી જોયું તો બારણાં ઉઘાડાં જોયાં અને બહારના ભાગમાં હાથમાં લાકડીઓ લઇને કેટલાક માણસ ઉભેલા તેના જોવામાં આવ્યા. તેમાં પેલા બે દુષ્ટો કે જે રામશિલાથી તેમની પૂઠે પડયા હતા તેમને પણ દીઠા. તારા તે સર્વને દ્વારપર ઉભેલા જોઇ હિમ્મત હારી ગઇ અને વિચિત્ર પ્રકારની ચિન્તાઓમાં મગ્ન થઇ ગઇ. તેણે અંદરથી દરવાજાને બંધ કરવાની વેતરણ કરી, પરંતુ તેમ થઇ શકયું નહિ; કારણ કે, પ્રથમ જેની સહાયતાથી બારણું બંધ કરી શકાયું હતું તે સાંકળ હાલ તોડી નાખેલી જોવામાં આવી; આથી તો તેને વધારે ગભરાટ થવા માંડયો. એટલામાં બહારના માણસોમાંથી એકે કહ્યું કે: "હવે વલખાં મારશો નહિ; કારણ કે, બારણાં અંદરથી બંધ કરી શકાય તેમ નથી."

તારા ગભરાતી અને દોડતી ઉપર આવી અને રંભાને કહેવા લાગી: "બહેન ! ગજબ થયો; આપણી લાજ હવે બચે તેમ નથી. પેલી દુષ્ટા વૃદ્ધાએ આપણને પૂરેપૂરાં જાળમાં સપડાવ્યાં છે."

રંભાએ આશ્ચર્યથી પૂછયું: "પણ થયું શું, તે તો જણાવ ?"

તારાએ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો; તે સાંભળીને રંભા પણ ગભરાણી અને તેથી તેનું હૃદય કંપવા લાગ્યું તથા નેત્રોમાંથી આંસુ પણ ખરવા લાગ્યાં. તારાએ ફરી કહ્યું: "બહેન ! હવે રોવા કૂટવાથી કાંઇ પણ વળવાનું નથી. હવે તો પ્રાણ અને લજ્જાનું રક્ષણ કરવાનો કોઇ ઉપાય શોધવો જોઇએ."

"શો ઉપાય કરવો ?" રંભાએ પૂછયું.

"જ્યાં સુધી થઈ શકે ત્યાં સુધી ખૂબ બૂમો પાડવી કે જેથી આજૂબાજૂથી માણસો ભેગા થઈ જશે એટલે આપણે આપણું દુઃખ તેમની આગળ નિવેદન કરીશું." તારાએ યુક્તિ દેખાડતાં કહ્યું.

"પરંતુ આ મકાન એવે સ્થળે આવેલું છે કે રાજમાર્ગ સુધી આપણો અવાજ ભાગ્યે જ પહોંચી શકે." રંભાએ સત્ય સ્થિતિનું દર્શન કરાવતાં કહ્યું. "તો પણ આડોશીપાડોશી તો ભેગાં

થશે કે નહિ ?" તારા પુનઃ પોતાની વાતનું મંડાણ કરતી બોલી.

રંભા વિચારમાં પડી અને ક્ષણેક પછી બોલીઃ "ઠીક; દરવાજો તો બંધ કરી શકાય તેમ નથી; પણ દાદરનાં કમાડ તો નથી બગડયાં ને ! માટે પ્રથમ તેને બંધ કરીએ અને પછી રોવા બરાડવાની ફિકરમાં પડીએ."

"હા, એ તો હું વિસરી જ ગઇ હતી." તારાએ દોડતી જઇને દાદરનાં બારણાં બંધ કર્યાં; એટલામાં કેટલાક માણસો ચોકમાં આવી પહોંચ્યા. તેમાંનો એક જણ બીજાઓને દૂર ઉભા રાખી દાદરપર આવવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ દાદરનાં કમાડ બંધ હોવાથી ઉપર આવી શકયો નહિ અને સાંકળ ઉઘાડવા માટે વિનવણી કરવા લાગ્યો. એ જ વખતે રંભા અને તારા મકાનની છતપર ચઢી ગઇ અને પાસેના બીજા ઘરની છતપર કૂદકો મારી તે ઘરમાં ઊતરી પડી.

## પ્રકરણ ૧૧ મું

### લૂટારાની ટોળી

અગ્નિ સમાન સૂર્યતાપથી તપ્ત થયેલો વાયુ વાયા કરતો હતો, વૃક્ષોનાં પાંદડાં અહીંતહીં ફરફરતાં હતાં, પક્ષીઓના કલ્લોલથી અવાજ સંભળાતો ન હોતો અને કેટલાંક પશુઓ તૃષાતુર થઇ પાણીના શોધમાં અહીંતહીં ભટકતાં દ્દષ્ટિગોચર થતાં હતાં. એવા ગ્રીષ્મ ઋતુના એક મધ્યાન્હ સમયે એક વટવૃક્ષની છાયા નીચે આઠ દશ મજબૂત બાંધાના માણસો બેઠા બેઠા કાંઈ વિચાર કરી રહ્યા હતા. પ્રિય વાંચક ! ચાલો, ત્યારે આપણે તેમનો વાર્તાવિનોદ સાંભળીએ.

પ્રથમ આપણે જાણવું જોઇએ કે એ લોકો કોણ હતા ? એ લોકો તે જ નાવિકો હતા કે જેમની સાથે મહેન્દ્રસિંહનું સંભાષણ થયેલું હતું અને મોહિની, કાન્તા તથા શૂરસેનને વનમાં લઇ નૌકા પાસે મૂકીને એક મોટી નૌકા ભાડે કરવા જેમની પાસે મહેન્દ્ર ગયો હતો, તે નૌકાના તે નામાંકિત સ્વામીઓ જ અહીં ભેગા થયા હતા; પરંતુ એક વયોવૃદ્ધ પુરુષ અધિક હતો, કે જેને મહેન્દ્રે તે વખતે દીઠો ન હોતો. વખતે તે સર્વનો સરદાર પણ હોય !

" આપણી મોટી ભૂલ તો એ થઇ કે, આપણે મહેન્દ્રસિંહને પણ પકડી ન લીધો. " એક વ્યક્તિએ કહ્યું.

" હા, જો તેને પણ ગિરફતાર કરી લીધો હોત તો ચારેને ઠેકાણે પાડી દેત અને પાછળ કોઇ શોધવા કે પૂછવાવાળો રહેત જ નહિ. હવે તો આપણે એમનાથી ચેતીને ચાલવાનું છે !" બીજાએ પહેલાના વિચારને અનુમોદન આપ્યું.

" ઇશ્વરે સારૂં કર્યું કે, તે વખતે મહેન્દ્રસિંહને પકડવાની હિંમત તમારામાં ન આવી; નહિ તો શૂરસેન આપણામાંથી એકને થાપ આપીને લઇ ગયો એવી હાલતમાં મોટી મુશ્કેલી થઇ પડત. હમણાં પણ આપણને મોટો ભય છે; કારણ કે, મહેન્દ્રસિંહનો પિતા મહાક્રૂર છે. પણ જો તેનો પોતાનો પુત્ર પકડાત, તો આપણી હાલત વધારે ભયંકર રૂપ પકડત. શૂરસેને અવશ્ય આ સમાચાર તેના પિતાને પહોંચાડયા હશે ને આપણો પત્તો પણ આપ્યો હશે. હવે તો જે થાય તે ખરૂં. " વૃદ્ધે દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરીને કહ્યું.

"આપનું કહેવું ખરૂં છે, એમ થાય એમાં લેશમાત્ર પણ શંકા નથી. ત્યારે હવે આપણે શું કરવું ? " ચોથાએ પ્રશ્ન કર્યો.

" આપણને તો રોકડ નાણાંથી મતલબ હતો, તેમાં એ એ સ્ત્રીઓનાં ઘરેણાં ઉતારી લેવાથી આપણે વિજયી થયા છીએ. આટલી મોટી રકમ આજ સુધીમાં આપણા હાથમાં આવી ન હોતી.

હવે તો એ બન્ને સ્ત્રીઓને ભોંયમાં દાટી દ્યો એટલે બસ." પાંચમાએ પોતાની અક્કલનો ઉપયોગ કર્યો.

વૃદ્ધ પુરુષ આવાં વિચાર વિનાનાં વાક્યો સાંભળી એકદમ ગુસ્સામાં આવી બોલી ઉઠયોઃ "હું નથી સમજી શકતો કે તમારી બુદ્ધિ આજે કયાં ચરવા ગઇ છે ! શું એ બે નિરાધાર અબળાઓને મારી તમો પોતે જીવવાની આશા રાખો છો ? મહેન્દ્રસિંહ તમને છોડી દેશે કે ? તમને હજી ખબર નથી કે તેમની હુજૂરમાં કેવા કેવા ચતુર અને બુદ્ધિમાન ગુપ્તચરો પડેલા છે ? મહેન્દ્રને દાગીનાની પરવા નથી, પરંતુ જો એ સ્ત્રીઓના જીવને કાંઇ પણ હાનિ થઇ તો આપણું નખ્ખોદ વળ્યું જ જાણવું."

"ત્યારે હવે શો ઉપાય કરવો ?" પહેલો લૂટારો બોલ્યો.

"ઉપાય એ કરવો કે, આ બન્ને બાળાઓને છોડી દેવી એટલે તેઓ રખડતી ફરતી પોતે મહેન્દ્રસિંહને જઇ મળશે અને તેઓ મળી એટલે પછી આપણી કોઇ કશી પણ ખોળાખોળ કરશે નહિ. વળી પેલું છુપું મકાન પણ હવે આપણે ખાલી કરી નાખવું જોઇએ. તેને તો હવે ઉજ્જડ જ ધારવું." વૃદ્ધે લાભકારક ઉપદેશ આપ્યો.

"બહુ સારૂં; અમો હુકમ પ્રમાણે કામ કરી દઇશું. લાભ હાનિની જવાબદારી આપના માથાપર છે." ત્રીજાએ કહ્યું,

"લાભ હાનિનો બધો વિચાર મેં કરી રાખ્યો છે. હવે એ કાર્યમાં વિલંબ કરવો એ જ હાનિકારક છે." વૃદ્ધ બોલ્યો.

બધા ઉઠીને ગચ્છંતી કરી ગયા.

# પ્રકરણ ૧૨ મું

## મોહિની



ત્તમ અને પરોપકારી જનોને અવશ્ય આ સંસારમાં સંકટો ભોગવવાં પડે છે. એ તેમની કસોટી છે અને એના વિના " મહાજન " નામ મળવું અસંભવિત છે. નળ, હરિશ્ચંદ્ર અને પાંડવોનાં ઉદાહરણો એ સિદ્ધાંતની સત્યતાને સિદ્ધ કરવામાટે પૂર્ણ છે. મહેન્દ્રનો પણ આજે તેવાં સંકટોનો કાળ ચાલતો હતો. ઘણા વખતથી વિસારેલા મહેન્દ્રની પાછી આપણે ભાળ લઇશું.

નાવિકોનો પત્તો ન મળવાથી મોહિની અને કાન્તાની ચિન્તામાં મહેન્દ્રસિંહ નૌકામાં નિશ્ચિંત થઇ પડયો હતો એ તો આપણે જાણીએ છીએ. આશરે એક કલાક પછી તે સાવધ થયો અને તલ્વારને મ્યાન કરી નૌકામાંથી બહાર આવ્યો; પરંતુ મોહિની, કાન્તા અને શૂરસેન વિશેની તેના હૃદયમાં અતિશય ચિંતા હોવાથી તે ધીમે ધીમે ત્યાંથી ચાલતો થયો. પણ તે કઇ દિશામાં જતો હતો અને આગળ અરણ્ય મળશે કે નગર એનું તેને ભાન ન હોતું.

જંગલી ફળોના આહારથી જીવનરક્ષા કરતો મહેન્દ્રસિંહ કેટલાક દિવસ પછી એક ઘન અરણ્યમાં આવી પહોંચ્યો અને કાંઇ પણ વિચાર કર્યા વિના તેણે તે ઘોર વનમાં પ્રવેશ કર્યો. જેમ જેમ તે આગળ વધ્યો તેમ તેમ જંગલ રમણીય અને સુંદર થતું જતું તેના જોવામાં આવ્યું અને સંધ્યાકાલ થતાં તે એક એવા સ્થાનમાં આવી લાગ્યો કે જે સ્થાનને એક સુંદર ઉપવનની જ ઉપમા આપી શકાય. ગુલાબ, મોગરો, ચમેલી, ચંપો અને પારિજાત વગેરે પુષ્પવૃક્ષો અને છાયા પ્રસારનાર આંબવૃક્ષો, વટવૃક્ષો તથા પિપ્પ-

લાદિ વૃક્ષો સર્વત્ર દૃષ્ટિને આનંદ આપતાં હતાં; પૃથ્વી પણ સપાટ અને સાફ કરેલી હોય એમ જણાતું હતું. ડાબી તરફ વૃક્ષોની ઘટાના મધ્યમાં એક સદન પણ જોવામાં આવતું હતું. અહીં મનુષ્યવસતી હશે ? હોય પણ.

મહેન્દ્ર તે મકાન તરફ ચાલ્યો અને ત્યાં પહોંચતાં જ અટકી ગયો. થોડેક દૂર કેટલીક સ્વરૂપવતી સુંદરીઓ વસ્ત્રાભૂષણો ધારી હાવભાવથી હાસ્યવિનોદ કરતી અહીં તહીં ફરતી અને વિનોદાર્થ દોડતી તેના જોવામાં આવી. વળી તેમની તાળીઓ અને મોઢાની સીટીઓનો અવાજ પણ તેના કાને પડયો.

આવી દુઃખિતાવસ્થામાં પણ મહેન્દ્રનું મન ત્યાં જવા લલચાયું. જયારે તે એ સ્ત્રીઓ સમીપ જઇ પહોંચ્યો એટલે સ્ત્રીઓની દૃષ્ટિ પણ મહેન્દ્રપર પડી અને તેઓ તાકી તાકીને તેને જોવા લાગી. તેને જોઇને તેમણે પોતપોતામાં કાંઇક ગુપ્ત સંકેતો કર્યા અને બોલવા માંડયું. મહેન્દ્ર તેમના આશયને કળી ગયો.

તે સર્વમાં એક અબળા, તેની ચાલ. ઢાલ, પોશાક અને દાગીનાના કીમતીપણાથી તથા સ્વરૂપસુંદરતાની વિશેષતાથી જાણે સર્વની સરદાર હોયની ! એવું પ્રત્યક્ષ અનુમાન કરી શકાતું હતું. સાધારણ રીતે તો જો કે એ સમગ્ર સ્ત્રીસમાજ ચંચલ અને સ્વરૂપવાન હતો પરંતુ તેની બરાબરી કરી શકે એવી કોઈ પણ કામિની એ સ્ત્રીસમાજમાં ન હોતી. એ યૌવનમદભરી મનોહરિણી માનિનીએ ઉદાસીન મહેન્દ્રના મનને પોતા તરફ આકર્ષ્યું. મહેન્દ્રને એવો ભ્રમ થયો કે તે મોહિની હતી !

મોહિનીનો ભ્રમ થતાં જ મહેન્દ્ર હિંમતથી આગળ વધ્યો અને તેથી તે સ્ત્રીઓના આશ્ચર્યમાં વધારો થયો. મહેન્દ્રે સત્વર પાસે જઇને પૂછ્યું કેઃ "મોહિની ! આપ અહીં ક્યાંથી ? હું તો આપને શોધતો કેટલીએ વિપત્તિ ભોગવી ચૂકયો."

માનેલી મોહિનીએ કાંઇ પણ ઉત્તર ન આપ્યું અને તે પોતાની

સખીઓ પ્રતિ દૃષ્ટિ કરી નીચા મુખે ઉભી રહી. મહેન્દ્રે પુનઃ પૂછ્યું: "આમ માનધારણ શામાટે?" પરંતુ એનો જવાબ પણ ન મળ્યો અને તે આંખોમાંથી આંસૂ વર્ષાવવા લાગી.

એ જોઇ મહેન્દ્ર વિશેષ આતુર થયો અને કહ્યું: "આનું શું કારણ કે આપ પોતાનો વૃત્તાંત જાહેર ન કરતાં રડયાં કરો છો? આપની મુખમુદ્રામાં કેટલી ભિન્નતા! જાણે વર્ષો પછી મળ્યાં હોઇએની, એવો જ ભાસ થાય છે! બહુ ચિન્તાથી આપનાથી બોલી પણ શકાતું નથી, એ હું જાણું છું; પ્રથમ તો મારૂં ધારવું એમ હતું કે, મને જોઇને આપને બહુ આનંદ થશે, પણ તેને સ્થાને આપને ખેદ થતો જોઇ હું વિશેષ ચિંતાતુર થયો છું. કાન્તા તો ઠીક છે ને? તે અહીં કેમ નથી જણાતી? તે ક્યાં છે?"

કાન્તાનું નામ સાંભળીને તો તે તરુણી વધારે રડવા લાગી. એ જોઇ તેની સખીઓની આંખોમાં પણ પાણી ભરાઈ આવ્યું. એ સઘળી ઇંદ્રજાળવિદ્યાને અવલોકીને મહેન્દ્રના મનમાં નિશ્ચય થઇ ગયો કે: "કાન્તા અવશ્ય કોઈ આપત્તિનો ભોગ થઇ પડી છે અથવા તો આ લોક છોડી પરલોકવાસિની થઇ ગઇ છે!"

મહેન્દ્રસિંહના અત્યાગ્રહથી તે પોતાની આંખો લૂછીને ધીમા સ્વરે બોલી: "સર્વ કુશળ છે અને કાન્તા પણ સારી પેઠે છે. વિશેષ વિવેચનની અત્યારે જ અગત્ય નથી. શી ઉતાવળ છે? આપ પણ થાકીને આવેલા છો તો ચાલો આરામ કરો. ફુરસદે હું આપને બધું કહી સંભળાવીશ. આપ જરા અહીં થોભો તો હું મારી સખીઓને કામ દેખાડી આપની સેવામાં હાજર થાઉં."

મહેન્દ્રને ત્યાં ઉભો રાખી પોતાની સખીઓને ઇશારાથી બોલાવી તે તરુણી જરાક દૂર ચાલી ગઇ અને થોડી વાર તેમની સાથે વાતચીત કરીને પુનઃ મહેન્દ્ર પાસે આવી. આવતાંની વાર જ તે બોલી: "ચાલો પધારો, હવે આ મકાનમાં; કારણ કે, અંધકાર થવાથી અહીં વધારે વાર રહેવું ઉચિત નથી." એમ કહીને તેને સાથે

લઇ તેણે ચાલવા માંડયું.

દૂરથી દેખાયલા ઘરમાં જવાનો પ્રસંગ મહેન્દ્રના શિરપર આવી પડયો. મકાનના દ્વારપર ખુલ્લી તલ્વારોવાળા જે કેટલાક સિપાહીઓ પહેરો ભરી રહ્યા હતા, તેમણે એક નવીન મનુષ્યને પોતાની સ્વામિની સાથે આવતો જોઇ ઉઠીને સલામ ભરી. મહેન્દ્ર, મોહિની અને સખીસમુદાયે મકાનના અંતર્ભાગમાં પ્રવેશ કર્યો.

આંગણામાં જતાં જ એક બાગ દેખાયો. વિશાળ અને સુંદર એવા એ ઉપવનમાં પહાડી અને જંગલી ફૂલ પાંદડાંનાં વૃક્ષો ઉપરાંત ખુશબૂદાર બીજાં પણ અનેક પુષ્પવૃક્ષો શોભી રહ્યાં હતાં કે જેમની ખુશબૂથી તમામ બાગ બહેકી રહ્યો હતો. બાગની વચ્ચોવચ એક સરસ બે મજલાનું મકાન ઉભું હતું.

મોહિની, મહેન્દ્રને તેનો હાથ પકડીને એ મકાનના ઉપરના માળ પર લઇ ગઇ અને એક સજાવેલા ઓરડામાં તેને ઊતારો આપ્યો.

મહેન્દ્ર આ સમયે મહાઆનંદમાં ડોલતો હતો, પરંતુ કાન્તાના અભાવથી કાંઇક શોકની છાયાનું પણ તેના મુખપર દર્શન થતું હતું. તેણે બેસતાં જ મોહિનીને પૂછ્યું: "કાન્તા ક્યાં છે ? તેને બોલાવો તો મારા જીવને શાંતિ થાય."

"આજ આપનાથી તેને જોઈ શકાય તેમ નથી." મોહિનીએ કહ્યું.

"શામાટે ? એનું કારણ ?" મહેન્દ્રે વળી પણ આતુરતાથી પૂછ્યું.

"એનું કારણ હું આપને પછીથી જણાવીશ." મોહિનીએ ઉત્તર આપ્યું.

"ઠીક, પણ એ તો કહો કે, આપની મુખમુદ્રા આમ શુષ્ક કેમ થઇ ગઇ છે ? મને તો એમ જ થયા કરે છે કે જાણે સાત આઠ વર્ષ પછી આપને જોયાં હોયની !"

"એક તો આપનો વિયોગ અને બીજી બેની ચિંતાએ મારી

આ દશા કરી દીધી છે." મોહિનીએ નિશ્વાસ નાખતાં કહ્યું.

"શું ત્યારે કાન્તા વિના બીજી પણ આપની કોઇ બહેન હતી?" મહેન્દ્રે તેના બોલવાનો ભાવાર્થ સંપૂર્ણ રીતે ન સમજવાથી આવો પ્રશ્ન કર્યો.

"ના!" મોહિનીએ ઉત્તર દીધું.

"ત્યારે ચિંતા કોની થઇ હતી?" મહેન્દ્રે પ્રશ્ન પૂછ્યો.

"કાન્તાની;" મોહિનીએ માર્મિક ઉત્તર આપ્યું.

"હેં! કાન્તાની? કાન્તાને શું થયું? તે ક્યાં ગઇ?" મહેન્દ્રે આતુરતાથી પૂછ્યું.

"વૈકુંઠમાં!" રડતાં રડતાં મોહિનીએ ધીમેથી એ દુઃખદ સમાચાર કહ્યા.

કાન્તાના મરણના સમાચાર સાંભળી મહેન્દ્રની સ્થિતિ વિચિત્ર થઇ ગઇ. સ્નેહ સાંભરતાં તેની આંખમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. અંતે નિઃશ્વાસ નાખી તે કહેવા લાગ્યો: "અફસોસ! અદ્યાપિ આપનો વૃત્તાંત સાંભળવા પણ નથી પામ્યો કે આપ કોણ છો અને શાથી આપની આવી દશા થઈ છે!"

મોહિની ચોંકી અને શંકાને ટાળવાના હેતુથી બોલી કેઃ "મારી હકીકત હજી આપને નથી જણાઇ?"

"ના." મહેન્દ્રે ટુંકો જવાબ વાળ્યો.

"વારૂ, ત્યારે હું આવતી કાલે મારો વૃત્તાંત આપને સંભળાવીશ. હું તો એમ જ જાણતી હતી કે આપે મારા વિષે કાંઇ પણ સાંભળ્યું હશે તેથી જ મેં આપને મારો વૃત્તાન્ત ન સંભળાવ્યો." મોહિનીએ મહેન્દ્રને પલકમાં સમઝાવી દીધો.

"ભલે! બીજો વૃત્તાંત કાલે કહેજો પણ એટલું તો કહો કે તે નૌકાપરથી તમો ક્યાં ગેબ થઇ ગયાં હતાં અને શૂરસેનને તમોએ ક્યાં મૂક્યો હતો?" મહેન્દ્રે થોડું પણ જાણવામાટે અતિ આગ્રહથી પૂછ્યું.

"એ સર્વ હું સાથે જ સંભળાવીશ. હમણાં તો આપ કાંઇક ભોજન કરીને આરામ કરી લ્યો; કારણ કે, આપને ભૂખ અને થાકનું બહુ જ દુઃખ ભોગવવું પડયું છે." મોહિનીએ વાત ઉડાવી દીધી.

"થાક અને ભૂખનો તમારાં દર્શન થયાં ત્યારથી લોપ થઇ ગયો છે; પણ અફસોસ ! બિચારી કાન્તા..."

વાક્ય પૂર્ણ થતાં પહેલાં જ તેની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વર્ષવા લાગ્યાં. તેને મોહિનીએ બહુ સમજાવ્યો, પણ વ્યર્થ. કાંઇ પણ ખાવાપીવાની તેણે ના પાડી. અંતે લાચાર થઇ તેને પલંગપર સુવાડીને મોહિની નીચે ઊતરી ગઇ.



## પ્રકરણ ૧૩ મું

## મોહિની કે દ્રોહિણી ?



મદોન્મત્ત મોહિની મહેન્દ્રને પલંગપર સુવાડીને એક બીજા ઓરડામાં ગઇ, ત્યાં તેની સખીઓ બેઠી બેઠી તેની વાટ જોયા કરતી હતી; અને મદિરાની બાટલીઓમાંથી પ્યાલાઓમાં થોડી થોડી મદિરા લઇ આનંદ સાથે તેનું પાન કરતી હતી. મોહિનીને આવતી જોઇ સર્વ ઊઠીને ઊભી થઇ અને આનંદથી જોશભેર સર્વે બોલી ઊઠી કેઃ "મુબારક હો ! અહા ! ઇશ્વરે કેવો સુંદર નવયુવક તારા માટે મોકલાવ્યો છે !"

"ખરું; પરંતુ તે સદાને માટે ટકી રહે ત્યારે ને !" મોહિનીએ જરા હસીને કહ્યું.

"તારા જાળમાં ફસાયલો પુરુષ પાછો બહાર કેમ નીકળી

શકે ? હા ! કદાચિત્ તું પોતે જ તેને કાઢી મૂકે તો કોણ જાણે ?" પ્રથમ સખીએ કહ્યું.

"નહિ; હું બીજાઓ પ્રમાણે આની સાથે નહિ વર્તું; કારણ કે, આવો સ્વરૂપવાન અને શૂરવીર યુવાન આજ પર્યંત મારા જોવામાં આવ્યો નથી. મને તો એમ જ લાગે છે કે, એ અવશ્ય કોઇ રાજપુત્ર હોવો જોઇએ." મોહિનીએ કાંઇક હૃદયના નવીન ભાવથી કહ્યું.

"એમાં તો કાંઇ પણ શંકા નથી; પણ કહે તો ખરી કે, તમારી પરસ્પર શા વાતચીત થઇ ?" બીજી સખીએ પૂછ્યું.

"હજી સુધી તો કાંઇ વિશેષ વાર્તાલાપ થવા નથી પામ્યો. માત્ર તેણે કાન્તા વિષે પૂછ્યું; તેના ઉત્તરમાં મેં કહ્યું કે, તે તો પરલોક સીધાવી. એ સાંભળતાં તેને ઘણો જ ખેદ થયો. પછી તેણે મારો વૃત્તાંત પૂછ્યો અને કહ્યું કેઃ 'નૌકાપરથી તમો ક્યાં ગુમ થઇ ગયાં અને શૂરસેનની શી દશા થઇ ?' ઇત્યાદિ. મારી જાણે બલા કે કેવી નૌકા અને કોણ શૂરસેન ! અંતે મેં તો કાલનો વાયદો કરીને વાત ટાળી દીધી." મોહિનીએ બનેલી બીના કહી સંભળાવી.

"તે યુવાનનો નક્કી વિશ્વાસ થઇ ગયેલો લાગે છે કે તું જ મોહિની છે !" ત્રીજી સખીએ ટાપસી પૂરી.

"તેને એમ લાગે એ સ્વાભાવિક છે; કારણ કે, તારી મુખમુદ્રા ઇત્યાદિ સર્વ મોહિની સમાન જ છે. ભિન્નતા માત્ર એટલી જ છે કે તારી ઉમ્મર મોહિની કરતાં સાત વર્ષ વધારે છે." ચોથીએ કહ્યું.

"પણ મને તો હવે કાલે શું થશે એની જ ચિંતા થઈ પડી છે !" મોહિની બોલી.

પ્રથમ સખી જરાક ઊંડા વિચારમાં પડી ગઈ અને પછીથી કહેવા લાગી કેઃ "જમીનમાં દાટેલી કાન્તા અને વૃક્ષપર લટકાવેલી મોહિનીના પ્રાણ અવશ્ય એણે જ બચાવ્યા છે અને તેમનો તથા

આમનો અવશ્ય કેટલાક સમય પર્યન્ત પરસ્પર સમાગમ રહેલો છે."

"હા; અવશ્ય એમ જ થયેલું છે ! છતાં પણ શી ચિંતા છે ? મનમાં જેમ આવે તેમ બનાવીને એક વાર્તા કહી દીધી. સ્રીચરિત્રને કોણ પહોંચે એમ છે ?" બીજી બોલી.

"પરંતુ મોહિનીએ જો કાંઈક પોતાનો વૃત્તાંત પ્રથમથી જ કહ્યો હોય તો ?" ત્રીજીએ શંકા કાઢી.

"મોહિનીએ પોતાનો વૃત્તાંત કાંઈ પણ કહ્યો નથી; કારણ કે, વાતમાં ને વાતમાં મેં એમ પૂછ્યું કે: 'મારાથી જૂદા પડવા પછી પણ શું આપે મારા વિષે કાંઇ નથી સાંભળ્યું ?' એનો જવાબ નકારમાં આવ્યો. તેણે પોતે પણ એક એવો સવાલ કર્યો હતો કે જેથી તે એ વિષયમાં અજાણ્યો હોય એમ પ્રત્યક્ષ જણાઇ આવે છે. તે એ કે: 'મને અદ્યાપિ એ પણ જણાયું નથી કે તમે કોણ છો ?' એ સર્વ વાર્તા શું દર્શાવે છે ?" મોહિનીએ પોતાના બુદ્ધિબળનું દર્શન કરાવતાં કહ્યું.

" તારી કલ્પના સર્વથા સત્ય છે." પ્રથમ સખીએ કહ્યું.

"મને તો એના નામની પણ ખબર નથી." મોહિનીએ વળી બીજી કઠિનતા દર્શાવી.

"તમે તેમને એમ કહેજો કે, 'તમે પણ મને પોતાનું ખરૂં નામ અને ધામ નથી બતાવ્યાં તેનું કારણ ?' એટલે તે પોતે જ પોતાનું નામ વગેરે કહેશે." પ્રથમ સખીએ સલાહ આપતાં કહ્યું.

એવામાં એક સખીએ એક મદ્યપાત્ર ભરીને મોહિનીના હાથમાં આપ્યું અને કહ્યું કે: "આજે તો આનંદનો દિવસ છે માટે મદ્યને રોજ કરતાં બમણો ઇન્સાફ આપવો જોઇએ. ઇશ્વરે આવા એક અવર્ણનીય યુવાનને અહીં અચાનક મોકલી દીધો છે તો તું એકલી જ તેની સુખભાગિની બની બેસ."

એના ઉત્તરમાં મોહિનીએ હસીને કહ્યું કે: " તમોને હું કોઈ પણ વાતમાં ક્યાં અટકાવું છું ? આમાં મારી કે તેની સત્તા નથી.

પ્રેમભાવના કિંવા સ્નેહસત્તા મુખ્ય છે."

થોડીક વાર સુધી એવી વૃથા હાસ્યવિનોદની વાતો ચાલી અને ત્યાર પછી સખીઓ કેટલાક ખાનાપીવાના પદાર્થો લઇ આવી. સઘળાંએ મદિરાપાન અને ભોજનસમારંભને આગળ ચલાવ્યાં અને તે એટલે સુધી કે સર્વ સુંદરીઓ નશામાં તે જગ્યાએ ચકચૂર થઇને જમીનપર આળોટવા લાગી અને કોઇને પણ પોતાના શરીરનું ભાન ન રહ્યું.

મોહિનીના આ સખીસમાજમાં બે સ્ત્રીઓ એવી હતી કે, મદિરાનું પાન તો શું પરંતુ જેઓ હસ્તથી મદિરાને સ્પર્શ કરવામાં પણ દોષ સમજતી હતી; સર્વ પ્રકારે પવિત્ર અને દયાળુ હતી; રાત દિવસનો વિશેષ ભાગ ઇશ્વર ભજનમાં જ ગાળતી અને આવી શયતાની ખસલતોને ધિક્કારતી હતી; પણ શું કરે ? લાચાર ! પાણીમાં રહીને મગરથી વેર કરવું કેમ પોષાય ? ખરેખર રંકમાંથી જ રત્નો મળી મળી આવે છે ! આ બન્ને બાળાઓનું નામ ઈન્દુમતી અને પ્રભાવતી હતું.

મોહિની તો પોતાના જેવી પ્રકૃતિની સખીઓ સાથે નશામાં એવી બેહોશ થઈ ગઈ કે પ્રહર દિન ચઢવા સુધી તો તેને ખબર પણ ન પડી કે સૂર્ય ઉગ્યો હતો કે નહિ ? પરંતુ બિચારી ઈન્દુમતી અને પ્રભાવતી પ્રભાતમાં ઉઠીને પોતાના જરૂરી કામકાજથી પરવારી ન્હાઇ ધોઇ વસ્ત્રો પહેરી મહેન્દ્ર પાસે ગઈ અને તન, મન, ધનથી તેની સેવામાં પ્રવૃત્ત થઇ.

---

## પ્રકરણ ૧૪ મું

### શંકા

"તારાના તેજમાં પ્રભાતકાળે જેમ ફરક પડે છે, તેમ મોહિનીની મુખમુદ્રામાં આમ એકાએક ફેર કેમ પડી ગયો ? મુખમુદ્રા તો ઠીક; પણ ગતિ, દૃષ્ટિ અને વાર્તા-

લાપની રીતિ પણ જૂદા પ્રકારની જ જોવામાં આવે છે! નેત્રોમાં તેવી લજ્જા પણ નથી અને વળી નગર છોડીને આવા નિર્જન વનમાં રહેવું એને કેમ ગમ્યું હશે ? વળી અનુમાનથી એમ પણ જાણી શકાય છે કે, મારાથી જૂદી પડવા પછી એણે મારો શોધ પણ નથી કર્યો." મહેન્દ્રે આવા પ્રકારના વિચારોમાં રાત વીતાડી. તે ઘડી ઘડી ઉઠીને જોતો હતો કે સૂર્યોદય થયો કે નહિ ?

હજી આકાશમાં સૂર્યના પૂર્ણ પ્રકાશનો પ્રસાર થયો ન હોતો, માત્ર અરુણોદયનો ભાસ પ્રત્યક્ષ થયો હતો. મહેન્દ્ર પલંગપર આમતેમ આળોટતો હતો અને વારંવાર દ્વાર તરફ દૃષ્ટિ કરતો હતો; એવામાં હાથમાં જલપાત્ર લઇને ઈન્દુમતી અને પ્રભાવતી ત્યાં આવી પહોંચી. એક બીજા ઓરડામાં જલપાત્ર મૂકીને તેઓ પાછી ચાલી નીકળી. થોડી વારમાં દાતણ તથા દંતમંજનાદિ દંતધાવનક્રિયાની આવશ્યક વસ્તુઓ સાથે તેઓ પાછી ફરી અને મહેન્દ્રના પલંગ પાસે આવીને ઉભી રહી. મહેન્દ્ર જાણી જોઇને આંખો બંધ કરી જાણે નિદ્રામાં હોય તેવી રીતે પલંગપર પડી રહ્યો.

ઈન્દુમતી પગ દબાવવા અને પ્રભાવતી પંખો લઇને વાયુ ઢોળવા લાગી. પળ બે પળમાં મહેન્દ્ર ઉઠીને બેઠો થયો અને તેણે પૂછ્યું. "શું પ્રભાત થયો ?"

" જી હા; ઉઠો અને મોં હાથ ધુઓ." ઈન્દુમતીએ ઉત્તર આપ્યું.

"મોહિની ક્યાં છે ?" મહેન્દ્રે પૂછ્યું.

"મોહિની ! કઈ મોહિની ?" ઇન્દુમતીએ આશ્ચર્યચકિત થઇને સામો પ્રશ્ન કર્યો.

" તમારી સ્વામિની." મહેન્દ્રે નિષ્કપટતાથી ઉત્તર આપ્યું.

" હા ! તે તો અદ્યાપિ નિદ્રાધીન છે." ઇન્દુએ કહ્યું.

" કેટલો વખત સુઇ રહે છે ?" મહેન્દ્ર બોલ્યો.

"હવે તેમના ઉઠવાનો સમય થઇ ચૂક્યો છે. આપ સ્નાન સંધ્યા કરશો એટલામાં તેઓ આવી પહોંચશે." ઇન્દુએ કહ્યું.

"હું પણ તેમ જ ઇચ્છું છું."

એમ કહીને મહેન્દ્ર પલંગપરથી નીચે ઉતર્યો અને ઇન્દુ તથા પ્રભા તેના વચનને માન આપવાને તત્પર થઈ રહી. ચંચળતા અને દક્ષતાથી સર્વ વસ્તુઓની વ્યવસ્થા થવાથી મહેન્દ્ર જલ્દી સ્નાન સંધ્યાનું કાર્ય આટોપી રહ્યો.

ઇન્દુમતી અને પ્રભાવતી જે પ્રેમથી સેવા કરતી હતી, તે પ્રેમને જોઇ મહેન્દ્ર આશ્ચર્ય પામ્યો અને મનમાં ને મનમાં વિચારવા લાગ્યો કેઃ "આવી વિનયવતી દાસીઓ કોઇ પણ દિવસે મારા જોવામાં નથી આવી. અરે! આવી કોમળતાના ભંડારરૂપ સુંદરીઓને "દાસી" નામ આપવું ઉચિત નથી. ભલે એમનાં વસ્રો મૂલ્યવાન નથી, પણ એમની વૃત્તિ અને ક્રિયાથી એ કોઇ ઉચ્ચ કુળની સ્રીઓ હોય એમ પ્રત્યક્ષ જણાય છે. શરીરનો રંગ તો કાંઇક શ્યામ છે, છતાં એમના સ્વરૂપવતી હોવામાં કાંઇ પણ શંકા નથી; તેમાં પણ આ ઇન્દુમતી તો પરમ રમણીય સુંદરી છે અને કેટલાક ચિહ્નોથી અનુમાન થાય છે કે એ અદ્યાપિ કુમારિકા છે. અહા! કેવું સુંદર મુખ અને કેવાં હરિણ સમાન નેત્રો! પ્રથમ તો મેં એની સુંદરતા પ્રતિ લક્ષ ન હોતું આપ્યું, પણ હવે તો એમ જ ભાસે છે કે, ઇન્દુ સ્વરૂપમાં મોહિનીથી કોઇ પણ પ્રકારે ઓછી નથી જ! અર્થાત્ ગુણ અને શીલાદિકમાં તેના કરતાં પણ વિશેષ છે. આને દૂર જવા દેવાનું પણ મન નથી થતું. હું નથી જાણી શકતો કે સ્વાભાવિક જ મારૂં હૃદય એના પ્રતિ કેમ આકર્ષાય છે? મોહિની આવે તો પૂછું કે, આ બે બાળાઓ કોણ છે?"

એટલામાં બગાસાં ખાતી મોહિની પણ ત્યાં આવી પહોંચી. અદ્યાપિ તેનો મદનો નશો ઉતર્યો ન હોતો. આવતાં જ તે મહેન્દ્રની પાસે બેઠી અને તેના ગળામાં હાથ નાખીને પૂછવા લાગીઃ "શું આપ હમણાં જ ઉઠ્યા? સ્નાન નથી કરવું?"

મોહિનીના મુખમાંથી મદ્યના દુર્ગંધની એવી તો ભભક નીકળી કે, મહેન્દ્રનો તો જીવ જ બગડી ગયો. તેથી તે તેનો હાથ પોતાના ગળામાંથી કાઢી ઝટ ઉઠી ઉભો થયો અને કહ્યું કે: " આ તમારી બે દક્ષ દાસીઓના પ્રતાપે હું સ્નાન સંધ્યાદિ કાર્ય આટોપી ચૂકયો છું. મને લાગે છે કે આપ નિદ્રામાંથી હાલ જ ઉઠયાં છો !"

પોતાના હાથને ગળામાંથી કાઢી મહેન્દ્ર ઉઠી ગયો તે મોહિનીને અયોગ્ય જણાયું. તે આંખોને લાલચોળ કરી ક્રૂર દૃષ્ટિથી મહેન્દ્રને નિહાળવા લાગી.

મહેન્દ્ર પણ મનમાં વિચારવા લાગ્યો કે: " મોહિનીને આમ એકાએક શું થઈ ગયું ? એ તો પહેલાં વાતચીતથી ઘણી જ ભલી અને સારા ખાન્દાનની કુમારિકા હોય એમ જણાતું હતું; પણ હવે તો એનો રંગ ઢંગ બિલકુલ બદલાયલો લાગે છે, તે કેમ ? મેં એને કાન્તાના સમાચાર પૂછ્યા, તો તેને એણે મરી ગયેલી જણાવી ! હજી તો આનો ને મારો વિયોગ થયાને પૂરા પંદર દિવસ પણ થયા નથી તેટલામાં જ શું પોતાની બ્હેનના મરણનો શોક આના હૃદયમાંથી જતો રહ્યો કે .જેથી એ હાસ્યવિનોદમાં દિવસ નિર્ગમન કરવા લાગી ? એ કુલીન કુમારિકાને આવું આચરણ યોગ્ય છે ? આના હાલના આચરણથી તો એ કોઇ પૂર્ણ અસભ્ય અને કુલટા સ્ત્રી હોય એમ ચોખ્ખું જણાય છે. જો મોહિની આવી જ છે, તો હું એના પ્રેમથી અટકયો; કારણ કે, પ્રેમ તો શું પણ આવી શંખિની સાથે વાત પણ ન કરવી જોઇએ. મારા ગળામાં હાથ નાખીને બેસતાં આ કુલટાને જરા પણ શરમ ન આવી ? શું સ્ત્રીચરિત્ર તે આ જ કે !"

થોડી વાર બન્ને જણ પોતપોતાના વિચારમાં મગ્ન રહ્યાં, અંતે મોહિનીથી ન રહેવાયુ તેથી તે બોલી ઉઠી કે: "વાહ વાહ ! શી આપની ચાલાકી ! આપે મારૂં ઠીક અપમાન કર્યું !"

" અપમાન ! કેવું અપમાન ! " મહેન્દ્રે આશ્ચર્યથી જવાબ આપ્યો.

"હું પ્રેમથી આપની પાસે આવી બેઠી અને આપ મને ધૂત્કારી ઉઠી ગયા. શું એને જ મનુષ્યત્વ કહે છે કે?" મોહિની કટાક્ષ કરતાં બોલી.

"જો સ્ત્રીઓ સો વાર આવું કરે તો હિસાબમાં જ નહિ અને પુરુષે માત્ર એક જ વાર એમ કર્યું તો તે અપમાન. વાહ રે વાહ!" મહેન્દ્રે સમયસૂચકતાનો ઉપયોગ કર્યો.

એ સાંભળી મોહિની પાછી આનંદમાં આવી ગઇ અને બોલીઃ "હશે; ચાલો આવો ત્યારે બેસો અહીં."

"મારો નિયમ છે કે, હું સ્નાન કર્યા પછી જેણે સ્નાન ન કર્યું હોય તેવા મનુષ્ય પાસે બેસતો નથી." ન બેસવાનું મહેન્દ્રે બહાનું બતાવ્યું.

"શું એથી કાંઇ આભડછેટ લાગે છે?" મોહિનીએ પૂછ્યું.

"જો કે આભડછેટ તો નથી લાગતી; તો પણ એવો નિયમ રાખવામાં અનેક લાભો સમાયલા છે." મહેન્દ્રે કહ્યું.

"ઠીક, ત્યારે હું જઇને સ્નાન કરી આવું છું." એમ કહીને મોહિની ઉઠી અને ઇન્દુને "હું સ્નાન કરવા જાઉં છું અને તેટલામાં તમે આમના ભોજનની વ્યવસ્થા કરો." એવી આજ્ઞા આપીને ત્યાંથી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૧૫ મું

## પાપિની

---



"ટળી, હાલ તો એ દુષ્ટા અહીંથી ટળી ગઇ." પ્રભાએ ધીમેથી ઇન્દુના કાનમાં કહ્યું. ઇન્દુમતીએ હાથ જોડીને મહેન્દ્રને વિનતિ કરી કેઃ "આપના માટે ભોજનની વ્યવસ્થા

કરવાની મારી સ્વામિનીએ મને આજ્ઞા કરી છે. પરંતુ મારો જીવ અહીંથી જવાને આનાકાની કરે છે; કારણ કે, આપને એક વાર્તાથી જાણીતા કરવાની આવશ્યકતા છે. હું જો ભોજન સામગ્રીમાં રોકાઇશ તો વાર્તા કરવાનો આવો પ્રસંગ નહિ મળે; કારણ કે, તેટલામાં મોહિની આવી પહોંચશે અને આ ભેદ જો બીજા કોઈના જાણવામાં આવી જાય, તો મારો જીવ જવાની ધાસ્તી છે."

"એવી તે કેવી વાત છે ? કહે સત્વર." મહેન્દ્રે ઉત્સુકતાથી અનુમોદન આપ્યું.

"તે એમ નહિ કહેવાય. પ્રથમ આપ પ્રતિજ્ઞા કરો કે મારી કહેલી વાર્તાનો ભેદ અહીં કોઇ પણ જાણવા નહિ પામે." ઈન્દુએ દીર્ઘ દૃષ્ટિ દર્શાવીને કહ્યું.

ગુપ્ત ભેદનું નામ સાંભળતાં જ મહેન્દ્રના શરીરમાં કંપ થવા લાગ્યો. "એવી તે શી વાત હશે કે જેના માટે ઇન્દુ મને પ્રતિજ્ઞા લેવડાવે છે ?" વાર્તા જાણવાને તેનું મન ઉત્સુક થઇ રહ્યું અને મ્યાનમાંથી પોતાની શમશીર કાઢી મહેન્દ્રે ઇન્દુને કહ્યું કે: "હું ક્ષત્રિય છું અને શસ્ત્રથી વિશેષ મૂલ્યવાન સોગન કે પ્રતિજ્ઞા ક્ષત્રિયને માટે સૃજાયલાં નથી; અર્થાત્ હું આ મારી સમશીરના સોગન લઇ કહું છું કે આ ભેદ હું અહીં નહિ ખોલું."

"હવે મને શાંતિ થઇ. તો પણ હજી એક વધારે વચન લેવા ઈચ્છું છું." ઇન્દુએ કહ્યું.

"તે શું છે ?" મહેન્દ્રે પૂછ્યું.

"તે એ કે મારી વાર્તા સાંભળી આપ અહીંથી ચાલ્યા જાઓ તો અમોને લઇ જવાની ચિંતા રાખવી; નહિ તો આપના ગયા પછી અમારા પ્રાણ ગયેલા જ જાણવા." ઇન્દુએ પોતાની ઇચ્છા ભય સહિત વ્યક્ત કરી.

"એવી તે શી અને કેવી વાર્તા હશે કે જે સાંભળવાથી હું ન્હાસવાનો પ્રયત્ન કરીશ ?" મહેન્દ્રે પૂછ્યું.

"એ એવા જ પ્રકારની વાર્ત્તા છે." ઈન્દુ બોલી.

"ચાલો એ પણ કબૂલ. હું વચન આપું છું કે તમો બન્નેને જરૂર સાથે લેતો જઇશ. પણ એ તો કહો કે મારામાટે તમો પોતાની સ્વામિનીને કેમ છોડી શકશો?" મહેન્દ્રે કહ્યું.

"ઇશ્વર કરે અને આવી કુલટા સ્વામિનીને છોડવાનો પ્રસંગ સત્વર આવે! મેં એવાં તે શાં પાપ કર્યાં હશે કે, જેના પરિણામે આટલા દિવસ આ દુષ્ટાના સંગમાં કાઢવાનું વિધાતાએ મારા ભાગ્યમાં લખ્યું! હું આ દુષ્ટાની દાસી નથી, પરંતુ કાળની વિચિત્ર ગતિથી અહીં આવી પડી છું અને તે સર્વ આપના........" ઇન્દુમતી આ વાક્ય પૂર્ણ કરી ન શકી. તેનાં નેત્રોમાંથી સ્વાભાવિક અશ્રુધારા વહેવા લાગી, તેનો કંઠ ભરાઇ આવ્યો અને તે નિશ્ચેષ્ટ થઈ ગઇ.

મહેન્દ્રે તેને સાવધ કરી અને આશ્વાસન આપી કહ્યું: "રડો છો શામાટે? આ શું? હું તો તમને વચન આપી ચૂક્યો છું કે ભેદ નહિ ખોલું; પછી શું છે?"

"આપ જો કિંચિદ્માત્ર પણ કૃપાદૃષ્ટિ રાખશો, તો મારૂં જન્મારાનું સર્વ દુઃખ ટળી જશે. નહિ તો હું મરેલી તો છું જ." ઇન્દુ નિઃશ્વાસ નાખીને બોલી.

"જો મારી કૃપાદૃષ્ટિથી જ તમારૂં દુઃખ દૂર થતું હોય, તો મને તેમ કરવામાં કશો પણ વાંધો નથી. ક્ષત્રિયનું વચન પૂર્ણ છે." મહેન્દ્રે પુનઃ તેના વિશ્વાસને દૃઢાવવાનો યત્ન કર્યો.

"ત્યારે ધ્યાન આપીને સાંભળો. પ્રથમ તો એ કે આપ ધારો છો તે મોહિની આ નથી!" ઇન્દુએ આંસુ લુછીને ભેદને ખોલવાનો આરંભ કર્યો.

"શું એ મોહિની નથી?" મહેન્દ્રે આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

"ના" ઇન્દુએ ટુંકો જ જવાબ આપ્યો

"હાય! હાય! ત્યારે તો આ પાપિનીએ મને પૂરેપૂરો

ફસાવ્યો. પ્રથમ જ એના વિશે મારા મનમાં અનેક શંકાઓ થઇ હતી. અહાહા ! સ્ત્રીઓ પણ કેવી દુષ્ટ થાય છે ! સ્ત્રીઓનાં આવાં દુશ્ચરિત્રોનું કથન ઘરડાઓના મુખથી સાંભળી અને પુસ્તકોમાં વાંચીને જ મેં આજન્મ બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા કરી હતી; એ કારણથી જ મેં દેશત્યાગને સ્વીકાર્યો અને અંતે એટલું છતાં પણ મોહિનીના પ્રેમજાળમાં સપડાઇને દુઃખ ભોગવવાનો પ્રસંગ આવવાનો હતો તે આવ્યો જ !" મહેન્દ્રે પોતાની કેટલીક બીના કહી દીધી અને તે અત્યંત શોકમાં ગરકાવ થઇ ગયો.

તેના ચિંતામય ચિત્તને શાંત કરવાના હેતુથી ઇન્દુએ કહ્યું કેઃ "આપના જેવા એક ક્ષત્રિય વીર નરે આટલો બધો શોક કરવો યોગ્ય નથી. સંસારમાં સમગ્ર સ્ત્રીસમાજ આ દુષ્ટા જેવો નથી. એકને લીધે અનેકને અપમાન આપવું એ સુજ્ઞને ઉચિત નથી."

"આપનો ઉપદેશ ખરો છે, એ હું કબૂલ કરૂં છું; પણ એ તો કહો કે એ મોહિની નહિ તો કોણ છે ? શું એણે પોતાની મુખમુદ્રા કોઇ કૃષ્ણ વિદ્યાના બળે બદલાવી નાખી છે ?" મહેન્દ્રે કાંઇક શાન્તિથી પૂછ્યું.

"તેમ પણ નથી. એ મોહિનીની મોટી બહેન છે અને તેથી ચહેરે મોરે સરખી છે." ઇન્દુએ શંકા ટાળી.

"ઠીક. ત્યારે તો કૃપા કરી જેટલો એમનો ભેદ તમને જણાયલો હોય તેટલો નિષ્કપટતાથી કહી સંભળાવો." મહેન્દ્રે કહ્યું.

"એ મારૂં કામ છે. હું જ્યારથી અહીં આવેલી છું ત્યારથી આજ દિન સુધીમાં બહુધા મેં એમનો ઇતિહાસ સંપૂર્ણ જાણી લીધો છે. આ કૃત્રિમ મોહિનીનું નામ કેતકી છે. કાન્તા, કેતકી અને મોહિની એ ત્રણે એક માતાના ઉદરથી ઉત્પન્ન થયેલી સગી બહેનો છે. કાન્તાને માત્ર સાત મહિનાની મૂકી એમની માતા સ્વર્ગવાસિની થઇ અને પાછળથી ત્રણે બહેનો પોતાના પિતાના અતિ અનુરાગ અને લાલનપાલનથી ઉછરીને મોટી થઇ. એમના પિતાનું નામ

ધીરસિંહ હતું અને તેઓ મોટામાં મોટા જમીનદારોમાંના એક ગણા-
તા હતા."

ઇન્દુ અટકી; તેને મહેન્દ્રે હુંકારો આપ્યોઃ "હં ! પછી ?"

"કેતકી જ્યારે યૌવનાવસ્થામાં આવી ત્યારે એણે દુષ્કર્મોની
યુદ્ધભૂમિમાં ઝુંઝવા માંડયું. એના પિતાને અત્યંત ચિંતા થઇ પડી
અને તેણે એક સારા કુલીન ગૃહસ્થના પુત્ર સાથે એનો વિવાહસંબંધ
કરી દીધો. પરંતુ આ પાપિનીએ પોતાના પરમેશ્વરતુલ્ય પતિને
ઝેર આપી મારી નાખ્યો. આથી એના પિતાને ઘણો જ ખેદ થયો;
અને તેણે કેતકીને મારી નાખવાનો દૃઢ વિચાર કર્યો. પરંતુ કેતકીને
એ વાતની જાણ થતાં તેણે રસોઇ કરનાર બ્રાહ્મણ કે જેની સાથે
એ પોતે આડો સંબંધ ધરાવતી હતી તેને મળીને પોતાના પિતા
ધીરસિંહને પણ ઝેર અવડાવ્યું અને તેના મરણ પછી કુલ
મિલ્કતની પોતે જ માલિક થઇ બેઠી."

"પ્રભુ દયા કરે ! પછી શું થયું ?" મહેન્દ્રે આતુરતા
દર્શાવી.

"થોડા જ દિવસોમાં મોહિની અને કાન્તા પણ વયમાં
આવી અને પોતાની બહેનની આવી અધમ ગતિ કિંવા દુષ્ટ ચાલ જોઇ
તેમણે એનાથી જૂદાં રહેવાની ઇચ્છા દર્શાવી. મોહિની અને કાન્તા
પરમ પવિત્ર તથા શુદ્ધબુદ્ધિ બાળાઓ હતી અને બન્નેમાં પ્રેમભાવના
પણ ઉત્તમ હતી. તેથી તેમણે પોતાના પિતાની સ્થાવર જંગમ
સંપત્તિમાંથી પોતાનો ભાગ માગ્યો." ઈન્દુએ કહ્યું.

"ત્યારે શું બીજો કોઇ વયોવૃદ્ધ પુરુષ એમની વ્યવસ્થા કરે
તેવો એમના કુટુંબમાં ન હોતો ?" મહેન્દ્રે વચમાં પ્રશ્ન પૂછ્યો.

"ના કોઇ નહિ."

"વારુ; પછી શું થયું ?',

"ભાગ આપવાની વાત કેતકીને વજ્રાઘાત સમાન લાગવાથી
તેણે કેટલાક બદમાશો સાથે મળી મોહની અને કાન્તાને બગાવી

એક નિર્જન વનમાં મોકલી દીધી અને સાંભળવા પ્રમાણે તે બન્નેને તે બદમાશોએ ફાંસી દઈ મારી નાખી હતી. પરંતુ આશ્ચર્ય છે કે તે બન્ને મરી ગયેલી હોવા છતાં આપ તેમને જોવા પામ્યા !" ઈન્દુ આટલું બોલીને અટકી પડી.

તેને પોતાની વાર્તા આગળ ચલાવવાનું કહેતો મહેન્દ્ર બોલ્યો: " તેમને ફાંસીમાંથી મેં બચાવી હતી. પણ તમો તમારી કથા પૂર્ણ કરો એટલે જે બન્યું છે તે હું સંભળાવું. "

" ત્યાર પછી કેતકીએ પોતાના પિતાની અનંત સંપત્તિ કામવિલાસમાં ઉડાવવા માંડી. આ ભવ્ય મકાન પણ એના બાપનું જ બંધાવેલું છે અને હવે એ પાપિની અહીં જ રહે છે; કારણ કે, અહીં એકાંતમાં એનાં કારસ્થાનો નિર્વિઘ્ન પાર પડી શકે છે. અહીં એણે ઘણાક યુવાનોને ફસાવ્યા છે અને થોડા થોડા દિવસો તેમની સાથે કામોપભોગ ભોગવી અંતે તેમને યમપુરીમાં પહોંચાડી દીધા છે. એથી વિશેષ હું કાંઈ પણ નથી જાણતી. હવે આપ મોહિનીનો વૃત્તાંત કહેશો ? "

ઇન્દુએ એટલું કહીને કેતકીની કર્મકથા પૂર્ણ કરી.

મહેન્દ્રે કહ્યું કે: "મોહિનીનો વૃત્તાન્ત કહેતાં પહેલાં મારે પોતાનો વૃત્તાંત પણ કહેવો પડશે, કે હું ઘરમાંથી બહાર શામાટે નીકળ્યો અને તેમનું રક્ષણ કેવી રીતે કરી શક્યો."

" તે કહેવાની કાંઇ પણ જરૂર નથી; કારણ કે આપ આજન્મ કુંવારા રહેવાના વિચારથી એટલે કે વિવાહ ન કરવાની ભાવનાથી ઘર છોડીને નીકળ્યા હતા એ હું સારી પેઠે જાણું છું." ઇન્દુએ તેને વચમાં અટકાવીને કહ્યું.

મહેન્દ્ર આશ્ચર્યચકિત થયો અને પૂછવા લાગ્યો: " આપને એની ખબર ક્યાંથી પડી ? "

" મારું ઘર પણ ત્યાં જ છે. હું આપના વિવાહના દિવસે આપનાં સાસરિયાંમાં જ હતી; પણ મારાં દુર્ભાગ્ય મને પછીથી

અહીં ખેંચી લાવ્યાં હતાં. એટલે હવે આપ મોહિનીનો વૃત્તાંત કહેવાની જ કૃપા કરો." ઇન્દુએ ખુલાસો કર્યો;

મહેન્દ્રે મોહિની અને કાન્તાના રક્ષણથી તે તેમનાથી થયેલા વિયોગ સુધીનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો કે જે વાંચકોના જાણવામાં આવી ચૂકયો છે. તેમનો વિશેષ વાર્તાલાપ થવા ન પામ્યો; કેતકીના આવવાથી બન્નેની વાર્તામાં ખલલ પડી. કેતકીને આવેલી જોઇ મહેન્દ્રે વાર્તાનો સાર ફેરવી નાખ્યો અને મંદહાસ્યયુક્ત મુખથી કેતકીને કહ્યું; "આવો; હું તો ક્યારનોય આપની રાહ જોઉં છું."

" ઇન્દુ અને પ્રભા આજ સવારથી અહીં જ બેસી રહી છે તેનું કારણ શું ?" કેતકીએ મહેન્દ્રના આદરસત્કારનું ઉત્તર ન દેતાં આ વાર્તાને અધિક મહત્ત્વની વિચારીને પૂછ્યું.

" કારણ કે, આજે મારી પ્રકૃતિ સારી નથી. આ બે સ્ત્રીઓ બહુ જ ભલી છે. આપની આજ્ઞા તન, મન અને ધનથી બજાવવામાં જ પોતાના જન્મનું સાર્થક્ય સમજે છે; એમણે મને અતિ આનંદ આપ્યો છે. એકલા બેસવાથી વખત ન જાય માટે એમને અહીં તહીંની વાતો કરવા માટે મેં જ અહીં રોકી રાખી છે." મહેન્દ્રે સમયાનુસાર ઉત્તર આપ્યું.

" ત્યારે શું અદ્યાપિ આપે ભોજન નથી લીધું ?" કૃત્રિમ મોહિની, પણ સત્ય કેતકીએ પૂછ્યું. ભેદ પ્રકટ થવા પછી આપણે હવે એને એના ખરા નામથી જ ઓળખીએ તો તે અયોગ્ય નહિ ગણાય.

"આજે ભોજન કરવાની મારી ઇચ્છા જ નથી તેથી ભોજનની મેં એમને ના પાડી દીધી છે." મહેન્દ્રે કહ્યું.

" આ બે મૂર્ખની સરદાર પણ અહીં જ બેસી રહી ?" કેતકી ગુસ્સામાં બોલી.

"શું કરે ત્યારે ! મને જ ક્ષુધા ન હોય તો એમનો શો દોષ?"

મહેન્દ્ર ઇન્દુ અને પ્રભાના બચાવમાં જેવો ને તેવો ટકી રહ્યો.

" જા; ભોજન લઈ આવ. " કેતકીએ ઇન્દુને આજ્ઞા કરી.

તેને રોકતો મહેન્દ્ર બોલ્યોઃ " ના, ના; મોકલશો નહિ; મારે કાંઇ ખાવું નથી. શામાટે નાહક શ્રમ લ્યો છો ? "

" એમ નહિ બને; ભોજન તો લેવું પડશે. " કેતકી આગ્રહ કરતી બોલી.

" મેં આપને પ્રથમથી જ જણાવ્યું છે કે મારી પ્રકૃતિ આજે ઠીક નથી; કારણ કે, તમારા શોધમાં જંગલમાં હું બહુ જ રખડયો છું અને પગે ચાલવાની ટેવ ન હોવાથી દુઃખ અતિશય જણાય છે. પેટમાં પણ થોડુંક દુઃખે છે માટે કાંઇ પણ ખાવામાં આવશે તો જરૂર હું માંદો પડી જઇશ. બે ચાર કલાક થોભો, હજી તો દશ પણ નથી વાગ્યા; સાંઝે હું અવસ્ય જમીશ. તમો કૃપા કરીને આ બન્ને દાસીઓને આજ્ઞા આપો કે, જઇને ભોજન તૈયાર કરી આવે; કારણ કે, હું મારી ખિદમતમાટે આમને જ વધારે પસંદ કરૂં છું." મહેન્દ્રે કાંઈ પણ વહેમ ન આવે તેવા ભાવથી કહ્યું.

" આપની જેવી ઇચ્છા." નિરુપાયે મહેન્દ્રના વચનને માન આપીને કેતકીએ ઇન્દુ તથા પ્રભા તરફ ફરીને કહ્યુંઃ " ઠીક ત્યારે તમે જાઓ અને સત્વર ભોજનકાર્ય સંપૂર્ણ કરી પાછી અહીં આવો. "

ઇન્દુમતી અને પ્રભાવતી ભોજન કરવા ચાલી ગઈ. એટલે કેતકીને મહેન્દ્ર સાથે એકાંતાલાપ કરવાનો અમૂલ્ય પ્રસંગ હાથ આવ્યો.

" મોહિની ! હવે પ્રસંગ બહુ મજાનો છે, માટે તમારો વૃત્તાંત કહો." મહેન્દ્રે વાર્તાવિલાસનો પ્રારંભ કરતાં કહ્યું

" પ્રથમ આપ કહો." કેતકીએ કહ્યું.

" ના પહેલાં તો તમારે જ તમારો વૃત્તાંત કહેવો પડશે. ભલા આપના પ્રાણ કોણે બચાવ્યા ?'' મહેન્દ્રે યુક્તિ અજમાવી.

ફરતાં ફરતાં કોઇ સાધુ ત્યાં આવી ચઢયો, તેણે જ જંગલમાં મારા પ્રાણ બચાવ્યા; અને ત્યાર પછી તમારી મુલાકાત થઇ." કેતકી કાંઈક ગભરાટ સાથે બોલી.

કેતકીની અસત્યતા વિષે મહેન્દ્રના મનમાં જે થોડી ઘણી શંકા હતી તે પણ જતી રહી અને તેથી તેણે વધારે કાંઇ પણ ન પૂછ્યું. કેતકીના સવાલોના કેટલાક ઉડાવનારા જવાબ આપી, પોતાનું કાંઇ બીજુંજ નામ બતાવી આશરે એક પ્રહર તેની સાથે તેણે વાતોમાં ગાળ્યો, એટલામાં ઇન્દુ અને પ્રભા પણ આવી પહોંચી અને તેથી મહેન્દ્રે ઉઠીને પલંગ તરફ ચાલવા માંડયું. કેતકી પણ એક બાજઠપર પલંગ પાસે જઇ બેઠી. ઈન્દુ અને પ્રભા પગ દબાવવા અને પંખાથી વાયુ ઢોળવાનાં કાર્યોમાં નિમગ્ન થઇ. થોડીક વાર સુધી કેતકી સાથે હાસ્યવિનોદની વાર્તા કરવા પછી મહેન્દ્ર નિદ્રાધીન થઇ ગયો.

મહેન્દ્રે જાણી જોઇને આંખો મીચી દીધી હતી. કેતકી તેને નિદ્રાવશ થયેલો જાણી થોડી વાર બેસીને ચાલી ગઇ. તેના જવા પછી મહેન્દ્રે પોતામાં નેત્રો ઊઘાડયાં અને હસીને તે ઈન્દુના મુખને જોવા લાગ્યો.

" આપને તો ઉંઘ બહુ જ આવી ગઇ !" ઈન્દુ કાંઇક વિનોદ પૂર્વક બોલી.

" શું કહું ? હવે તો મને એની સાથે બોલવાનું પણ યોગ્ય નથી લાગતું. હવે તો અહીંથી ક્યારે મુક્ત થાઉં એજ ચિન્તા થયા કરે છે." મહેન્દ્રે ઈન્દુને પોતાનું ભલું ઇચ્છનાર જાણીને મનોભાવ કહ્યો.

" પરંતુ એ કાર્યમાં સંપૂર્ણ દક્ષતાનો ઉપયોગ કરજો. જો કેતકીને જરા પણ શંકા આવી કે, આપ નાસવાનો વિચાર કરો છો; તો તે આપના પ્રાણ લીધા વિના રહે તેમ નથી; કારણ કે, એ એનો સદૈવનો ધર્મ જ થઇ રહ્યો છે. અરેરે ! બિચારા કેટલાકોએ તો આજ ઓરડામાં પોતાના પ્રિય પ્રાણનું એ રાક્ષસીને બલિદાન આપ્યું છે !" એમ કહીને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

પરંતુ મારો પત્તો તેને મળી શકે તેમ નથી."

મહેન્દ્રે કહ્યું.

" તો પણ સાવધ રહેવું એ વધારે સારૂં છે; અને વળી અમારી પણ સ્મૃતિ રાખવી. ક્યાંક એવું ન થાય કે, આપ નીકળી જાઓ અને અમારૂં માંસ અહીં કૂતરાં ખાય !" ઈન્દુએ મહેન્દ્રને તેના વચનની સ્મૃતિ કરાવતાં કહ્યું.

" ત્યારે શું આપ મને એવો કૃતઘ્ન જાણો છો ?" મહેન્દ્રે જરાક ખેદ સાથે પૂછ્યું.

" બેશક, આપ કૃતઘ્ન છો એમાં તો કાંઇ પણ શંકા નથી. " ઇન્દુએ શાંતિથી ડામ દીધો.

મહેન્દ્ર ઉકળી ગયો, તેણે ક્રોધમાં કહ્યુંઃ " શું માત્ર એક પ્રહરમાં જ તમોએ મને કૃતઘ્ન તરીકે ઓળખી લીધો ?"

" જી, ના; ઘણા દિવસના પરોક્ષ પરિચયથી મેં આપની સમગ્ર કીર્ત સાંભળી લીધી છે. મારી માસી આપના ગામમાં જ વસે છે, અને તેના કાગળો મારાપર આવ્યા કરે છે, તેથી આપની કોઇ પણ બીના મારાથી અજાણી નથી." ઇન્દુએ કહ્યું.

" તમારી માસીએ લખ્યું છે કે મહેન્દ્ર કૃતઘ્ન છે ? " મહેન્દ્રે ક્રોધમાં સવાલ કર્યો.

" જી, ના; પણ તેણે રંભાનો કેટલોક વૃત્તાંત લખ્યો હતો. " ઇન્દુએ હવે વાર્ત્તાને રસમાં લાવવાના હેતુથી નામો લેવા માંડયાં.

" રંભા ! રંભા કઇ ?" મહેન્દ્રે અજાયબીથી પૂછ્યું.

" જેની સાથે આપનો વિવાહસંબંધ થયો છે તે !" ઈન્દુએ ઓળખાણ આપી.

" મારો વિવાહસંબંધ કોઇની સાથે પણ નથી થયો; કારણ કે, હું તો વિવાહને દિવસે જ ત્યાંથી ભાગી આવ્યો છું." મહેન્દ્રે પોતાનો બચાવ કર્યો.

" આપ ભલે ગમે તેમ સમજો; પણ આપના ભાગી જવાથી કાંઇ વિવાહસંબંધ અસત્ય અથવા ફોક થયો નથી. રંભા તો

એમ જ ધારે છે કે, તેના પતિ તમો થઇ ચૂક્યા. શું સતી સ્ત્રીઓ બીજીવાર પણ વરે છે ખરી કે ?" ઇન્દુએ પોતાની વાર્તાને દૃઢ કરી.

"તેનો વિચાર ન હોય તો ભલેઃ પણ તેનો પિતા તેને બીજી વાર લગ્ન કરવાની ફરજ પાડશે જ." મહેન્દ્ર બોલ્યો.

"તેના પિતાએ તો તેવો પ્રયત્ન કર્યો હતો, પણ રંભાએ તેમ કરવાની સાફ ના પાડી અને કહ્યું કે, 'મારો પતિ તો મહેન્દ્ર થઇ ચૂક્યો. બીજા ભાઈ, બાપ છે." ઇન્દુ બોલી.

"પછી શું થયું ?" મહેન્દ્રે કાંઇક ઉત્કંઠાથી પૂછ્યું.

તેના પિતાએ લગ્નમાટે અનેક પ્રયત્ન કર્યા અને બીજાઓ મારફત પણ રાજકુમારીને કહેવડાવ્યું કેઃ 'મહેન્દ્ર અપ્રતિષ્ઠિત, કદરૂપો તથા ખરાબ લક્ષણવાળો મનુષ્ય છે, માટે એના ચાલ્યા જવાથી શું થયું ? પંડિતો કહે છે કે, 'એ કન્યા જો બીજા વરને પરણે તો કાંઇ પણ વાંધો નથી.' પરંતુ રંભાએ એમાંનું કાંઇ પણ ન માન્યું અને પિતાને કહેવડાવ્યુંઃ કે 'મહેન્દ્ર ભલે ગમે તેવો હોય, પણ મારો તો પરમેશ્વર છે !' પણ લોકોએ જ્યારે તે બિચારીને ઘણો જ કંટાળો આપ્યો, ત્યારે તે નિરુપાયે પોતાની એક સખી અને પિત્રાઇ વિજય-સિંહને સાથે લઇ પિતાના મકાનમાંથી ભાગી છૂટી. તેના ન્હાસવાનો હેતુ મહેન્દ્રસિંહને શોધવાનો જ હતો. હવે તો કોણ જાણ તે ક્યાં રખડતી ફરતી હશે અને કેવી કેવી મુસીબતો વેઠતી હશે ! અહીં એ જ વિચાર કરવાનો છે કે શાસ્ત્રોમાં નિંદ્ય એવી એક અબળાને પણ પોતાના ધર્મનો કેવો અને કેટલો બધો વિચાર થયો અને આપને સ્વપ્ને પણ ન જોયેલા છતાં આપના માત્ર પતિ એવા નામથી જ તેના હૃદયમાં કેવી પ્રેમભાવના ઉદ્ભવી ! અને આપના જેવા ધર્માત્મા મનાતા પુરુષે પોતાની ધર્મપત્ની થનારી સ્ત્રીનો ત્યાગ કર્યો; ને તે એવા અહંકારથી કે 'હું લગ્ન નહિ કરૂં' અને અહીં આવી સ્વચ્છંદ સ્ત્રીને પણ મોહિની માની બેઠા અને તેમાં જ મસ્ત બની ગયા ! વિકારરૂપ પિશાચે શું આપના હૃદયને પોતાનું નિવાસસ્થાન નથી બનાવ્યું ! કદાપિ એનું

ઉત્તર 'હા' માં આવે, તો આપના કૃતઘ્ન હોવા વિષે પ્રશ્ન જ ક્યાં રહ્યો ? કૃપા કરીને મારા સત્ય ભાષણથી આપ કોપાયમાન થશો નહિ; કારણ કે, સાચું બોલવાનો મારો સ્વભાવ જ પડી ગયો છે." ઇન્દુએ સર્વ ઇતિહાસ સંભળાવીને મહેન્દ્રને શર્માવી દીધો.

" હું કોપાયમાન થાઉં એવી શંકા લાવશો નહિ. ઇન્દુમતી, તમો કોઇ આશ્ચર્યમયી અબળા દેખાઓ છો. કોણ જાણે ક્યાં ક્યાંની વાતોના સમાચાર સંભળાવો છો. જો રંભાએ તમારા સત્ય વર્ણન અનુસાર આચરણ કર્યું જ હશે, તો તો ખરેખર તેના મુખ સન્મુખ મને બહુ જ શર્માવાનો પ્રસંગ આવી લાગશે. " મહેન્દ્ર બોલ્યો.

" હું કહું છું તે અક્ષરે અક્ષર સત્ય જ છે. તેના પિતાએ તેને શોધવામાટે ઘણાક માણસો મોકલ્યાં છે. મારી માસીએ જ્યારે એ બીના પત્રમાં લખી જણાવી ત્યારે મને ઘણો જ ખેદ થયો અને તેથી મેં મારી માસીને રંભાની છબી મોકલવાનું લખ્યું; તેની સાથે આપની છબી પણ આવી પહોંચી. હજી તો પરમ દિવસે જ એ છબીઓ મને મળી. હાય ! તેમને જોતાં કેટલો બધો ખેદ થાય છે ! " ઇન્દુએ એમ કહીને નિઃશ્વાસ નાખ્યો અને તે સ્તબ્ધ થઇને ઉભી રહી.

છબીનું નામ સાંભળતાં મહેન્દ્રના મનમાં વળી બીજા જ વિચારો આવ્યા. તેણે કહ્યું: "રંભાની છબી ક્યાં છે ? મને બતાવો."

" આપ તેની છબીને જોઇને શું કરશો ? આપને તો અબળાનું નામમાત્ર પણ નથી ગમતું ને ?" ઇન્દુએ પાછી વાક્-ચાતુરી ચલાવી.

"તો પણ આપને તે દેખાડવામાં કાંઇ વાંધો છે ? હું પણ જોઉં તો ખરો કે મારાપર પ્રાણ આપનાર એ ક્ષત્રિય બાળાની મુખમુદ્રા કેવા પ્રકારની છે તે !" મહેન્દ્રે પોતાનો હઠ ચાલૂ જ રાખ્યો.

" હશે; તેને જે યોગ્ય લાગ્યું તે તેણે કર્યું. પણ આપની જ્યારે તેની સાથે કાંઇ પણ નિસ્બત નથી, તો પછી આપે તેની છબી

શામાટે જોવી જોઇએ ? જે ગામ જવું નહિ તેનો માર્ગ શામાટે પૂછવો ?" એમ કહીને ઇન્દુએ પાછી મહેન્દ્રની લાલસાને વધારી.

"તમે મને રંભાનો એવો તો કરુણોત્પાદક વૃત્તાંત કહી સંભળાવ્યો છે કે જેથી મારાં રોમાંચ ખડાં થઇ ગયાં છે. જો આપ મને તે દેવીસ્વરૂપા સુંદરીની પ્રતિમા દેખાડશો, તો હું આપનો અત્યંત આભારી થઇશ." મહેન્દ્રે વિનતિ કરી.

"બહુ સારૂં બહેન ! ત્યારે દેખાડો એમને રંભાની છબી." ઇન્દુએ પ્રભાને છબી લાવવાનું કહ્યું.

પ્રભા ત્યાંથી ગઇ અને થોડી જ વારમાં છબી સાથે પાછી ફરી. અતિ ઉત્કંઠાથી મહેન્દ્રે તે છબી પ્રભાના હાથમાંથી લઇ લીધી અને એકાગ્ર વૃત્તિથી તેને જોઇ રહ્યો. એ છબી હતી કે કોઇ તંત્રવિદ્યા ? છબીને નિહાળતાં મહેન્દ્રની સ્થિતિ વિચિત્ર થઇ ગઇ અને તે સ્થાનના ભાનને પણ ભૂલી ગયો; અર્થાત્ તે ત્યાં ભૂમિપર બેસીને તે છબીને જોતો નેત્રોમાંથી અખંડ અશ્રુધારાને વર્ષાવવા લાગ્યો. કેટલીક વાર પછી તેના મુખમાંથી અચાનક આ ઉદ્ગારો નીકળવા લાગ્યા:—

"આ શું ! તે રંભા આજ છે કે, જેનો મેં વિના કારણ ત્યાગ કર્યો ? અને જેની સાથે વિવાહસંબંધ કરવાની ના પાડી ? હાય ! હાય ! આ સૃષ્ટિમાં કોઇ પણ મારા જેવો દુર્ભાગી નહિ હોય કે, જેણે ગૃહમાં આવતી લક્ષ્મીને પાછી વાળી ! અહા ! શું સ્વરૂપ ! કેવું યૌવન ! કેવી મનોહરાકૃતિ ! હાય ! કુકર્મી મહેન્દ્ર, તેં મહાપાપ કર્યું ! અકારણ આવી સાધ્વી સ્ત્રીને સંતાપી ! તેથી જ તું આવી અધમ સ્થિતિ ભોગવતો ભટકી રહ્યો છે ! વિના દીઠે અને વગર અનુભવે કોઇનો પણ તિરસ્કાર કરવો એના જેવું એક પણ પાપ નથી ! શું આવી ગુણવતી સ્ત્રી મને ફરીથી મળશે ? હાય ! જો મારા હૃદયમાં દયાનો છાંટો પણ હોત, તો આવી પતિવ્રતા પ્રમદાને હું કદાપિ ન તરછોડત ! પરંતુ હવે તો હું નિશ્ચિત કૃતઘ્ન ઠરી ચૂક્યો. શું મોહિ-

નીને રંભા જેવી એક પરમ પવિત્રા રમણીનું દાસીત્વ સ્વીકારવામાં કાંઈ પણ વિરોધ ભાસશે ? કદાપિ નહિ. હશે, જે થવાનું હશે તે થશે; પણ હવે તો રંભાનો શોધ કરવો એ જ મારું મુખ્ય કર્ત્તવ્ય ઠરી ચૂક્યું. પરંતુ તેનો પત્તો ન મળે તો શું કરવું ? એ વિષયની ચિંતા કરવી વ્યર્થ છે; કારણ કે કદાચિત્ અન્યના પ્રાણનો નહિ, તો મારા પ્રાણનો તો હું પૂર્ણ અધિકારી છું ને !"

એવી રીતે કેટલીક વાર સુધી મહેન્દ્ર ખેદ દર્શાવતો રહ્યો અને દૂરથી તેની એવી શોચનીય દશાને નિહાળતી ઇન્દુ અને પ્રભા મંદ હાસ્ય કરવા લાગી. અંતે ઇન્દુનું હૃદય ભરાઇ આવ્યું, પરંતુ મહાકઠિનતાથી પોતાના મનને વશ રાખીને તે મહેન્દ્ર સન્મુખ આવી સવિનય કહેવા લાગી કે: "આપ આ શું કરો છો ? શું બનેલી વાતને બગાડી નાખવાનો આપનો મનોભાવ છે ? કેતકી આવે અને આવો પ્રકાર જુએ, તો તેનું પરિણામ શું આવે એનો તો વિચાર કરો ! તેના આવવાનો વખત થયો છે માટે આ છબી મને પાછી આપો અને ચિંતાને છોડી દ્યો. હું પ્રતિજ્ઞા કરૂં છું કે એક વખત આપને રંભાનાં દર્શન કરાવીશ. હું તેનો સમગ્ર વૃત્તાંત જાણું છું અને એ પણ મારાથી અજાણ્યું નથી કે તે હાલ ક્યાં અને કેવી સ્થિતિમાં છે !"

"તમો તેના રહેઠાણ વિષે કાંઇ પણ જાણો છો ? તમો તેને દેખાડવાની પ્રતિજ્ઞા કરો છો ?" મહેન્દ્રે એકાએક ઉઠીને કાંઇક આનંદના ભાવથી પૂછ્યું.

"હા, હું જાણું છું અને ફરીથી પ્રતિજ્ઞા કરૂં છું કે આપનો એક વાર તેની સાથે ભેટો કરાવી આપીશ. પણ તે પહેલાં હું કહું તેથી વિરુદ્ધ આચરણ આપે ન કરવું; એવી આપે પ્રતિજ્ઞા લેવી પડશે." ઇન્દુએ ગંભીરતાથી કહ્યું.

"હું પ્રતિજ્ઞા કરૂં છું કે તમારા વચનથી વિરુદ્ધ આચરણ નહિ કરૂં ! હાય ! અત્યારે તમો પણ મને દેવતા સમાન દેખાઓ

છો; કારણ કે, રંભાનાં કેટલાંક શારીરિક ચિહ્નો તમારામાં જોવામાં આવે છે!" એમ કહી પુનઃ તેણે છબીમાં વૃત્તિને લગાડી દીધી.

"બ્હેન, આમની વાર્તાઓને તું પણ સ્મૃતિમાં રાખજે." ઇન્દુએ પ્રભા તરફ કટાક્ષ કરી સ્મિત સહિત કહ્યું.

"મને તો ક્યારનો એ જ ભય લાગે છે કે ક્યાંક કેતકી ન આવી ચડે." પ્રભા બોલી.

"કેતકી મને શું કરી શકનાર છે? શું હું પુરુષ છતાં પણ એક સ્ત્રીથી ભય પામું? કેતકીની તાકત છે કે મને રોકી શકે?" મહેન્દ્રે ક્ષત્રિયના સત્ય ભાવથી કહ્યું.

ઇન્દુ ગભરાઇ અને તેને શાંત કરવા તથા વિચારીને વર્ત્તવાનો ઉપદેશ આપવાના હેતુથી બોલીઃ "પ્રભુ! પ્રભુ! એવું સાહસ ન કરશો. સત્ય છે કે, કેતકી આપનો પરાજય કરી શકે તેમ નથી; તો પણ તેની વ્યવસ્થા એવી તો સરસ છે કે આપના જેવા દશને પણ તે તણખલા તુલ્ય સમજે છે, એ હું સારી પેઠે જાણું છું. લાવો આ છબી અને આપ પલંગપર સૂઇ જાઓ; હું વચન તો આપી ચૂકી છું કે રંભાનો અને આપનો મેળાપ કરાવી આપીશ, પછી શું? મારા વચનને જો આપ ખરૂં ન માનતા હો, તો હું આ ચાલી. પછી આપ જાણો અને આપનું કામ!"

એમ કહીને ઇન્દુએ ચાલવા માંડયું. તેને અટકાવીને મહેન્દ્રે કહ્યું: "રીસ ન કરો; હું તમારા વચનને અનુસરીશ. લ્યો આ છબી; હું જ્યારે જોવા માગું ત્યારે મને દેખાડજો."

"હા તેમ જ થશે." ઇન્દુએ કહ્યું.

મહેન્દ્ર રંભાની પ્રતિમા ઇન્દુના હાથમાં આપીને પોતે પલંગપર સૂઇ ગયો. પણ તેના મનની હાલત કેવી હતી તે તો તે જ જાણતો હતો.

એ જ વખતે સીડીપર કોઇના ચઢવાનો અવાજ સંભળાયો, ત્રણેની દૃષ્ટિ દ્વાર તરફ દોડી અને કેતકી આવતી તેમના જોવામાં આવી.

" સીમા, કોપની સીમા !" ઈન્દુના મનમાં કેતકીની મુખમુદ્રાને નિહાળીને એ શબ્દો આકાશમાં થતા વીજળીના ચમકારા પ્રમાણે પસાર થઈ ગયા.

કેતકીના મુખનો રંગ બદલાયલો હતો, ક્રોધાગ્નિથી તેનો શુભ્ર રંગ રક્ત સમાન થઇ ગયો હતો અને તેની આંખોમાંથી ખૂન વર્ષી રહ્યું હતું; આવતાં જ તે બોલવા લાગીઃ—

" કેમ રે ઈન્દુ, તેં પણ મને એક બાલિકાજ ધારી કે શું ? અરે તારા જેવી તો હું પચાસને ધૂળ ફકાવું ! તું તે મારાથી શું ચાલાકી રમીશ ? વાહરે લોંડી ! વાહ ! સેવા કરવાના બહાને મારાપર ખૂબ વીજળી પાડવા લાગી. કોઇ પણ ઠેકાણે બેસવાનું સ્થળ ન હોતું અને ખાવાને રોટલો પણ ન હોતો, તેવા વખતમાં મેં તને સંઘરીને અહીં રાખી હતી તે દિવસને યાદ કરઃ મેં તારી સાથે શી બુરાઇ કરી છે કે જેથી માત્ર સાત કે આઠ દિવસમાં જ તેં પોતાના પોતને પ્રકટ કર્યું ? હું ન હોતી જાણતી કે તું આવી કાળી અને ઝેરી નાગણ બની બેસીશ ! અરે ઓ શયતાનની દીકરી, તને મારો કાંઈ પણ ભય ન થયો ? હું કોણ છું એની પણ તને ખબર ન હોતી કે ? શું તને ખબર ન હોતી કે કેતકી કદાચિત્ છુપાઇને અમારી વાતો સાંભળશે તો મારી શી દશા થશે ? હું તો પ્રથમથી જ જાણતી હતી કે તારૂં આમની પાસે આટલા વખત સૂધી બેસવું ઉઠવું અકારણ નથી ! કાંઇક દાળમાં કાળું તો છે જ ! હું જો છુપાઇને આ વાતો ન સાંભળતી હોત, તો મને ક્યાંથી ખબર પડત કે તું આવી ઝેરી કટારી છે ! આવું સુંદર સ્વરૂપ અને આવું તારૂં મેલું મન ! હું તો એમ જ સમજતી હતી કે તું કોઈ મોટા કુલીન પુરુષની કુમારિકા છે અને કોઇ આપત્તિના કારણે આમ ભટકે છે તેથી જ તેને આશ્રય આપવો મેં ઉચિત ધાર્યો હતો ! મને શી ખબર કે તું મારી જ દુશ્મન થઇ બેસીશ ! મારૂં જ લૂણ ખાઇ મારા સર્વ ભેદોનો ભંડાર તેં ખુલ્લો કરી નાખ્યો ? ઠીક છે, ઓ ચાંડાલી ! હવે તને ખબર

પડશે કે કેતકી સાથે જુરાઈ કરવાનાં શાં ફળ મળે છે !"

એટલું બોલતાંની સાથે જ ચપળતાથી મહેન્દ્રની બગલમાં પડેલી તલ્વારને ઉપાડીને તેણે ઇન્દુના મસ્તકપર ઉગામી, પણ મહેન્દ્રે ઉછળીને તેનું કાંડું પકડી લીધું અને કાંડાને એટલું તો મરડી નાખ્યું કે તલ્વારનો કબ્જો તેના હાથમાંથી છૂટી ગયો. એ પછી તેને તેણે એક લાત પણ એવી મારી કે તેથી તે ધડાક દેતી જમીનપર પછડાઇ પડી અને જોરથી શોરબકોર કરવા મંડી ગઇ.

કેતકીનો પોકાર સાંભળતાં જ પચાસેક સિપાહીઓ હાથમાં નાગી તલ્વારો લઇને ત્યાં આવી લાગ્યા, અને તે એવી રીતે કે જાણે તેઓ સીડીપર તૈયાર થઇને જ ઊભા હોયની ! તેઓ કેતકીની આજ્ઞાની વાટ જોતા ઊભા રહ્યા.

તેમને જોઇને જ તત્કાળ મહેન્દ્રે તલ્વાર ઉપાડી લીધી અને તેમની ચેષ્ટાઓનું અવલોકન કરતો તે ઉભો રહ્યો. તે સિપાહીઓમાંના દશ તો ઇન્દુ અને પ્રભા તરફ લપક્યા અને બાકીના મહેન્દ્રની આસપાસ તેને ઘેરીને ખડા થઇ ગયા. જ્યારે તેઓ ઇન્દુ અને પ્રભાને દોરડાથી બાંધવા લાગ્યા, ત્યારે ઇન્દુએ આંખોમાં આંસૂ લાવીને મહેન્દ્ર પ્રતિ દૃષ્ટિપાત કર્યો અને કહ્યું કે: " પ્રાણનાથ, અત્યારે તો હવે હું જાઉં છું; પણ આપ રંભાને શોધવાનો પરિશ્રમ ન કરશો: કારણ કે, આપની દાસી અભાગિની રંભા હું પોતેજ છું; અને આ પ્રભા તે મારી વ્હાલી સખી તારા છે. મારી, કોઇ યોગ્ય પ્રસંગે, મારો આ ભેદ ખોલવાની, ઇચ્છા હતી; પણ હાય ! વિધાતા ! તેં મારી સઘળી આશાઓને ધૂળમાં મેળવી દીધી ! "

આ શબ્દો સાંભળતાંની સાથે જ મહેન્દ્રસિંહના શરીરમાં શૌર્ય વ્યાપી ગયું અને તેથી તેણે ગર્જના કરીને કહ્યું કે: "મારા જીવતાં રંભાને સતાવે, એવી કોની શક્તિ છે !" આટલું બોલતાં જ તે, જે સિપાહીઓ રંભા અને તારા અથવા ઇન્દુ અને પ્રભાને બાંધીને ત્યાંથી લઈ જવાની તૈયારીમાં હતા તેમના શરીરપર તલ્વાર સાથે એકદમ તૂટી

પડયો અને અત્યંત સ્ફૂર્તિ તથા ચપળતાથી તેણે બે સિપાહીઓનાં માથાં તત્કાળ ધડથી જૂદાં કરી નાખ્યાં. આવો મામલો જોઇને બીજા બધા સિપાહીઓ એક સાથે મળીને એકલા મહેન્દ્રપર ટૂટી પડયા.

એ સમયની મહેન્દ્રની વીરતા ખાસ કરીને જોવા લાયક હતી. જાણે વાઘ બકરાંના ટોળા વચ્ચે ઉછળતો હોયની ! એવી જ તેની અવસ્થા હતી. તેના શરીરમાં શત્રુઓના શસ્ત્રના ઘણા ઘા લાગ્યા અને જખ્મો થયા, છતાં તેથી જરા પણ ન ડગમગતાં જોતજોતાંમાં તેણે દશ જવાંમર્દ દુશ્મનોને કાપીને ધૂળ ચાટતા કરી નાખ્યા અને તેથી બાકીના બીજા સિપાહીઓની બધી હિંમત જહન્નમવાસિલ થઈ ગઇ. એટલામાં એક સિપાહીની એક જમીનપર પડેલી તલ્વારને ઉપાડીને કેતકીએ પાછળથી મહેન્દ્રસિંહના વાંસાપર વાર કર્યો, વાર થતાં મહેન્દ્રે મુખ ફેરવીને પાછળ જોયું અને તેવામાં એક સિપાહીએ તેના માથાપર તલ્વારનો એક એવો તો જોરાવર વાર કર્યો કે જેના યોગે તેની સમસ્ત શક્તિનો લોપ થયો અને તે ચક્કર-તમ્મર-ખાઇને ધડાક દેતો કે જમીનપર પછડાઇ પડયો-મૂર્ચ્છાગત અને અવાક્ થઈ ગયો.



## પ્રકરણ ૧૬ મું

### કેટલીક અદ્‌ભુત ઘટનાઓ



રંભાના ભ્રાતા વિજયસિંહનું શું થયું ? રંભા અને તારા અચાનક એ રાક્ષસી કેતકીના ગૃહમાં કેવી રીતે જઇ પડી ? મહેન્દ્રસિંહની હવે શી ગતિ થશે ? શૂરસેન અત્યારે ક્યાં અને શી ચિંતામાં હતો ? બિચારી મોહિની અને કાન્તા અત્યારે ક્યાં રઝળતી હશે ? રંભાના પોતાના પિતાના ગૃહમાંથી અચાનક અદશ્ય થવા પછી ત્યાં કેવો અને

કેટલો કોલાહલ થયો હશે ? મહેન્દ્રસિંહને શોધવામાટે તેનો મિત્ર માધવ બહાર નીકળી પડયો હતો, તે ક્યાં ગયો ? ઇત્યાદિ અનેક ઘટનાઓને જાણવામાટે પાઠકો તથા પાઠિકાઓ ઉત્સુક અને આતુર થઇ રહ્યાં હશે, એટલામાટે અમો મહેન્દ્રસિંહ, રંભા, તારા તથા કેતકીને એ જ દશામાં છોડીને એક બીજી દિશામાં પ્રયાણ કરીશું અને પાઠકવૃન્દને પ્રથમ માધવની કથા સંભળાવીશું.

મિત્ર મહેન્દ્રના શોધમાટે નીકળવા પૂર્વે માધવસિંહે શૂરસેનના મુખથી પોતાના મિત્રની વિપત્તિનો સર્વ વૃત્તાન્ત જાણી લીધો હતો; એટલું જ નહિ, પણ જે તહખાના—ભોંયરા—માં તેને કેદ કરી રાખવામાં આવ્યો હતો, તે તહખાનાનો પણ બરાબર પત્તો મેળવી લીધો હતો.

શૂરસેનથી વિયુક્ત થઇ કેટલાંક માણુસોને સાથે લઇ માધવ વનદેવીના મંદિરમાં આવી પહોંચ્યો અને ત્યાં દેવીના દર્શનથી નેત્રોને કૃતાર્થ કરી ઘણીક વાર સૂધી એક ધ્યાનથી દેવીની પ્રાર્થનામાં નિમગ્ન થઇ ગયો. ત્યાર પછી તેણે મંદિરમાંથી બહાર આવી પોતાના નિત્યના પોશાકને ઉતારી સાથે લાવેલા સાધુવેશને શરીરપર ધારણ કરી લીધો; શરીરપર માથાથી પગ સુધી વિભૂતિ ચોળી લીધી, લંગોટ કસીને તેમાં એક નાનકડી બેનાળી પિસ્તોલને ગોળી ભરીને છુપાવી રાખી અને કેટલોક વધારાનો દારૂગોળો પણ સાથે રાખી લીધો. ઉપરથી કાષાય રંગનો લાંબો ઝભ્ભો પહેરી તેણે હાથમાં એક લાંબો ચીપિયો લઇ લીધો અને પોતાના જેવોજ વેશ કરાવી માત્ર બે માણુસોને સાથે રાખી, બાકીનાં બધાં માણુસોને ઘર તરફ ફેરવી પ્રથમ તે ભોંયરા તરફ જવાનો માર્ગ લીધો કે જ્યાં આપણે આગળ જાણી આવ્યા છીએ તેમ શૂરસેનને કેદ કરી રાખવામાં આવ્યો હતો.

રાત્રિનો કેટલોક સમય વીતી ગયો હતો. જ્યારે એ ત્રણે મનુષ્યો વનદેવીના મંદિરમાંથી બહાર નીકળ્યા અને રવાના થયા, તે વેળાયે આકાશમાં ચંદ્રનો ઉદય થઇ ચૂકયો હતો અને તેની

મનોહર શીતલ ચંદ્રિકાનો સર્વત્ર વિસ્તાર થઇ ગયો હતો.

નિશાનો પ્રથમ પ્રહર વીતતાં સુધીમાં એ ત્રણે પુરુષો જે સ્થળે માધવનો શૂરસેન સાથે મેળાપ થયો હતો તે નદીના તીર-પ્રદેશમાં આવી પહોંચ્યા. માધવસિંહના બન્ને સાથીઓનાં નામ અનુ-ક્રમે જયસિંહ અને હરિસિંહ હતાં. એ બન્ને બહુ જ બહાદુર અને યુદ્ધવિદ્યામાં મહાકુશળ પુરુષ હતા. મહેન્દ્રસિંહના પિતા ઉદય-સિંહની સભામાં એ બન્નેની બહુ જ સારી પ્રતિષ્ઠા હતી અને જ્યારે યુદ્ધ આદિનો કોઇ પણ પ્રસંગ આવીને ઉપસ્થિત થતો હતો ત્યારે એ બન્નેની સલાહ અવશ્ય લેવામાં આવતી હતી. જયસિંહની અવસ્થા પચાસ વર્ષથી વધારે હતી અને હરિસિંહ કેવળ પચીસ વર્ષના વયનો દિલાવર અને બહાદુર તરુણ પુરુષ હતો.

જયસિંહે કહ્યું કે: "જુઓ, આકાશ વાદળાંથી ઘેરાતું જાય છે અને થોડી વારમાં જ વૃષ્ટિ થવાનાં ચિહ્નો સ્પષ્ટ દેખાય છે. આવા સમયમાં દૂરના માર્ગમાં વિચરવું યોગ્ય નથી; અહીં પાસે જ આપણી શિકારગાહ છે ત્યાં ચાલો, શિકારગાહનું તહખાનું પણ આજે સાફ છે એટલે ત્યાં જ છાવણી નાખીશું. જો વૃષ્ટિ થશે તો રાત્રિ ત્યાં જ વીતાડીશું અને નહિ તો આકાશની સ્વચ્છતા અને ચંદ્રિકાનો પ્રસાર થવા પછી જે સ્થાનમાં જવાનો આપણે નિશ્ચય કરી ચૂક્યા છીએ, તે સ્થાનના માર્ગને પકડી લઈશું."

માધવસિંહને તેનો એ વિચાર ગમ્યો અને તેમણે રાત્રિનો સમય તે શિકારગાહના તહખાનામાં જ વીતાડયો; કારણ કે, વૃષ્ટિ પ્રભાત થતાં સુધી અખંડ ચાલૂ હતી. બીજે દિવસે પ્રભાતમાં વૃષ્ટિ બંધ થયા પછી એ લોકો ત્યાંથી રવાના થયા. માધવસિંહે મનમાં વિચાર કર્યો કે: "પ્રથમ તો જ્યાં શૂરસેન બંદિવાન્ હતો ત્યાં જ જવું જોઇએ; કારણ કે, ત્યાં જવાથી જરૂર કાંઇ પણ વધારે પત્તો મળી શકશે."

માધવના મનમાં એ બાબતનો ભય ન હોતો કે, 'ત્યાં લૂટારા-

ઓનો મોટો સમુદાય હશે, એટલે અમો ત્રણ માણસથી તેમનો મુકાબલો કરી શકાશે કે કેમ ?' કારણ કે, એક તો એ ત્રણે વીરો પોતાનાં સાધન અને શક્તિમાં એવા તો પૂરા હતા કે દશવીસ માણસોને જોતજોતાંમાં નસાડી દેવાં એ તો તેમના માટે એક સાધારણ બીના હતી. બીજું માધવ કોઈ અવિચારી મનુષ્ય પ્રમાણે કેવળ બે પુરુષોને જ સાથે લઇને મહેન્દ્રના શોધમાં નીકળી પડયો ન હોતો; કિન્તુ પોતાનાં બીજાં કેટલાંક સાધનોને તૈયાર રાખ્યા પછી જ તેણે ઘરમાંથી પગ બહાર મૂકયો હતો. તેણે બીજી શીશી વ્યવસ્થા કરી હતી, તેના વર્ણનની અત્યારે અધિક આવશ્યકતા નથી. સમય આવતાં સર્વ ભેદ પોતાની મેળે જ પાઠકવૃન્દના જાણવામાં આવી જશે.

માર્ગમાં કોઇ જાણવા જેવી ઘટના બની નહિ અને એ ત્રિપુટી ચોથે દિવસે મધ્યાહ્ન સમયે ક્ષેમકુશળતાથી જ્યાં એક સમયમાં શૂરસેન બંદિવાન્ થઇને પડયો હતો તે તહખાનાની પાસે પહોંચી ગઇ. એ સ્થળે કોઇ મોટી કે નાની ઇમારત ન હોતી તેમ જ બીજી કોઇ એવી નિશાની પણ દેખાતી ન હોતી કે જેના યોગે અહીં જમીનમાં ભોંયરૂં હશે એવી કલ્પનામાત્ર પણ કરી શકાય. પરંતુ શૂરસેને તહખાનાવાળી જગ્યાને ઓળખવાની ચાવી બતાવી દીધેલી હોવાથી જ્યાં શૂરસેનને કેદી તરીકે રાખવામાં આવ્યો હતો તે તહખાનું આ જ છે, એમ માધવના જાણવામાં તત્કાળ આવી ગયું.

એ સ્થાનમાં એક બહુ જ વિશાળ અને પત્થરનો બાંધેલો કૂવો તેમના જોવામાં આવ્યો; તેની પાળ જમીનથી ત્રણ હાથ જેટલી ઉંચી હતી અને તેપર ચઢવામાટે ચારે તરફ પત્થરનાં પગથિયાં કરેલાં હતાં.

" આ તે જ કૂવો હોય એમ જણાય છે. " હરિસિંહે કહ્યું

" જેને શૂરસેને તહખાનાના દરવાજા તરીકે ઓળખાવ્યો હતો તે કૂવો આ જ છે, એમાં તો જરા પણ શક નથી. આ ચારે તરફનાં

પગથિયાંને સારી રીતે તપાસી જુઓ એટલે કોઇ પણ એક પગથિયાની બાજૂમાં એક દરવાજો મળી આવશે." માધવસિંહે જણાવ્યું

જયસિંહે પ્રથમ ચારે તરફ તપાસ કરી અને પછી એક પગથિયા પાસે ઊભા રહીને કહ્યું કે: "દરવાજા જેવું તો કાંઇ નથી, પણ અહીં દરવાજો હોય એવું એક ચિહ્ન જણાય છે. આપ જરા આમ આવો અને તપાસી જુઓ."

"શું ચિહ્ન છે ?" જયસિંહની પાસે જઇ જરાક તપાસ કરીને માધવે પૂછ્યું.

"અહીંની જમીન નરમ અને ભીની જણાય છે. હું ધારૂં છું કે, લૂટારાઓએ આ જગ્યાને છોડી દીધી છે અને આ દરવાજાને ઈંટોથી ચણી લઇ ઉપર ચૂનો ચઢાવીને બંધ કરી દીધો છે. જુઓ–" એમ કહી જયસિંહે પોતાના ચિમટાથી જરાક ખોદી એક ઈંટને ઊખેડીને પોતાના અનુમાનની સત્યતા સિદ્ધ કરી બતાવી.

"ત્યારે હવે છોડી દો. અહીં ખોદવું વ્યર્થ છે."

"નહિ; અહીં ખોદીશું તો તે વ્યર્થ થવાનું નથી. લૂટારાઓએ ભલે આ જગ્યા છોડી દીધી હોય, પણ અહીંની હીલચાલને જોવા તપાસવામાટે જરૂર કોઇ અહીં આવતું જતું તો હશે જ; કારણ કે, તેમના મનમાં દુર્જનના ફસાઇ જવાથી ડર પેદા થાય એ સ્વાભાવિક છે. મારો એવો અભિપ્રાય છે કે, આ દરવાજાને સાફ કરી નાખવો અને આ કૂવાપર જ છાવણી નાખીને આપણે બેસી રહેવું. એથી જ્યારે પણ કોઇ લૂટારો અહીંની હીલચાલ જોવા આવશે ત્યારે આ ભાગને ખોદેલો જોઇ તેના મનમાં અદ્દ્ભુત શંકા થશે અને તેની મુખાકૃતિ તથા કૃતિથી જ આપણે તેને લૂટારા તરીકે તત્કાળ ઓળખી શકીશું." જયસિંહે પોતાનો વિરુદ્ધ અભિપ્રાય દર્શાવ્યો.

"એક રીતે તમારો ઉપદેશ લાભકારક છે. વારૂ ત્યારે એમ જ કરો." માધવે અનુમોદન આપ્યું.

હરિસિંહ તથા જયસિંહે મળીને પોતાના મોટા મોટા ચીપિ-

ચાવડે ખોદીને તે દરવાજાને સાફ કરી નાખ્યો અને તેથી બારણું અને બંધ તાળું સ્પષ્ટ દષ્ટિગોચર થવા લાગ્યાં. દરવાજો વધારે મોટો ન હોતો, કિન્તુ એવો હતો કે, સારી રીતે નમ્યા વિના તેમાં કોઇ ભાગ્યે જ પ્રવેશ કરી શકે. જયસિંહે તે બંધ તાળાને પણ તોડી નાખ્યું.

"ચાલો ત્યારે એની અંદર શું છે તે ચાલીને જોઇએ." માધવે કહ્યું.

"આવો પ્રમાદ કૃપા કરીને કદાપિ ન કરશો." જયસિંહે ચેતવણી આપી.

"તેનું કાંઇ કારણ?" હરિસિંહે પૂછ્યું.

"એ જ કે, આપણે બધા અંદર ચાલ્યા જઇએ, બહાર અચાનક કોઈ લૂટારો આવી લાગે અને શંકાશીલ થઇ જો તે બહારથી દરવાજાને બંધ કરી દે, તો આપણે તો અંદરના અંદર જ સડી સડીને મરી જઇએ. આવું સાહસ કોઈ પણ પ્રકારે યોગ્ય નથી." જયસિંહે કારણ દર્શાવ્યું.

"આવી આવી સલાહો આપવામાટે જ અમો આપને આ પ્રસંગે અમારી જોડે લાવ્યા છીએ." માધવે કૃતજ્ઞતા દર્શાવી.

"વારુ; ત્યારે આપ બન્ને બહાર ઊભા રહો, હું એકલો જ અંદર જઇ આવું છું." હરિસિંહે કહ્યું.

"પ્રકાશ વિના અંદર જઇને શું જોશો વારુ? અત્યારે તો અંદર જવાનું રહેવા દો; પછી વળી સહુ થઈ રહેશે." જયસિંહે જણાવ્યું.

સંધ્યાકાળ થયો અને ત્રણે જણે, હવે શું કરવું જોઇએ, એ વિષયનો પૂર્ણ પરામર્ષ કરવા માંડયો.

હજી અંધકારનો પૂર્ણ વિસ્તાર થયો ન હોતો, એટલામાં એક ગામડિયો કૂવાની પાસે આવ્યો અને માધવસિંહને નમીને સલામ કર્યા પછી હરિસિંહ અને જયસિંહને પણ સલામ કરી અદબથી એક બાજૂએ ઊભો રહી ગયો.

"બોલો, શા સમાચાર છે? તમારા બીજા બધા સાથીઓ ક
છે ?" માધવસિંહે થોડી વારમાં જ સવાલ કર્યો.

'બધા આમતેમ ફેલાઇ ગયા છે. જ્યારે કાંઈ પણ પત્તો કોઇ
પણ મળશે; ત્યારે તેની ખબર લઇને તે આપની હુજૂરમાં આ કૂવ
પર જ આવી લાગશે" તે ગામડિયાએ જવાબ આપ્યો.

" તમો અહીં આવ્યા, તે કાંઇ પત્તો મેળવીને આવ્યા છો '
જયસિંહે પૂછ્યું.

" એ બાબતો મારો જોવામાં આવી છે." ગામડિયો બોલ્યો

" તે શી વારૂ ?,' જયસિંહે આતુરતા દર્શાવી.

" આપ લોકો તો ચક્કર ખાઇને અહીં આવ્યા અને હું સીં
ગયાજી તરફ ચાલ્યો ગયો. ત્યાંથી ફેલ્ગૂ નદીને પાર કરી હું પૂર્વ દિશા
ચાલ્યો; લગભગ ત્રણ ગાઉનો પંથ કાપ્યા પછી જંગલમાં એક મો
ઇમારત મારા જોવામાં આવી, હું તે તરફ લપકયો અને ત્યાં પહોં
તેની આસપાસમાં ગસ્ત લગાવા લાગ્યો." ગામડિયાએ પોતાની વા
કહેવા માંડી.

" હં– પછી ?" જયસિંહે પુનઃ વચ્ચે આતુરતાથી પૂછ્યું.

" જ્યારે રાત્રિનો સમય થયો, ત્યારે મારા જોવામાં આવ્યું
કેટલાંક માણુસો તે મકાનમાંથી બહાર નીકળ્યાં અને સીધા દક્ષિ
દિશામાં ચાલવા લાગ્યાં. હું પણ ત્યાંથી નીકળી ચક્કર ખાઇને તેમ
ટોળામાં મળી ગયો. તે લોકો કેટલીક લાશોને ઉપાડી લઇ જતાં હત
મારા મનમાં અચાનક વિચાર આવ્યો કે, વિનાકારણ એકદમ આટ
બધાં માણુસ મરી જાય, એ આશ્ચર્યકારક છે; અને તેથી એ મકાન
અવશ્ય કાંઇ પણ ખૂન ખરાબી થયેલી હોવી જોઇએ. અંતે મારૂં
અનુમાન સત્ય સિદ્ધ થયું. તે લોકો પોતપોતામાં ધીમા સ્વરથી
વાતો કરતા જતા હતા, તે બધી વાતો તો જો કે મારા સાંભળવા
ન આવી, તો પણ એટલું હું જરૂર જાણી શકયો કે, જે મકાનમાં
તે લોકો નીકળ્યા હતા તે મકાનમાં ગયાજીના જમીનદાર હજારીસિંહ

પુત્રી રહે છે. એ હુજારીસિંહે હાજીઓની લઢાઇમાં આપના પિતાને સહાયતા આપી હતી. જે લાશોને તેઓ ઉપાડી જતા હતા તે મહેન્દ્રસિંહના હાથે મરેલા તેમના સાથીઓની જ લાશો હતી." ગામડિયાએ પોતાનો વૃત્તાંત લગભગ પૂરો કરતાં કહ્યું.

"તેમના પરસ્પર વાર્તાલાપથી તમારો પૂરો નિશ્ચય થઇ ગયો કે તે મહેન્દ્રસિંહની તલ્વારથી માર્યા ગયેલાઓની જ લાશો હતી ?" જયસિંહે ભાર દઇને પૂછ્યું.

"જી હા–તેમનામાંનો એક બોલી ઉઠયો કે, 'મહેન્દ્રસિંહ ગમે તેવો પણ વિહાર દેશના પ્રતાપી તથા શૂરવીર રાજા ઉદયસિંહનો પુત્ર છે, જો તેને લાગ મળ્યો હોત, તો હજી બીજા પણ ઘણાકોને તેણે હમેશાની ઉંઘમાં સુવડાવી દીધા હોત !' આ સાંભળીને બીજો બોલ્યો કેઃ 'કેતકીએ મહેન્દ્રસિંહને જે કેદ કરી લીધો છે, તે પણ કેનકીના સંબન્ધમાં લાભકારક તો નથી જ. અત્યાર સુધી તો મેં ખાધેલા નમકની શર્ત પૂરી કરી છે, પણ હવે આપણાથી આવી માલિકની નોકરી બની શકે તેમ નથી !' એ ઉપરાંત બીજી પણ કેટલીક એવી વાતો મારા સાંભળવામાં આવી કે તેથી તે સઘળા મહેન્દ્રસિંહના હાથે જ મરાયા હતા એ વિષયનો મને બરાબર નિશ્ચય થઇ ગયો. પણ અફસોસ કે, છેવટે મહેન્દ્રસિંહ પોતે પણ ગિરફતાર થઇ ગયા !" ગામડિયાએ પૂર્ણાહુતિ કરી.

"ત્યારે તો મહેન્દ્રસિંહના પિતાશ્રીને પણ આ સમાચાર મોકલી દેવા જોઇએ." માધવસિંહે કહ્યું.

"અત્યારે એ સમાચાર મોકલવાની કશી પણ અગત્ય નથી." જયસિંહે પોતાનો સ્વતંત્ર અભિપ્રાય દર્શાવ્યો.

"કદાચિત્ આ સમાચાર અત્યાર પહેલાં ઉદયસિંહ મહારાજને મળી ચૂક્યા હોય, તો તેમાં પણ અજાયબી નથી." ગામડિયો બોલ્યો.

"હું પણ એ જ વિચાર કરું છું; કારણ કે, તેમની

નીતિરીતિ પણ સદા કુટિલા જ છે." જયસિંહે કહ્યું.

"વારૂ; ત્યારે અહીં વધારે વાર રહેવું હવે યોગ્ય નથી." માધવસિંહે નવીન વિચાર પ્રદર્શિત કર્યો.

"હા, ચાલો ત્યારે આપણે પણ ત્યાં જ ચાલીએ." એટલું બોલી જયસિંહે તે ગામડિયાને ઉદ્દેશીને કહ્યું કે: "હરિભાઈ, જુઓ; અમો તમોને બે ત્રણ કામ સોંપી દઇએ છીએ, તે કામો તમારાથી બની શકે તેટલી ઊતાવળથી પૂરાં કરી નાખજો."

"જેવી આજ્ઞા." હરિભાઇએ કહ્યું.

જયસિંહે તે હરિ જાસૂસ નામના ગામડિયાને કેટલીક વાતો સમજાવીને કહી દીધી અને ત્યાર પછી તે ત્રણે વીરો ત્યાંથી ઉઠીને કેતકીના મકાન તરફ જવાને રવાના થઇ ગયા.

* * * * *

હવે અમો વાંચકોને મહેન્દ્રસિંહ તથા કેતકીનો કેટલોક વૃત્તાન્ત જણાવીશું. જ્યારે કેતકીની શયતાનીયતનો ભેદ મહેન્દ્રના જાણવામાં આવી ગયો, ત્યારે તેને જ મોહિની તથા કાન્તાની પીડાનું કારણ જાણીને તેનાપર તેને બહુ જ કોપ ઉપજ્યો અને તેટલામાં વળી ઇન્દુ તથા પ્રભાના મુખથી રંભાના પ્રેમનો વૃત્તાન્ત સાંભળી તેના હૃદયની બીજી જ દશા થઈ ગઇ. રંભાને મળવા-માટેની તેની આતુરતા સીમાને ઉલ્લંઘી ગઇ. જ્યારે ગિરફતાર થતી વેળાયે ઇન્દુએ કહ્યું કે: "હું જ રંભા છું!" ત્યારે તો વળી તેની આંખોમાંથી ખૂન ટપકવા લાગ્યું અને તેના જોશમાં પોતાના જીવનની આશાને ત્યાગી તે કેતકીનાં માણુસોપર ભૂખ્યા વાઘ પેઠે તૂટી પડ્યો. પણ તે એકલો અને કેતકીના મદદગાર સાથીઓની સંખ્યા અનેકની હોવાથી કેટલાક પાપીઓને માર્યા પછી છેવટે તેને પોતાને પણ ગિરફતાર થવું પડ્યું.

હરામજાદી કેતકી, મહેન્દ્રસિંહ, રંભા અને તારાના લોહીની તરસી બની ગઇ. એ ત્રણેને કેદ કરી રાખીને તે કેટલાક દિવસ

સુધી મહેન્દ્રને સમજાવતી રહી અને કહેતી રહી કે: " મોહિની, કાન્તા અને રંભાના સ્મરણને ત્યાગી મારી જોડે લગ્નસંબન્ધ કરી લ્યો; એટલું જ નહિ, પણ મારા દેખતાં રંભાની ગર્દન કાપી નાખો એટલે તમને તરત તમારો છૂટકો મળી જાય તેમ છે." પણ મહેન્દ્ર તેની આવી નાલાયક હયવાનીયત ભરેલી માગણીને કેમ કરીને સ્વીકારી શકે વારૂ? આ માગણીનો તેણે ફક્ત ચુપકીદીથી જવાબ આપ્યો; અર્થાત્ તે કાંઇ પણ બોલ્યો નહિ. અંતે લાચાર થઇને કેતકીએ પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે: " બસ, આજ રાત્રે મહેન્દ્રસિંહ, રંભા તથા તારા ત્રણેનાં મસ્તકોને મારા પોતાના હાથે જ ધડથી જૂદાં પાડી હું મારા બળતા હૃદયને શીતલ કરીશ!"

બાલ્યાવસ્થાથી જ કેતકી રાક્ષસી પ્રકૃતિની અબળા હતી. આવી રીતે તેણે અનેક પુરુષોને પોતાના ફન્દામાં ફસાવીને પોતાના હાથે જ તેમનાં ખૂન કરી નાખ્યાં હતાં. જો કે હજી કેટલાક દિવસ સુધી મહેન્દ્રને સમજાવવાનો અને તેની જિન્દગીને લંબાવવાનો તેનો વિચાર હતો; પરંતુ " જો આ ભેદ રાજકર્મચારીઓના જાણવામાં આવી જશે, તો એને બદલે મારૂં માથું જ કપાઇ જશે." એ ભયથી તેણે મહેન્દ્રને પોતાના બંદિવાસમાં વધારે દિવસ જીવતો રહેવા દેવાની હિંમત ન કરી.

એક ચંદ્રિકાવિભૂષિત નિશાના સમયમાં તે અગાસીમાં બેઠી બેઠી બગીચાની શોભાને જોઇ રહી હતી, તેની સખીઓ પણ પાસે બેઠી હતી અને તેઓ તેને મહેન્દ્રના યૌવન તથા રૂપપર દયા કરીને મહેન્દ્રને છોડી દેવાનો ઉપદેશ આપી રહી હતી. પણ તેમની પ્રાર્થનાથી તે પાષાણહૃદયા પ્રમદાનું મન પીગળ્યું નહિ; તેણે મોઢું વંકાડીને બંદિવાન્ મહેન્દ્રને પોતા સમક્ષ લાવીને હાજર કરવાનો નાદિરશાહી હુકમ ફર્માવી દીધો.

જે મકાનમાં કેતકી વસતી હતી તે મકાન શહેરથી બહુ જ દૂર હતું, ત્યાંથી ગયાજી જતાં વચ્ચે ત્રણ ચાર ગાઉનો માર્ગ કાપવો

પડતો હતો અને આસપાસમાં બીજું કોઇ પણ ગ્રામ કે નગર ન હોતું. તે મકાનની ચારે બાજૂએ માઇલો સુધી જંગલ અને જંગલ જ વિસ્તરેલું હતું અને તે એટલે સુધી કે તે મકાન પાસે ભાગ્યે જ કોઇ વાર કોઇ અજ્ઞ મનુષ્ય આવી ચડતો હતો. અર્થાત્ ત્યાં કેતકી બહુ જ નિર્ભયતા તથા સ્વતંત્રતાથી રહીને પોતાનો સમય નાના પ્રકારના અશ્લીલ ભોગવિલાસોમાં વીતાડયા કરતી હતી.

મહેન્દ્રને જ્યારે કેતકી સમક્ષ લાવવામાં આવ્યો, ત્યારે કેતકીએ પોતાના હાથમાં તલ્વાર લઇને તેને ધમકાવવા તથા ડરાવવાનો આરંભ કર્યો; પણ એ જ ક્ષણે પૂર્વ દિશામાંથી આવતા ભયંકર કોલાહલને સાંભળી તે ત્યાં જ સ્તંભી ગઇ અને ઊભી થઇને શું છે તે જોવા લાગી. તેના જોવામાં આવ્યું કે, સેંકડો માણસો ગર્જના કરતા તેના મકાન તરફ આવી રહ્યા હતા જોતજોતાંમાં તે માણસોએ નજીકમાં આવીને ચારે તરફથી તે મકાનને ઘેરી લીધું. તે આવનારા મનુષ્યોની સંખ્યા પાંચ સોથી ઓછી તો ન હોતી જ.

કેતકીના સિપાહીઓએ તેમને રોકવાની ઇચ્છા કરી, પરંતુ પચાસ માણસ પાંચ સોને અટકાવી શકે, એ કેમ બને વારૂ ? અંતે આગન્તુક મનુષ્યોની આજ્ઞાથી તેમને પાછા હટી જવું પડ્યું

લગભગ એક સો મનુષ્યો હાથમાં નાગી તલ્વારો લઇને મકાનમાં ધુસી ગયા અને ત્યાં જે કાંઈ માલ અસ્બાબ તેમના જોવામાં આવ્યો તે બધો તેમણે લૂટી લીધો. એક પૈસાની ચીજ પણ તેમણે તે મકાનમાં બાકી રહેવા ન દીધી; અને તે એટલે સુધી કે કેતકી અને તેની સખીઓનાં શરીરપરનાં બધાં વસ્ત્રો અને અલંકારો પણ ઊતારી લીધાં. જતી વેળાયે તેઓ રોતી કકળતી રંભા તથા તારાને પણ પોતાની સાથે લેતા ગયા; પરંતુ દોરડાથી બાંધેલા મહેન્દ્રસિંહને તેઓ તેવી જ હાલતમાં ત્યાં જ છોડી ગયા. એ બધા આગન્તુકોનાં મોઢાં નકાબથી ઢાકેલાં હોવાથી તેઓ

કોણ હતા, ક્યાંથી આવ્યા હતા અને કેતકી સાથે તેમની શી અને ક્યારની શત્રુતા હતી, ઇત્યાદિ કાંઇ પણ કોઇના જાણવામાં આવી શક્યું નહિ.



## પ્રકરણ ૧૭ મું

### મહેન્દ્રનો છૂટકો



ગત પ્રકરણમાં વર્ણવેલા લૂટારાઓના આવવાથી અને ધનમાલ સાથે રંભા તથા તારાને પણ ઉપાડી જવાના તેમના ચમત્કારિક કાર્યથી કેતકીના મનની વિલક્ષણ દશા થઇ ગઇ. આવા સંકટમાંથી તે પોતે જીવતી રહી, એ જ તેનાં મહાભાગ્ય! 'કદાચિત્ તેઓ પાછા આવે અને કોઇ નવાં સંકટોની વૃષ્ટિ વર્ષાવે, તો?' એવા ભયથી તે ત્યાં રહેવાની હિંમત કરી ન શકી. મહેન્દ્રને તેવી જ હાલતમાં છોડીને તે પોતે નીચે ઊતરી આવી અને "જેની મારી જોડે આવવાની ઇચ્છા હોય, તે ચાલવાને તૈયાર થાય. અહીં આ મકાનમાં હવે એક ક્ષણમાત્ર પણ રહેવાની મારી ઇચ્છા નથી!" એમ કહેતી દરવાજામાંથી બહાર નીકળીને ઉભી રહી.

તેની સખીઓ તથા બે ચાર સિપાહીઓએ તો તેની સાથે જવાની તૈયારી કરી, અને બાકીના બધાએ પોતાને મનગમતો રસ્તો લઇ લીધો; કારણ કે, કેતકીના સ્વભાવ તથા વર્ત્તનથી બહુધા સર્વ જન અસંતુષ્ટ હતા, છતાં અન્યત્ર આટલા પગારની આશા ન હોવાથી અને તેમની હાલત ગરીબ હોવાથી તેઓ લાચારીથી જ એ રાક્ષસીની સેવાને વળગી રહ્યા હતા.

સર્વના ચાલ્યા જવાથી કેવળ મહેન્દ્રસિંહ એકલો જ તે

મકાનમાં રહી ગયો, અને તે પણ વળી એવી અવસ્થામાં કે તેનાથી ક્યાં પણ જઇ કે કાંઇ પણ કરી શકાય તેમ ન હોતું; કારણ કે, કેદી પ્રમાણે તેના હાથ પગ મજબૂત રસ્સીથી જકડેલા હતા. તે મકાન ચારે તરફ ફેલાયલા અરણ્યના મધ્યમાં તો હતું જ, એટલે તેમાં વળી આ નિર્જનતાના આવી મળવાથી તો મોટો ગજબ જ થઇ ગયો. રંભાના વિયોગે તો તેને કાળનો જ સાક્ષાત્કાર કરાવી દીધો; કારણ કે, તે બિચારી મહેન્દ્રના દેખતાં નિર્દય લૂટારાઓના હાથમાં જઇ પડી હતી.

"ત્યારે શું તેઓ લૂટારા હતા ? નહિ; જો તેઓ લૂટારા જ હોત તો કેવળ ધનમાલ સાથે જ મતલબ રાખત; રંભા અને તારાને તેઓ શામાટે ઉપાડી ગયા હશે ? કદાચિત્ સ્ત્રીઓને પણ તેઓ ધન સંપત્તિ જ માનતા હોય અને તેમને પણ વેચીને રૂપિયા વસૂલ કરવાની તેમની નીયત હોય તો કોણ જાણે ! પણ નહિ; જો તેમ હોત, તો તેઓ કેતકીને શામાટે પાછળ મૂકી જાત વારૂ ? વળી કેતકી ઉપરાંત તેની બધી રૂપાળી સખીઓ પણ આ મકાનમાં જ હાજર હતી, તેમને પણ તેઓ લઇ જાત ! અર્થાત્ તેમના આ વર્તનથી સ્પષ્ટ જણાય છે કે, કેવળ રંભા તથા તારાને જ ઉપાડી જવામાં અવશ્ય તેમનો કોઇ ખસ હેતુ હોવો જોઇએ. હાય, રંભાના સત્ય પ્રેમે તો વળી મને વધારે વિડંબનામાં નાખી દીધો; તે બિચારીએ મારામાટે કેટલી બધી આફતોમાં પોતાની જાનને ફસાવી ! માતા પિતાને ત્યાગી પોતાના શરીર અને પ્રાણની શુદ્ધિને પણ વિસારી દીધી; પોતાના દેશ તથા બંધુજનોને ત્યાગી દઇને મારા શોધમાટે ઘરમાંથી બહાર નીકળી પડી અને ગમે તે રીતે મને મેળવવાના ભાગ્યને તે પ્રાપ્ત કરી શકી; પણ હાય રે દુર્ભાગ્ય, તેં વચ્ચે આવીને એક નવો ખૂટો ઉઠાવ્યો. અત્યારે તે અનાથ અબળા કોણ જાણે કેવી ભયાનક આપત્તિમાં પોતાનો કાળ વીતાડતી હશે ! "

આવા પ્રકારના વિચારોને મનમાં લાવીને મહેન્દ્ર પોતાની આંખોમાંથી આંસુની ધારા વર્ષાવી રહ્યો હતો અને થોડી થોડી વારે દીર્ઘ નિઃશ્વાસ નાખીને પોતાના શોકથી બળતા હૃદયને શાંત કરવાની ચેષ્ટા કરતો હતો. પણ એમ કાંઇ શાંતિ મળી શકે છે ? જેમ જેમ આકાશમાંની તારાઓ મંદ થતી જતી હતી, તેમ તેમ તેના હૃદયમાંની વેદના પણ વધતી જતી હતી. અંતે ઉષઃકાલિક મૃદુ શીતલ વાયુની લહરી વાવા લાગી. પ્રભાતનો સમય થતાં જાણે મહેન્દ્રના દુઃખને ન દેખી શકવાથી તારાઓએ પણ પોતાનું મુખ છુપાવી લીધું હોયની ! તેવો જ ભાસ થવા લાગ્યો અને અલ્પ સમયમાં જ શોકની સેનાનો લાલ ઝુંડો પૂર્વદિશાગત આકાશભાગમાં દૃષ્ટિગોચર થવા લાગ્યો.

હજી સૂર્યનો સંપૂર્ણ ઉદય થયો ન હોતો, એટલામાં ચિંતાના ઘોર અરણ્યમાં અટવાતા મહેન્દ્રસિંહનાં કર્ણોમાં કોઇના આવવાનો અવાજ આવી અથડાયો અને પાછું વાળી જોતાં ત્રણ સાધુઓ તેના જોવામાં આવ્યા કે જેમાંનો એક વયમાં તરુણ હતો.

તે તરુણ સાધુએ દોડીને મહેન્દ્રના હાથ પગમાંની રસ્સીને ખોલી નાખી અને તેને ગળે બાઝીને તે રડવા લાગ્યો. મહેન્દ્રસિંહ પણ પોતાના અશ્રુપ્રવાહને રોકી ન શક્યો; કારણ કે, તેના શોણિતે જોશમાં આવીને તેને જણાવી દીધું કે: 'આ તારો મિત્ર માધવ છે અને ઘણા કાળથી તારા શોધમાટે ભટક્યા કરે છે !' થોડીવાર પછી તેઓ આલિંગનબંધનથી મુક્ત થયા અને તેમની વચ્ચે નીચે પ્રમાણેનો વાર્તાલાપ થવા લાગ્યો;—

"બંધો, તમોએ તો અમો બધાને એકદમ ત્યાગી જ દીધા !" માધવે કહ્યું.

"શું બોલું ! અફસોસ મારા હાથે એ ઘણીજ મોટી ભૂલ થઇ ! !" મહેન્દ્રે શોક પ્રદર્શિત કર્યો.

"હશે; જે થવાનું હતું તે થયું, પણ હવે ઘેર ચાલો."

માધવે પ્રાર્થના કરી.

"હવે હિંમત અને મર્દાનગી સાથે કોઇની સાચી પ્રીતિએ મને ઘેર ચાલવાને લાયકનો રહેવા દીધો નથી. જ્યાં સુધી તમો મારો વૃત્તાંત સાંભળો ; નહિ, ત્યાં સુધી મારા વિષયમાં તમો કાંઇ પણ અભિપ્રાય ,દર્શાવી શકો તેમ નથી જ ! " મહેન્દ્રે માર્મિક શબ્દોમાં પોતાની પ્રતિકૂલતા દર્શાવી

' તમો શૂરસેન અને બે અબળાઓને નદીતીરે છોડી બીજી નૌકા ભાડે રાખવા ગયા હતા, ત્યાં સુધીનો આપનો વૃત્તાંત મારા સાંભળવામાં આવી ગયો છે. તે પછીનો વૃત્તાંત મારા જાણવામાં નથી. " માધવસિંહ બોલ્યો.

" આ વાર્તા તમને કોણે જણાવી ?" મહેન્દ્રે આશ્ચર્યથી પૂછ્યું.

"શૂરસેને." ઉત્તર મળ્યું.

"ત્યારે શું શૂરસેન પાછો ઘેર પહોંચી ગયો ! ત્યારે તો તે બે અબળાઓ પણ તેની સાથેજ ત્યાં આવી હશે ?" મહેન્દ્રે પૂછ્યું.

" જી નહિ: તે બન્ને અબળાઓ અને શૂરસેન, લૂટારાઓના છટકામાં સપડાયાં હતાં: શૂરસેન તો છૂટયો, પણ તે અબળાઓની શી અવસ્થા થઇ, તે વિશે હું વધારે કાંઇ પણ જાણતો નથી. હવે આપ ઘેર પધારો; હું ગમે તે પ્રયત્ને તે બન્ને અબળાઓનો પત્તો પણ જરૂર મેળવીશ." માધવસિંહે આશ્વાસન આપ્યું.

" જો મારા મનમાં અત્યારે માત્ર તે બે અબળાઓ વિશેની જ ચિંતા હોત તો આ ક્ષણે જ હું તમારી સાથે ઘેર તરફ, આવવાને તૈયાર થઇ જાત; પરન્તુ મને તો હું જે ક્ષણે ઘરને છોડી નાઠો હતો તે ક્ષણની સ્મૃતિએ અત્યારે મારી નાખ્યો છે. રંભા પોતાના સમયની અદ્વિતીય પતિવ્રતા પ્રમદા છે, એની મને સ્વપ્નમાં પણ કલ્પના ન હોતી !" મહેન્દ્રે ઉદ્ગાર કાઢયા.

"ખરેખર રંભા એવી જ હતી. આપના ચાલ્યા જવા પછી તેના પિતાનો કોઇ બીજા પુરુષ સાથે તેને પરણાવી દેવાનો વિચાર હતો; પરંતુ પિતાની એ ઇચ્છાને રંભાએ માન્ય ન કરી અને કદાચિત્ તે બળાત્કારે તેને ન પરણાવી દે, એટલામાટે તે કોણ જાણે ક્યાં ભાગી ગઇ ! અફસોસ ! !" માધવસિંહે પણ તેવો જ ખેદ દર્શાવ્યો.

"મારા મનમાં પણ જે ખેદ થાય છે તે એ જ કે રંભા કેવળ મારામાટે જ ઘરમાંથી નીકળીને નાઠી અને મને મળી પણ ખરી; છતાં દુર્ભાગ્યે આવીને અમને બીજી વાર પણ વિખૂટાં પાડી દીધાં !"

આ ઉદ્‌ગાર કાઢ્યા પછી મહેન્દ્રે પોતાનો સમસ્ત વૃત્તાંન્ત માધવને કહી સંભળાવ્યો. એ સાંભળીને તેની છાતીમાં પણ જુસ્સો ઉભરાઈ આવ્યો અને તે મહાગંભીર સ્વર તથા ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે;—

"મિત્રવર્ય, હવે સારી રીતે મારા જાણવામાં આવી ગયું કે બિચારી રંભાપર આ જુલ્મ કરનારો કોણ છે અને અત્યારે રંભા ક્યાં હોવી જોઇએ, એ પણ મારી કલ્પનામાં આવી ગયું છે. હવે હું આપને ઘેર જવાનો ઉપદેશ આપવાનો નથી તેમ જ જ્યાં સુધી રંભાનો સંકટમાંથી છૂટકો ન થાય, ત્યાં સુધી હું પોતે પણ ઘરનું નામ લેવાનો નથી. શું આપણા જીવતાં જ રંભાને કોઇ બીજો પુરુષ લઇ જશે ? જે દિવસે આપણા ઘરમાં વસતી રંભાને હું ભાભી કહીને બોલાવીશ, તે દિવસે જ પોતાને મર્દ અને દુનિયામાં મોઢું બતાવવાને લાયક સમજીશ ! હવે આપ ઉઠીને ઊભા થાઓ અને મારી જોડે ચાલો. આ મામલાના સંબંધમાં હું જે કાંઇ પણ જાણું છું તે સર્વ આપને માર્ગમાં કહી સંભળાવીશ. આપ એ ન જાણશો કે, હું માત્ર આ હરિસિંહ અને જયસિંહ બે જણને જ સાથે લઇને નીકળ્યો છું; હું મારા પૂરા બંદોબસ્તથી આવ્યો છું અને

તેથી હું જે કાંઇ પણ કરીશ અથવા કરવાને સમર્થ છું તે પોતાની મેળે જ આપના જોવામાં આવી જશે."

પોતાના ભ્રાતા તુલ્ય મિત્રના આ આશ્વાસનથી મહેન્દ્રના હૃદયમાં બહુ જ ધૈર્ય આવ્યું અને તેની સાથે જવામાટે ઉઠીને તે ઊભો થઇ ગયો.

કેતકીના મકાનમાં એક મોટો તબેલો પણ હતો અને તેમાં સારા ઘોડા મૌજૂદ હતા. મહેન્દ્રસિંહ, માધવસિંહ, જયસિંહ અને હરિસિંહ એ ચારે જણ ચાર ઘોડાપર સવાર થયા અને મહાવેગથી એક વિશિષ્ટ દિશામાં જવાને રવાના થઇ ગયા.

---

## પ્રકરણ ૧૮ મું
### નવી બાજી

---



પટનાથી પૂર્વ દિશામાં સાલિગ્રામી નદીના પરતીર પ્રાંતમાં 'હાજીપુર' આબાદ છે. અત્યારે તો તે એક સારા કસ્બા સમાન દેખાય છે, પરંતુ પ્રસ્તુત નવલકથામાં જે સમયનું ચિત્ર આલેખવામાં આવ્યું તે સમયમાં તે એક નાનકડા અને શોભીતા નગર પ્રમાણે શોભતું હતું. ગંડકીના કિનારાપર એક નાનકડો પણ સંગીન અને મજબૂત કિલ્લો પણ હતો અને તેમાં ત્યાંનો રાજા દૌલતસિંહ વસતો હતો. પૂર્વે તે હાજીપુરના નામાંકિત જમીનદારોમાંનો એક જમીનદાર હતો, પરંતુ પછીથી પોતાની ચાલાકી અને બહાદુરીના બળથી તે ત્યાંનો રાજા બની બેઠો હતો. તેના પુત્ર પ્રતાપસિંહ જોડે રંભાનો લગ્નસંબંધ થવાનો હતો અને એ કારણથી જ બિચારી રંભા પોતાના પિત્રાઈ ભાઇ વિજયસિંહ તથા તારાને સાથે લઇ પિતાના ગૃહને ત્યાગી બહાર નીકળી ગઇ હતી.

એ સર્વ વાર્તાને માધવસિંહ સારી રીતે જાણતો હતો અને તેથી તેનો નિશ્ચય થઇ ગયો હતો કે, કેતકીના મકાનને લૂટીને રંભા તથા તારાને હરી જનાર અવશ્ય રાજા દૌલતસિંહનાં માણસો જ હોવાં જોઇએ. માર્ગમાં ચાલતાં ચાલતાં સંક્ષેપમાં આ સર્વ વૃત્તાન્ત માધવસિંહે મહેન્દ્રસિંહને જણાવી દીધો અને તે સાથે પોતાના સંશયનો હેતુ પણ પ્રદર્શિત કરી દીધો.

"તમારૂં અનુમાન સર્વના યથાર્થ છે. હવે મારો પણ નિશ્ચય થયો છે કે આ કુકર્મ દૌલતસિંહ વિના બીજા કોઇનું હોઇ શકે નહિ. પણ આશ્ચર્ય એ જ છે કે તેને આ બધો પત્તો ક્યાંથી અને કેમ કરીને મળી શક્યો !" મહેન્દ્રસિંહે આશ્ચર્ય બતાવીને કહ્યું.

"કોઇ પણ પ્રકારે આ બધો ભેદ તેના જાણવામાં આવ્યો હશે; અને તેણે પોતાના જાસૂસોને ચારે દિશામાં દોડાવ્યા હશે; આપ માત્ર એટલો જ વિચાર કરી જુઓ કે આ તરફ દૌલતસિંહ વિના બીજો કોઇ એવો કયો બળવાન્ પુરુષ છે કે જે આટલું બધું કરી શકે ?" માધવસિંહે કહ્યું.

"એમાં તો લેશમાત્ર પણ શંકા નથી કે, આ કામ તેનું જ છે." મહેન્દ્રે અનુમતિ દર્શાવી.

"એટલામાટે જ અત્યારે આપણે હાજીપુરની દિશામાં પ્રયાણ કરીએ છીએ. હજી તેઓ વધારે દૂર તો નહિ જ નીકળી ગયા હોય !" માધવે જણાવ્યું.

એ ચારે મનુષ્યો મધ્યાહ્ન થતાં સુધી ઘોડાઓને દોડાવતા આગળ અને આગળ વધતા જ રહ્યા; પરંતુ જ્યારે સૂર્યના તાપની પ્રખરતા બહુ જ વધી ગઇ, ત્યારે તેમણે કોઇ સ્થળે વિશ્રાંતિ લેવાનો અને થાકેલા તપેલા અશ્વોને શાંત કરવાનો વિચાર કર્યો. તેઓ ચારે બાજૂએ પોતાની તીવ્ર દૃષ્ટિને દોડાવવા લાગ્યા. સડકની જમણી બાજૂએ કેટલાક અંતરપર આંબાની એક વાડી હતી અને

તેમાં કેટલાક લશ્કરી માણુસો ઊતરેલા હતા, કેટલાકો ઘોડાપર ચઢીને આમ તેમ ઘૂમી રહ્યા હતા અને વૃક્ષોને ભેદીને ઉપર ચઢતા ધૂમાડાથી અનુમાન કરી શકાતું હતું કે કેટલાક રસોઈ બનાવવાના કામમાં પણ રોકાયલા હતા. માધવસિંહે કહ્યું કે: “આપણે જેમની તલાશમાં છીએ, તે લોકો બહુધા આ વાડીમાં જ આવીને ઊતરેલા છે.”

“તમો ત્રણે જણ સાધુના વેશમાં તો છો જ, એટલે એક જણ ઘોડાને છોડીને જાય અને એનો પત્તો મેળવી આવે તો શું ખોટું છે?” મહેન્દ્રે કહ્યું.

માધવે હરિસિંહને સંબોધીને કહ્યું કે: “ઘોડાને અહીં જ છોડી દો અને જઇને જોઈ આવો કે એ લોકો તેઓ જ છે કે બીજા કોઇ?”

“જેવી આજ્ઞા;” હરિસિંહે આજ્ઞાને મસ્તકે ચઢાવી.

સડકની કિનારપર પીપળાનું એક વિશાળ વૃક્ષ હતું, તેની નીચે તે ત્રણે જણુ ઉભા રહી ગયા. હરિસંહે પોતાના ઘોડાને પીપળાના થડ સાથે બાંધી દીધો અને મોટા ચીપિયાને હીલવતો પોતે તે વાડીની તરફ ગયો ને થોડી વારમાં પાછો આવીને કહેવા લાગ્યો કે: “એ તે લોકો જ છે, તેમની સાથે બે મ્યાના પણ છે અને તેમાંથી રડવાનો અવાજ આવ્યા કરે છે.”

“ત્યારે હવે તમારો શો વિચાર છે?” મહેન્દ્રે માધવને પૂછ્યું.

“લડાઈ વિના તો કાંઈ થવાનું જ નથી અને આપણી પાસે સારા છુરા આદિ નથી. માત્ર સાધુના વેશની ભજવણી કરવામાટે રાખેલા આ ત્રણ મોટા મોટા ચીપિયા મોજૂદ છે; પરંતુ આપની પાસે તો એવો એક ચીપિયો કે ડંડો સુદ્ધાં પણ નથી. કેતકીના મકાનમાં આ લુટારાઓએ એવું કોઇ હથિયાર છોડ્યું જ ન હોતું, નહિ તો ત્યાંથી આપણે ઘોડા લીધા તેમ હથિયાર પણ લઇ શકત.

હવે તો લડાઇની તૈયારી કરવામાટે આપણે બીજો પણ એક દિવસ—આવતી કાલ સૂધીનો સમય—શાંતિમાં વીતાડવો જ જોઇએ." માધવ બોલ્યો.

"આવતી કાલ સૂધીમાં આપણે શો બંદોબસ્ત કરી શકીશું ?" મહેન્દ્રે કાંઇક શંકા દર્શાવી.

"બંદોબસ્ત કરવામાં કશી પણ અડચણ આવે તેમ નથી. મેં આપણા ઘણાક લશ્કરી માણસોને આપણી સાથે મળવામાટે કેટલીક ખાસ નિશાનીઓ આપીને ચારે તરફ ફેલાવી દીધા છે અને તેમાંના થોડા ઘણા લોકો અહીં આસાનીથી એકઠા થઈ શકે તેમ છે." માધવે કહ્યું.

"જ્યારે એમ જ છે, તો પછી વિલંબ કરવાની આવશ્યકતા જ શી છે વારૂ ?" મહેન્દ્રે આતુરતા બતાવી.

"જયસિંહ, ત્યારે તમો એકદમ ઘોડો દોડાવતા ચાલતા થાઓ અને આપણા સિપાહીઓને એકઠા કરો. જ્યાં આપણો એક અડ્ડો આપણે કાયમ કર્યો હતો તે ટેકરી પણ અહીંથી કાંઇ વધારે દૂર તો નહિ જ હોય !" માધવે આજ્ઞા કરી.

'આઠ ગાઉનો ફાસલો કાંઇ જેવો તેવો નથી. એ જ વિચારથી મેં આપને જણાવ્યું હતું કે, એક દિવસને માટે ધૈર્ય રાખવું સારૂં છે. વારૂ, ત્યારે આપ એક કામ કરજો. હું તો બંદોબસ્ત કરવા જાઉં છું, પણ આપ ત્રણે જણ લપાતા છુપાતા આપણા એ દુશ્મનોની પાછળ પાછળ ચાલ્યા જાઓ. આવતા કાલે એ લોકોને પુનપુના નદીને ઉલ્લંઘવાનો પ્રસંગ પ્રાપ્ત થવાનો જ; કારણ કે, નદી એમના માર્ગ વચ્ચે જ આવેલી છે અને આજકાલ નદીમાં પાણીનું જોર બહુ જ વધારે છે; એટલે નૌકા વિના નદીપાર પહોંચી શકાય તેમ નથી. અર્થાત્ આવતી કાલે રાતે એ લોકો જરૂર નદીતીરે છાવણી નાખશે અને પ્રભાત થવા પછી જ નદીપાર જશે. ત્યાં માત્ર એક જ નૌકા હોવાથી એ લોકો કોઈ પણ રીતે ઉતાવળ કરી શકે

તેવો સંભવ છે જ નહિ." જયસિંહે પરિસ્થિતનું દર્શન કરાવ્યું.

"બહુ સારૂં; તમારા સમસ્ત આશયને હું સારી રીતે સમજી ગયો. હવે તમો યોગ્ય બંદોબસ્ત કરીને ત્યાં જ આવી પહોંચજો. અમો ચાલીએ છીએ." એ પ્રમાણે ઉત્તર આપીને માધવસિંહે હરિસિંહને ઉદ્દેશીને કહ્યું કે: "કેમ હરિસિંહ, જેમને તમો હમણાં જ જોઇ આવ્યા તે લોકોની સંખ્યા કેટલી હશે વારૂ ?"

"ચારથી પાંચ સોની લગભગમાં." હરિસિંહે જણાવ્યું.

"ઠીક છે; જયસિંહ, જો તમને પચાસ માણસ પણ મળે, તો તેમને લઇને ઝટ પાછા આવજો–જોજો તો ખરા, આપણી એક તલ્વાર દશ દશ દુશ્મનોની ગર્દનો છટકાવીને જ આરામ લેશે !" માધવે કહ્યું.

"એ વિશે બે અભિપ્રાય છે જ નહિ." જયસિંહે ઉદ્ગાર કાઢયો.

"ખયર; જેટલા મળી શકે તેટલા માણસોને લઈ આવો. એમ તો આપણા પણ ઘણા માણસો આમ તેમ વિખરાયલા છે, છતાં પ્રસંગે જેટલા મળી જાય તેટલા જ સંપૂર્ણ છે." માધવસિંહે બેપરવાઇ બતાવી.

"વારૂ ત્યારે હું રજા લઉં છું." જયસિંહ જવાને તૈયાર થયો.

"જાઓ; વિજય કરો." માધવસિંહે આનંદથી આજ્ઞા આપી. જયસિંહ તત્કાળ ત્યાંથી ચાલતો થઇ ગયો.



# પ્રકરણ ૧૯ મું

## રંભા ક્યાં ગઇ ?

---



પુનપુના નદી બાંકીપુરથી દક્ષિણે ચાર ગાઉપર ગયાજી જવાના માર્ગમાં આવેલી છે. એ પુનપુના નદીના તીરપ્રાંતમાં જ એક મેદાનમાં તે લશ્કર છાવણી નાખીને પડ્યું હતું કે જેનાપર મહેન્દ્રસિંહ તથા માધવસિંહે આજે છાપો મારવાનો નિશ્ચય કર્યો હતો. એ લશ્કરના અહીં આવી પહોંચવાને હજી તો એક કલાક જેટલો વખત પણ થયો ન હોતો અને તેથી રાત્રિના પ્રથમ અંધકારની છટા છવાયા છતાં પણ હજી લશ્કરી સિપાહી નિશ્ચિન્ત થયા ન હોતા. સર્વને ખાનપાનની ચિન્તા પડી હતી. કોઇ જમીનને ખોદીને ચૂલો બનાવતો હતો, તો કોઇ આમ તેમથી સૂકાં લાકડાં વીણી લાવતો હતો; કેટલાક માણુસો દીવાસળીના શોધમાં ગામ તરફ લપક્યા હતા અને કેટલાકો મોદીને પકડી પાડવાને દોડાદોડ કરી રહ્યા હતા. એ સ્થળે કેવળ એક જ ઇજારદાર નાવિકની ઝુંપડી જોવામાં આવતી હતી. મોદીની કે કંદોઇની દુકાનનું નામનિશાન પણ જોવામાં આવતું ન હોતું; અર્થાત્ ખાનપાનની કોઈ પણ વસ્તુ ત્યાં મળી શક્તી ન હોતી. નદીપાર એક ગામ હતું ને ત્યાં જ ખાનપાનની ચીજો મળવાની શક્યતા હોવાથી સર્વ જનો પાર ઊતરી જવાને બહુ જ ઉતાવળા થઈ ગયા હતા. વર્ષાઋતુ હોવાથી આ ચોમાસૂ નદીમાં પાણી પણ અતોનાત આવેલું હતું, અને કેવળ એક નાનકડી નૌકા વિના પાર જવાનું બીજું એક પણ સાધન ન હોવાથી ઘાટપર માણુસોનો મેળો ભરાઈ ગયો હતો અને કૂદી કૂદીને પ્રથમ નૌકામાં ચઢી જવાને સર્વ જનો એકસરખા આતુર થઇ રહ્યા હતા.

પાંચ સો માણસોની ભીડ કાંઇ ઓછી નથી હોતી; આટલા બધા માણસોને ખાનપાનની સામગ્રી પુરી પાડવાનું કામ બે ત્રણ મોદીને માટે ભારી થઈ પડે એ સ્વાભાવિક જ છે. એટલે એથી ગામમાં પણ જ્યાં જુઓ ત્યાં હુજ્જત અને તકરાર જ ચાલતી જોવામાં આવતી હતી. જમીનદાર અને ખેડુતોનાં ઘરપર આવીને લોકો ધામધૂમ કરી રહ્યા હતા. “ અરે પણ લોટ હોય તો લોટ જ આપી દ્યો ને ! કેવળ ચોખા હોય તો ચોખાથી પણ કામ ચાલી જશે. ચણા હોય તો ચણાથી જ દિવસ કાઢીશું. જે લેવી હોય તે કીમત લઇ લ્યો અને આપો; નહિ તો બળાત્કારે લૂટી જઇશું અને તમો મોઢું તાકતા રહી જશો ! ” આવી આવી વાતોને સાંભળી જમીંદાર ઠાકોરો પણ ભાનભૂલ્યા થઇ ગયા હતા, જેનાથી જે આપી શકાય તે, તે આપતો હતો અને હાથ જોડતો હતો, છતાં કોઈ પણ પ્રકારે કોલાહલમાં ઘટાડો થતો ન હોતો.

રાત્રિનો એક પ્રહર જતાં સુધીમાં તો પાંચ સોમાંના લગભગ ચાર સો માણસો તો સામે તીર ઊતરી ગયા અને આસપાસનાં બે ગામોમાં તેઓ ફેલાઇ ગયા. માત્ર સો માણસો ઉપર કહેલા મ્યાનાઓની રક્ષા કરતા તેમને ઘેરીને બેસી રહ્યા હતા કે જે મ્યાના-ઓમાં બિચારી રંભા અને લાગ પોતાના દુઃખની ઘટિકાઓ ગણતી બેઠી હતી. તેમનાં ખાનપાનની સામગ્રી તેમના સંગી સાથી લાવવાના હતા. તેમની સંભાળમાં ખામી ન આવે એટલામાટેજ ખાસ સો માણસો તેમની તહનાતમાં રહેલા હતા. પણ એ હુલ્લડમાં એ પાંચ સો માણસોનો સરદાર કોણ હતો, તે કોઇના જાણવામાં આવી શકતું ન હોતું.

ત્યારે શું મહેન્દ્ર અને માધવ બન્ને એ જ વિચારમાં હતા કે એ પાંચ સો માણસોમાંના ઘણાખરા પોતપોતાના કામમાટે આમતેમ વિખરાઇ જાય, એટલે પછી બાકી રહેલા થોડાક સિપાહીઓપર અચાનક હલ્લો લઇ જવો ? હા; તેઓ એવા જ

વિચારમાં હતા જુઓ ચાળીસ ઘોડેસવારોને સાથે લઇને તે બન્ને મિત્રો દક્ષિણ દિશામાંથી વીજળીના વેગે અશ્વોને દોડાવતા ચાલ્યા આવે છે. તેમણે જોતજોતાંમાં તે મ્યાનાઓ પાસે પહોંચીને તલ્વારોને દુશ્મનોના લોહીથી તૃપ્ત કરવાનો આરંભ કરી દીધો.

બિલકુલ બેખબર બેઠેલા સો માણસો આવી હાલતમાં શું કરી શકે વારૂ ? અડધી ઘડીમાં જ તેમનામાંના પચાસ કરતાં વધારે માણસો તો માર્યા ગયા અને બાકીના બચેલાઓ પાસે જીવ બચાવવાનો કેવળ પલાયન વિના બીજો ઉપાય જ ન હોતો. ક્ષણમાત્રમાં મેદાન ખાલી થઈ ગયું અને માત્ર તે બે મ્યાના જ બાકી રહ્યા કે જેમનામાટે આજે આટલો બધો ખૂનખરાબો કરવામાં આવ્યો હતો. મ્યાનામાંથી બન્ને અબળાઓને બહાર કાઢવામાં આવી. એકને મહેન્દ્રસિંહે પોતાના અશ્વપર અને બીજીને માધવસિંહે પોતાના અશ્વપર બેસાડી લીધી; ત્યાર પછી તેઓ જે દિશામાંથી આવ્યા હતા તે જ દિશામાં પાછા પ્રયાણ કરી જતા દેખાયા.

એ રક્તપાત પછી તેમની શી દશા થઈ અને ગામોમાં ફેલાયલા ચાર સો માણસોએ એકત્ર થઇને શું કર્યું અને તેઓ ક્યા ઉદ્યોગમાં પ્રવૃત્ત થયા, એ બધી ઘટનાઓ સાથે આપણો વિશેષ કશો પણ સંબંધ નથી. આપણને જો કાંઇ પણ આનંદ મળવાનો સંભવ હોય, તો તે કેવળ રંભા અને તારાનો વૃત્તાન્ત જાણવાથી જ છે; પણ અફસોસ ! કેટલેક ૨ નીકળી જવા પછી મહેન્દ્રના જાણવામાં આવ્યું કે, તે બે અબળાઓ તે રંભા અને તારા નહિ, પણ એક તારા અને બીજી કાન્તા હતી. અર્થાત્ રંભા અદ્ભુત પ્રકારે અદૃશ્ય થઇ હતી અને તેના સ્થાનમાં કાન્તાની આપત્તિ થયેલ હતી. પણ કાન્તા ત્યાં ક્યાંથી આવી લાગી અને રંભા ક્યાં ચાલી ગઇ—ક્યાં અદૃશ્ય થઇ ગઇ વારૂ ?



# પ્રકરણ ૨૦ મું

## નારી કે નાગિની?



હવે અમે અમારા વાચકોને એક નિબિડ અરણ્યમાં લઇ જઇને છિન્નવસ્ત્રપરિધાના અને ભસ્માંગચર્ચિતા બળતી ધૂણીની પાસે પર્ણકુટીમાં ઉદાસીન મુદ્રાથી બેઠેલી એક યોગિનીનાં દર્શન કરાવીશું. એની સ્થિતિ ગમે તેવી અને ગમે તેટલી દયાજક અને વિપત્તિગ્રસ્ત હોવા છતાં પણ એનાં અનુપમ યૌવન, મનોહર સૌન્દર્ય અને આકર્ષક શરીરાકાર ઇત્યાદિ જોનારના હૃદયમાં કાંઇ એવું તો અદ્ભુત પરિણામ નિપજાવતાં હતાં કે કલાકોના કલાક સુધી એનું નિરીક્ષણ કરવા છતાં નેત્રોની તૃપ્તિ થઇ શકતી ન હોતી, એને યોગિની કહેતાં સંકોચ થતો હતો અને એની મુખમુદ્રાને જોતાં જ જીવ અસ્વસ્થ થઈને એવા વિચારમાં ડૂબી જતો હતો કે, સંસારને ત્યાગી આવી વિરક્તાવસ્થાને સ્વીકારવા છતાં એ કાષાયવસ્ત્રધારિણી પોતાનાં નેત્રોમાંથી અશ્રુની ધારા શા કારણથી વર્ષાવી રહી હશે વારુ?

આકાશ વાદળાંથી ઘેરાયલું હતું, પાણી વર્ષ્યા કરતું હતું. પશ્ચિમ વાયુના ઝપાટાએ ઝાડ અને પાંદડાં વિરુદ્ધ બળવો જગાડી દીધો હતો, એ પર્ણકુટી પણ જડમૂળથી ઉખડીને કોઇ અન્ય સ્થળે જઈ પડવાની તૈયારીમાં હતી; અને એની પણ કલ્પના કરી શકાતી ન હોતી કે, સમય પ્રભાતનો હતો કે સૂર્યાસ્તનો! ઝૂપડીમાં બેઠેલી અને શરદીને ઘટાડવામાટે અગ્નિ પાસે બેસી તાપતી બિચારી યોગિનીમાટે એ સમય વળી વધારે દુઃખકારક થઈ પડયો હતો. થોડી થોડી વારે દીર્ઘ નિઃશ્વાસ નાખતી અને કોઇ કોઇ વાર ડૂસકાં ભરી ભરીને રોતી એ યોગિનીના હૃદયને કોઇ પણ પ્રકારે શાંતિનો સ્પર્શ થઇ શકતો ન હોતો. અચાનક એક પ્રવાસીએ ત્યાં આવી પર્ણકુટીમાં દૃષ્ટિપાત કર્યો. તે પ્રવાસી આ

તોફાનના સમયમાં કોઈ આશ્રમસ્થાનને શોધતો હોય એમ તેના મુખમંડળને જોવાથી સ્પષ્ટ કલ્પના કરી શકાતી હતી.

"કોણ છે ? અંદર બેધડક ચાલ્યા આવો, કાંઇ પણ હરકત જેવું નથી; પાણીમાં ભીંજાઇને અમથા હેરાન શામાટે થાઓ છો ? આ તો તે અષ્ટૌપ્રહર બીજાના કલ્યાણ અને સુખની ચિન્તા રાખનારી દીન અબળાની જ પર્ણકુટી છે." યોગિનીએ તે પ્રવાસીને જોઈને મૃદુ વાણીથી કહ્યું.

" જી, માતા, આવું છું. આજના આ તોફાને મને તો મારી જ નાખ્યો હતો; પણ આપની કૃપાથી પ્રાણ બચી ગયા." પ્રવાસીએ કૃતજ્ઞતા દર્શાવી.

પ્રવાસી આવીને પર્ણકુટીમાં બેસી ગયો, કિંબહુના બે ચાર શ્વાસ લીધા પછી મૂચ્છિત જેવો થઇને ધૂણી પાસે લેટી ગયો. યોગિની જાણે તેને બરાબર ઓળખતી હોયની ! તેવા ભાવથી તેને જોવા લાગી. એ પ્રવાસીનાં વસ્ત્રોપર કેટલેક સ્થળે લોહીના દાગ પડેલા હતા અને એના મુખમંડળમાંનાં બેચાર ચિહ્નો પણ સ્પષ્ટ ભાષામાં કહી રહ્યાં હતાં કે એના મુખમંડળમાં ગત એક બે દિવસમાં જ તલ્વારના જખ્મ થયેલા હોવા જોઇએ. લગભગ એક કલાક પછી તેનો જીવ ઠેકાણે આવ્યો અને તે જેવો ઉઠીને બેઠો થયો, એટલે તરત જ તેની સાથે યોગિનીએ વાર્તાલાપ આરંભી દીધો.

" તમારો કોઇ લૂટારા સાથે મુકાબલો થઇ ગયો'તો કે શું ? આ જખ્મો કેમ કરીને થયા વારૂ ?" યોગિનીએ પૂછ્યું.

"જી; એક વીર નરના હાથે મારી સાથે મારી પેઠે બીજા પણ કેટલાક સિપાહીઓ જખ્મી થઇ ગયા છે." પ્રવાસીએ ઉત્તર આપ્યું.

" તે વીર નર કોણ હતો ?" યોગિનીએ આ પ્રશ્ન સાશંક મુદ્રાથી પૂછ્યો.

" મહેન્દ્રસિંહ." જવાબ મળ્યો.

મહેન્દ્રસિંહનું નામ સાંભળતાં જ યોગિનીએ મસ્તકને નીચું

નમાવી દીધું અને કેટલોક વિચાર કર્યા પછી પુનઃ પૂછ્યું કે;– "તમોને અને તમારા બીજા સિપાહીઓને મહેન્દ્ર સાથે લડવાનું શું કારણ હતું?"

"અમારો પોતાનો તેમની સાથે કશો પણ વૈરભાવ હતો જ નહિ; અમારી સ્વામિનીએ અમોને તેમને ગિરફતાર કરવાનો હુકમ ફરમાવ્યો હતો; પણ તે બહાદુર એમ કાંઇ સહેલાઇથી હાથમાં આવે તેવો ન હોતો." મુસાફિર બોલ્યો.

"તમે તો કેતકીના જ અનુચર છો ને ?" યોગિનીએ પૂછ્યું.

"જી હા; આપ કેતકીને ઓળખો છો કે શું?" પ્રવાસીએ જરાક આશ્ચર્યનો ભાવ દર્શાવીને સામો પ્રશ્ન કર્યો.

"હું ઘણીક વાર રખડતી ભટકતી કેતકીના 'અયશમહલ' ભણી આવેલી છું અને તમને ત્યાં મેં પહેરો ભરતા ઘણી વાર જોયા છે, એમ મને બરાબર યાદ છે." યોગિનીએ સંતોષકારક ઉત્તર આપ્યું.

પ્રવાસી કાંઇક ગંભીર વિચારમાં પડી ગયો અને કેટલીક વાર સુધી યોગિનીના મુખમંડળને એક ધ્યાનથી જોયા પછી તેનાં ચરણોમાં પડી નમ્રતા અને વિવેકદર્શક સ્વરથી કહેવા લાગ્યો કે: "મહાશયા, આપ મને એટલો બધો આંધળો ધારો છો કે હું મારી સ્વામિનીને પણ નહિ ઓળખી શકું ? આપ મોહિની છો ! આટલા દિવસ સુધ આપ ક્યાં હતાં ! કેતકીએ તો એવી અફવા ફેલાવી દીધી હતી કે રાતની વેળાયે મોહિની અને કાન્તા કોણ જાણે ક્યાં પલાયન કરી ગઈ હતી !"

"કેતકીએ મને જીવથી મારી નાખવાના પોતાના પ્રયત્નોમાં કશી પણ કચાશ રાખી ન હોતી; પણ તે વીરપુરુષ મહેન્દ્રસિંહના પ્રતાપે જ મારા પ્રાણ બચી શક્યા છે કે જેમના હાથે તમો જખ્મી થયા છો. અસ્તુ. મારો સવિસ્તર વૃત્તાન્ત તો હું વળી કોઇ અન્ય સમયે કહીશ; પણ તમો એ તો જણાવો કે, મહેન્દ્રસિંહ કેતકીના વિલાસ-મંદિરમાં કેવી રીતે આવ્યા અને કેતકીનું તેમની સાથે વૈર કેમ અને શા

કારણુથી બંધાયું ? કેતકીના વ્યભિચારી સ્વભાવને જોતાં તો મહેન્દ્ર-સિંહ જેવા પુરુષની પ્રાપ્તિથી તેને આનંદ થવો જોઇતો'તો; તેને બદલે આવો ખૂના મરકીનો અવસર શા કારણુથી આવી લાગ્યો ?" યોગિનીએ પૂછ્યું.

" આપનો અભિપ્રાય યથાર્થ છે; પરંતુ............"

" જુઓ લાલસિંહ, તમો અમારે ત્યાંના બધા સિપાહીઓના જમાદાર તેમ જ અફસર છો; મારા પિતાજી તમારી કેટલી બધી કદર કરતા'તા એ તમો ભૂલી તો નહિ જ ગયા હો, વળી તમો એ પણુ સારી રીતે જાણો છો કે કેતકી એક ઘણી જ નઠારી નારી છે, બાપદાદાની આબરૂપર તેણુે પાણી ફેરવી દીધું છે, મને અને કાન્તાને તેણે પોતાની ધારણા પ્રમાણે તો મારી જ નાખી છે; મારા મનમાં હવે કેતકીમાટે લેશમાત્ર પણુ સ્નેહ નથો; એટલું જ નહિ, પણુ મારી ધારણુા છે ત્યાં સુધી તો મારી પેઠે તમો પણુ તેને કાળી નાગણુ જ માનતા હશો." યોગિની મોહિનીએ પોતાના અંતરના ઉભરા કાઢવા માંડયા.

" હું તો કેતકીને એટલી બધી ભૂંડી માનું છું કે, મને નરકમાં રહેવું કબૂલ છે. પણુ હવે તેની સોહબતમાં અને તેના અયશમહલમાં રહેવું મંજૂર નથી." પ્રવાસી લાલસિંહે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" ઠીક છે; ત્યારે તો હું આશા રાખું છું કે, તેનો જે કાંઇ વૃત્તાન્ત તમારા જાણુવામાં છે, તે અવશ્ય અક્ષરે અક્ષર તમો મને જણાવશો અને હું એ હરામજાદી કેતકી પાસેથી મારી દુશ્મનીનો જે બદલો લેવાની ઇચ્છા રાખું છું, તે કાર્યમાં દિલોજાનથી મારા મદદગાર સાથી થશો." મોહિનીએ કહ્યું.

" હું તમારાં સુખદુઃખમાં સદા તમારી સાથે રહીશ, મારાથી આપી શકાશે તેટલી સર્વ સહાયતા આપીશ અને કેતકીનો જે કાંઇ પણુ વૃત્તાન્ત મારા જાણુવામાં છે તેમાંનો એક અક્ષર પણુ આપથી છુપાવીશ નહિ." લાલસિંહે કહ્યું.

" વારૂ ત્યારે જણાવો કે, મહેન્દ્રસિંહ અને કેતકીના કલહનો પ્રસંગ શા કારણથી આવી લાગ્યો ?" મોહિનીએ પૂછ્યું.

"મહેન્દ્રસિંહ આપને શોધતા શોધતા અચાનક અયશમહલની હદમાં આવી પહોંચ્યા અને કેતકીને જોતાં તેમને એવો ભ્રમ થઈ ગયો કે મોહિની આ જ છે અને સંકટોના યોગે તેની મુદ્રામાં ફેરફાર થઇ ગયો છે. તે સમયે કેતકી ખુલ્લા મેદાનમાં ફરતી હતી, એટલે મહેન્દ્રસિંહે બેધડક તેની પાસે જઇને તેને મોહિનીના નામથી બોલાવી........."

લાલસિંહ આગળ બોલતો હતો તેને વચ્ચે અટકાવીને મોહિનીએ પૂછ્યું કેઃ " એથી કેતકીને તો ભાવતું'તું ને વૈદ્યે બતાવ્યા જેવું જ થયું હશે; ખરૂં કે નહિ ?"

" જી હા, થોડીક વાતચીત ચાલતા તેણે પોતાને મોહિની તરીકે જ ઓળખાવી અને ત્યાર પછી પ્રપંચજાળને વિસ્તારવામાં કશી પણ ન્યૂનતા ન રાખી." લાલસિંહ બોલ્યો.

" ત્યાર પછી શું થયું ?" મોહિનીએ પૂછ્યું.

" રખડતી રઝળતી બે લાવણ્યમયી લલનાઓ પણ પ્રથમથી જ ત્યાં આવી લાગી'તી અને તેમને કેતકીએ વિલાસમંદિરમાં પોતાની સખીઓ તરીકે રાખી લીધી હતી." લાલસિંહે વૃત્તાન્તને લંબાવ્યો.

" તેઓ કોણ હતી ? " મોહિનીએ અધીરતા દર્શાવી.

"ધૈર્ય ધરો–ધીમે ધીમે હું બધી કથા સંભળાવતો જાઉં છું. તે બન્ને લલનાઓ મહેન્દ્રસિંહની સારી રીતે સેવાશુશ્રૂષા કરવા લાગી. કેતકીનો તથા આપનો વૃત્તાંત બધાં સાથે હળીમળીને તેમણે સંપૂર્ણ જાણી લીધો હતો. " લાલસિંહે ઉત્તર આપ્યું.

" ત્યારે તો તેમણે મહેન્દ્રસિંહને અવશ્ય ભડકાવ્યા હશે જ!" મોહિનીએ ઉદ્ગાર કાઢ્યો.

" બનાવ બરાબર એવો જ બન્યો. તે ઇન્દુ અને પ્રભા નામની બન્ને પ્રમદાઓએ કેતકીનો, આપનો અને તે સાથે પોતાનો પણ

સમસ્ત ભેદ મહેન્દ્રસિંહને જણાવી દીધો અને તે સર્વ વાર્તાલાપ કેતકીએ છુપાઇને સાંભળેલો હોવાથી છેવટે ધીમે ધીમે તે અમારા જાણવામાં પણ આવી ગયો." લાલસિંહે કહ્યું.

"એથી જ કેતકી કોપાઇ હશે !" મોહિની બોલી.

' જી હા, અને એની સાથે એક બીજો બનાવ પણ બની ગયો. " લાલસિંહે કહ્યુ.

" તે શો ?" મોહિનીએ જિજ્ઞાસા દર્શાવી.

" મહેન્દ્રસિંહ પોતાના ઘરમાંથી શામાટે નીકળી ગયા હતા એ તો આપના જાણવામાં હશે જ." લાલસિંહ બોલ્યો.

" બિલ્કુલ નહિ; હજી તો અમને પરસ્પર વાર્તાલાપ કરવાનો પ્રસંગ મળ્યો જ ન હોતો, એટલામાં તો વિયોગનો દુઃખદાયક પ્રસંગ આવીને ઊભો રહ્યો !" મોહિનીએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું.

" હું તો મહેન્દ્રસિંહને પ્રથમથી જ ઓળખતો હતો અને તેમનો કેટલોક વૃત્તાન્ત પણ જાણતો હતો; કારણ કે, આપના પિતાશ્રીના જીવનકાળમાં મને ઘણીક વાર તેમને ત્યાં જવાનો પ્રસંગ મળ્યો હતો; પરંતુ કેતકીના ભયથી હું કાંઇ પણ બોલી ન શકયો." લાલસિંહે કહ્યું.

" ત્યારે તો બીજો પણ કાંઇક ખુલાસો મારાથી જાણી શકાશે ! " મોહિની બોલી.

" સાંભળોઃ મહેન્દ્રસિંહ વિહારના રાજા ઉદયસિંહના કુમાર છે અને તેમના લગ્નનો પટનાના નામાંકિત જમીંદાર ગુલાબસિંહની પુત્રી રંભા સાથે નિશ્ચય થઇ ગયો હતો. પરંતુ તેમનો એવો હઠ હતો કે, 'હું તો આજન્મ પરણવાનો જ નથી;' કિન્તુ તેમનો આવો હઠ છતાં તેમના પિતાએ તેમનું કાંઇ પણ ન સાંભળ્યું, લગ્નનો દિવસ નક્કી કરવામાં આવ્યો, માંડવો રચાયો અને જાનૈયા પણ આવી લાગ્યા; પણ એટલામાં લાગ જોઇ મહેન્દ્રસિંહ ઘોડેસવાર થઇ ક્યાંક અદૃશ્ય થઇ ગયા. " લાલસિંહે કહ્યું.

" ત્યાર પછી શી બીના બની ? " મોહિનીએ પૂછ્યું.

" અંતે રોતા કકળતા બધા ત્યાંથી પાછા ફર્યા અને ત્યાર પછી ગુલાબસિંહે પોતાની પુત્રીને અન્યત્ર પરણાવવાનો નિશ્ચય કર્યો; પરંતુ રંભા એ વાતમાં રાજી ન હોતી. લોકોએ તેને બહુયે ભમાવી કે મહેન્દ્રસિંહ લંગડો છે, બદસૂરત છે અને બદમાશ છે, એટલે બીજા વરજોડે પરણવામાં કશી પણ બાધા નથી; કિન્તુ રંભાએ કોઇનું કાંઇ પણ માન્યું નહિ અને કહ્યું કે, ' તે લંગડો હોય, લૂલો હોય, આંધળો હોય, કે કાણો હોય પણ મારો તો પતિ થવાનો હતો તે થઇ ચૂક્યો ! " લાલસિંહે જણાવ્યું.

" શાબાશ, રંભાએ તો ખૂબ કરી બતાવી ! " મોહિની બોલી ઉઠી.

" રંભાએ જ્યારે જાણ્યું કે, જો તે પિતાના ગૃહમાં રહેશે તો બળાત્કારે પણ તેને બીજા કોઇ પુરુષ જોડે પરણાવી દેવામાં આવશે, એટલે તે પોતાની સખી તારાને લઇને પિતાના ગૃહમાંથી પલાયન કરી ગઇ. " લાલસિંહે કહ્યું.

" વાહ રે સાહસ ! ધર્મની ધારણા તે આ ! પણ ....અસ્તુ આગળ ચાલો..." મોહિની બોલી.

"આમતેમ ભટકતી એ જ બે રમણીઓ કેતકીના વિલાસ-મંદિરમાં આવી ચઢી, એમણે જ ઈન્દુ અને પ્રભા એવાં નામો ધારણ કર્યાં હતાં અને મહેન્દ્રસિંહને કેતકીનો બધો ભેદ જણાવનારી પણ એ જ હતી. " લાલસિંહે વૃત્તાન્તને વિસ્તારવા માંડ્યો.

" ઓહ–ગજબ થઇ ગયો ! હવે કોઇ પ્રકારની આશા રાખવી તે એક પ્રકારની મૂર્ખતા જ છે;–હં પણ પછી ?" મોહિનીએ ભયના ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

" કેતકીએ જ્યારે પોતાના બધા ભેદને ખુલ્લો થઇ ગયેલો જોયો એટલે તે બિલ્કુલ બગડી ગઇ અને તેણે કોપના આવેશમાં મહેન્દ્રસિંહ, રંભા તથા તારાને કેદ કરવાનો પોતાના નોકરોને

હુકમ ફર્માવી દીધો; પણ મહેન્દ્રસિંહ એમ સહજ હાથમાં આવી જાય તેવો પુરુષ ન હોતો. તેને પકડવા જતાં અમારે પણ તલ્વારના ઘા ઝીલવા પડયા ! અંતે જ્યારે દગાબાજીથી પાછળથી તેનાપર વાર કરવામાં આવ્યો, ત્યારે જ તે મૃગરાજ પડયો ! ”

“ શું તેઓ સ્વર્ગવાસી થયા ? ” મોહિનીએ ભયભીત થઈને પૂછ્યું.

“ જી નહિ; તેમની તબીયત બે દિવસમાં જ સારી થઇ ગઇ હતી. એ બનાવને કેટલાક દિવસ થઇ ગયા પછી કોણ જાણે ક્યાંથી અચાનક ચાર પાંચ સો માણસો અયશમહલપર ચઢી આવ્યા અને તે ઘરને પેટ ભરીને લૂટયું; એટલું જ નહિ, પણ જતી વેળાયે તેઓ રંભા અને તારાને પણ પોતાસાથે લેતા ગયા. અમોએ પણ કેતકીનો સાથ છોડી દીધો અને કેતકી પોતે મહેન્દ્રસિંહને તેમના હાથ પગ બાંધેલા હતા તેવી જ અવસ્થામાં છોડીને ડરતી કંપતી ગયાજી તરફ પલાયન કરી ગઇ !” લાલસિંહે વૃત્તાન્તની પૂર્ણાહુતિ કરી નાખી.

આ સર્વ વૃત્તાન્ત સાંભળી થોડી વાર સુધી તો મોહિની મૌનનું અવલંબન કરીને બેસી રહી અને વિચારમાં અત્યંત નિમગ્ન થયેલી દેખાવા લાગી. ક્ષણે ક્ષણે તેના મુખનો રંગ બદલાતો હતો. ધીમે ધીમે તેના મુખમંડળમાં કોપનાં ચિહ્નો સ્પષ્ટ દેખાવા લાગ્યાં, એટલું જ નહિ, પણ અલ્પ કાળમાં જ કોપના વેગથી તેનું સમસ્ત શરીર થરથર કંપાયમાન થવા લાગ્યું.

વર્ષાદ બંધ થયો હતો અને વાયુ પણ શાંત થઇ ગયો હતો. મોહિનીએ લાલસિંહને ઉદ્દેશીને કહ્યું કેઃ “મને ઘણી જ તરસ લાગી છે, એટલે ગમે ત્યાંથી પીવાનું સ્વચ્છ પાણી લાવી આપો. ” લાલસિંહ પાસે દોરી લોટો તો હતાં જ, એટલે તે પર્ણકુટીમાંથી બહાર આવી પાણી લાવવામાટે એક વિશિષ્ઠ દિશામાં ચાલતો થઇ ગયો.

એકાંત મળતાં મોહિની વિચાર કર્યા પછી આત્મગત કહેવા

લાગી કેઃ " બેશક, રંભાએ હિંમત તો જબરી કરી. તેની આવી એકનિષ્ઠતાને જાણ્યા પછી હવે મહેન્દ્રસિંહ તેને કદાપિ ત્યાગી કે વિસારી શકે તેમ તો નથી જ; અને જો હવે તેઓ રંભાનો તિરસ્કાર કરે, તો તેમના જેવો મૂર્ખ પુરુષ આ જગતમાં બીજો કોઇ પણ હોઇ શકે નહિ ! પણ હવે મારે કોનો પાલવ પકડવો ? શું હું મહેન્દ્રસિંહને મારા હૃદયમાંથી વિસારી દઉં ? એમ તો મારાથી બની શકે તેમ નથી જ. તો શું હું રંભાની સપત્ની–સોક્ય–થઇને રહું ? કદાપિ નહિ. હું સોક્યના સાલને ખમી શકવાની નથી અને એ તો નિશ્ચિત છે કે, મહેન્દ્ર રંભાસાથે લગ્નસંબંધ કરવાના જ ! એટલે મારી શી દશા થશે ? બસ હવે કેવળ મરણ વિના મારા સુખનો બીજો કોઇ માર્ગ મને સુજતો નથી; અરે, પણ મરવાનો વિચાર મારા મનમાં કેમ આવે છે ? હજી તો કેતકી પાસેથી મારે મારા વૈરનો બદલો લેવાનો છે; તો તેની સાથે જ જો રંભાને પણ મારા સુખના માર્ગમાંથી સદાને માટે દૂર કરી નાખું, તો તેમાં શું ખોટું છે ? બસ, એમ જ કરીશ. હવે તે મારી સોક્ય સાથે મારાથી રહી શકાવાનું નથી અને મહેન્દ્રની આશાને હું ત્યાગી શકવાની નથી; એટલે લાચારીએ હવે મારે મારા સ્વભાવને બદલવો જ પડશે ! ! હા હા, એમ જ કરીશ. પોતાના કાર્યની સિદ્ધિ કરતાં ક્યાંક મારૂં કોમળ હૃદય કંપી ન જાય, એટલામાટે એની વ્યવસ્થા પણ પ્રથમથી જ કરી લેવી જોઇએ. શી વ્યવસ્થા ? એજ કે, તેમાટેની અત્યારે જ મારે દૃઢ પ્રતિજ્ઞા કરી રાખવાની છે ! " એ પ્રમાણેના નિશ્ચયપર આવી પોતા સમક્ષ બળતા અગ્નિ પ્રતિ દૃષ્ટિને સ્થિર કરી તે પ્રતિજ્ઞા કરતી પુનઃ બોલવા લાગી કેઃ " હે અગ્નિનારાયણ, હું તમારી સાક્ષીથી પ્રતિજ્ઞા કરૂં છું કે, આજથી હું મારા સ્વભાવને એકદમ બદલી નાખીશ, અમૃતધારાને બદલે વિષધારા બની જઇશ ધર્માત્માને બદલે પાપાત્મા થઇશ અને સ્ત્રીને બદલે પુરુષ અને તે પણ નિર્દય પુરુષ બનવાનો યત્ન

આદરીશ ! મૃદુતાને ત્યાગી કઠિનતા ધારીશ, મીણને બદલે પત્થર જેવું હૃદય બનાવીશ, અત્યાર સુધી જે હૃદય એક કીડીને તકલીફ દેતાં કંપતું હતું, તે જ હૃદય કોઈ સુંદરમાં સુંદર માનવપ્રાણીને મારી નાખતાં પણ કંપશે નહિ. પછી ભલે તે મર્દ હોય કે ઔરત ! જેટલી હું સારી હતી તેટલી જ નઠારી બનીશ, જે કાર્ય કરવા અત્યાર સુધી હું પોતાને અશક્ત માનતી હતી તે કાર્ય પ્રચંડ શક્તિથી કરી બતાવીશ; કુળધર્મ અને મર્યાદાને સર્વથા તિલાંજલિ આપીશ, છતાં જાહેરમાં હું મારા બહારના દેખાવને–આવા આડંબરને બદલીશ નહિ ! બાહ્યતઃ તો હું જેવી સરળ, ભોળી અને ધર્માત્મા છું, તેવી જ કાયમ રહીશ; પરંતુ અંદરથી ઝેરીલી અને છંછેડાયલી નાગણ બની જઈશ ! આ તરફની દુનિયા પેલી તરફ થઈ જાય, પણ હું મારા કાર્યને સાધવામાં કશી પણ કચાશ રાખીશ નહિ. જ્યાં સુધી હું કેતકી અને રંભાનાં નામનિશાનને આ દુનિયામાંથી નાબૂદ થયેલાં નહિ જોઉં, ત્યાં સુધી મારો એજ અવતાર રહેવાનો ! રંભાના મરી જવા પછી મહેન્દ્રની અવસ્થા મારા લાયક રહેલી નહિ દેખાય તો તેને પણ હું સ્વર્ગના માર્ગમાં ચઢાવી દઈશ અને તે ક્ષણે જ ધર્માત્મા તથા પતિવ્રતા પ્રમદા તરીકે તેની જ ચિતાપર ચઢીને સતી થઇશ ! ”

આ ભીષણ પ્રતિજ્ઞા કરતાં મોહિનીનાં રોમાંચ ખડાં થઇ ગયાં; તેના શરીરનો રંગ લાલ થઇ ગયો અને કોપથી તેના સર્વ અવયવો કંપાયમાન થવા લાગ્યા. બહુ પ્રયત્નથી તે પોતાના હૃદયને શાંત કરી શકી અને ત્યાર પછી પર્ણકુટીમાંથી બહાર નીકળીને લાલસિંહના આવવાની વાટ જોવા લાગી. થોડી વારમાં જ લાલસિંહ આવી લાગ્યો. મોહિનીએ હાથ મોઢું ધોઇને જળપાન કર્યું અને થોડી વાર પછી પાછી તે લાલસિંહ સાથે વાતચીત કરવામાં નિમગ્ન થઇ ગઈ. પ્રથમ તેણે એ જ સવાલ કર્યો કેઃ “ ત્યારે લાલસિંહ તમો એ ખરૂં જ કહો છો કે, તમો જરૂર મારા સાથી અને મારા મદદગાર થશો ? ”

"શરીર અને પ્રાણથી હું આપની સેવા કરવાને તૈયાર છું. આપને મેં મારી ગોદમાં રમાડર્યા છે અને આપના સદ્‌ગુણોનો મારા હૃદયમાં ઘણો જ સારો છાપ પડી ગયો છે. આપના જેવી સ્વામિની મને અન્યત્ર ક્યાં મળવાની હતી વારૂ ?" લાલસિંહે નિષ્કપટ ભાવથી ઉત્તર આપ્યું.

"વારૂ ત્યારે મારૂં એક કામ કરો. અત્યારે અયશમહલ તો સુનસાન હાલતમાં જ હશે, એટલે હું ત્યાં જઇનેજ મારી છાવણી નાખું છું. તમો મને ત્યાં પહોંચાડયા પછી તે બધા માણસોને એકઠા કરી લાવો કે જેઓ મારા જૂના નોકર છે અને જેમને કેતકીએ પોતાની નોકરીમાંથી કાઢી મૂક્યા છે. એ પછી હું કેતકી સાથેના હિસાબનો ફેસલો કરી નાખીશ. તમો એમ ન ધારશો કે મારી પાસે ધન માલ નથી. મારી આવી હાલતમાં પણ હું એક મોટા ખજાનાની માલિક છું અને મારા એ ભેદને મારા વિના બીજું કોઇ પણ જાણતું નથી." મોહિનીએ કહ્યું.

"આપ પાસે ખજાનો હોય કે ન હોય તેની મને જરા પણ પરવા નથી. ઇશ્વરે મારાપર એટલી કૃપા કરેલી છે કે, મારી ગાંઠનું ખાઇને વર્ષો સુધી આપની સેવા કરવાને હું સમર્થ છું. વારૂ ત્યારે આપ અહીંથી ગમન કરો." લાલસિંહે નિસ્પૃહતા દર્શાવી.

"ચાલો હું તૈયાર છું." મોહિનીએ સંમતિ બતાવી.

આ પ્રમાણેનો નિશ્ચય થતાં મોહિની તથા લાલસિંહ વિશેષ વિલંબ ન કરતાં અલ્પ સમયમાં જ ત્યાંથી કેતકીના 'અયશમહલ' અથવા 'વિલાસભવન' પ્રતિ જવાને રવાના થઇ ગયાં. ચાલો ત્યારે આપણે પણ હવે ત્યાં જ પ્રયાણ કરીએ.



## પ્રકરણ ૨૧ મું
### ખજાનામાં હાડપિંજર



આજે કેટલાક દિવસ પછી કેતકીનો અયશ-મહલ ફરી એક વાર રૈનકદાર થયેલો દેખાતો હતો. આગળની પેઠેજ કેટલાક સિપાહીઓ પહેરો ભરતા ઊભા હતા અને બગીચામાં પણ નવો જીવ આવી ગયો હતો. દશ વીસ દાસીઓ પણ આમ તેમ દોડધામ કરી રહી હતી. મકાનની અંદર એક ઓરડામાં ઉંચી મસ્નદપર બેઠેલી મોહિની કોઇ એક વિષયના વિચારમાં નિમગ્ન થયેલી હતી. તેની પાસે કોઇ બીજી સ્ત્રી ન હોતી. સંધ્યાકાળ થયો, દાસીઓએ દીપકપ્રકાશની વ્યવસ્થા કરી અને ત્યાર પછી હુકમ મળવાથી આમ તેમ વિખરાઇ ગઇ. વિચારમગ્ના મોહિની પાછી એકલી અટૂલી રહી ગઇ, એકાએક તે ઉઠી અને એમ કહેતી મસ્નદપરથી નીચે ઊતરી આવી કે: "મારી માતા જે ધનભંડારને ખાસ મારામાટે જ મૂકી ગઇ છે તે ધન-ભંડારને આજે હું અવશ્ય નિહાળીને મારી આંખોને ટાઢી કરીશ!

" નીચે ઊતરીને મોહિનીએ ઓરડાના બધા દરવાજા અંદરથી બંધ કરી લીધા અને તેનું કારણ એ કે અંદરની તેની હીલચાલને બહારનું કોઇ પણ માણુસ જોઇ ન શકે. તે પ્રકાશવાળા અને સુસજ્જિત એક નાના ઓરડામાં ગઇ. તે ઓરડાની ઉત્તર તરફની દીવાલમાં પાંચ અલમારિયો બનેલી હતી, તેમાંથી વચલી અલમારીને તેણે ઉઘાડી તો તેમાં પાંચ દશ તલ્વારો, ખંજર અને કટાર આદિ હથિયાર પડેલાં હતાં; તેમાંથી એક કટારને ઉપાડી તે દક્ષિણપૂર્વ ખૂણામાં પહોંચી અને ત્યાંના ગાલીચાને દૂર ખસેડી તેણે જમીનને ખોદવાની

શરૂઆત કરી દીધી. જ્યારે લગભગ બે હાથની ઉંડાઇ જેટલી જમીન ખોદાઈ રહી, ત્યારે એક નાજુક ડબ્બી તેના હાથમાં આવી અને તેને જોતાંજ ખુશીથી ઉછળીને તે બોલી કે: " પરમેશ્વરનો મહદાભાર કે હજી મારી દૌલત જેમની તેમ પડેલી છે; કોઇનો તેને હાથ સુદ્ધાં પણ અડક્યો નથી ! " મોહિનીએ તે ડબ્બી લઇ લીધી અને ખાડામાં માટી ભરી જમીનને બરાબર કરી ઉપરથી ગાલીચો જેવી રીતે આગળ હતો તેવી રીતે પાછો બિછાવી દીધો. એ સર્વ કાર્યથી મુક્ત થઇ તેણે ચારે બાજૂના દરવાજા ખોલી નાખ્યા અને જ્યાં તે પ્રથમ બેઠી હતી તે ઉપરના ઓરડામાં પાછી આવી લાગી. ગાદીપર શમાદાન-દીવી-ની સામે બેસી તેણે તે ડબ્બી ઉઘાડી કે જેમાં સોનાની માત્ર આઠ આંગળ લાંબી એક ચાવી મૂકેલી હતી. મોહિનીએ તે ચાવીને બહાર કાઢી ચુંબન કર્યું અને ધીમા સ્વરથી તે આત્મગત કહેવા લાગી કે: "આજે મધ્યરાત્રિના સમયમાં હું મારી જમાપૂંજીને સહજ મારા હાથમાં લઇ શકીશ ! " થોડી વાર પછી મોહિનીએ ભોજન કર્યું અને ત્યારપછી તે નિર્ભય તથા નિશ્ચિંત થઇને નિદ્રાને આધીન થઈ ગઇ; પરંતુ નિદ્રાવશ થવા પૂર્વે તેણે દાસીઓને આજ્ઞા આપી દીધી કે: " આજે આ મકાનમાં હું એકલી જ સૂઇ રહીશ; આ મકાનની બહાર ઘણા ઓરડા અને દાલાન વગેરે છે તેમાં જઇને તમો બધાં ગમે ત્યાં આરામ ફર્માવો !"

મધ્યરાત્રિયે સર્વત્ર નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપી જવા પછી મોહિની પુનઃ શય્યામાંથી ઉઠી અને નીચે ઉતરીને જ્યાંથી જમીનને ખોદી તેણે ડબ્બી કાઢી હતી તે જ ઓરડામાં જઇ પહોંચી. પુનઃ ચારે તરફનાં દ્વારો બંધ કર્યા પછી તેણે જેમાંથી જમીનને ખોદવામાટે કટાર કાઢી હતી તે અલમારીનાં દ્વારને ઊઘાડ્યાં.

એ અલમારી બહુંજ લાંબી અને પહોળી હતી અને તે એટલે સૂધી કે તેમાં બે માણસ ઘણી જ સહેલાઇથી બેસી શકે તેમ હતું. મોહિનીએ ધીમે ધીમે તે અલમારીને ખાલી કરી નાખી. એમાં

ચીજ વસ્તુઓ રાખવાના સાધારણ ત્રણ તખ્તાઓ કરેલા હતા-ત્રણ માંડણીઓ ગોઠવેલી હતી. એમાંના સહુથી નીચેના તખ્તાની પાટિયાની જમીન એવી તો સાફ અને લીસી હતી કે એ ભાગ નીચેથી પોલો હશે, એવી કોઇને શંકામાત્ર પણ આવી શકે નહિ. એ કાષ્ઠભાગપર પીતળના કેટલાક ફુલ બૂટા જડેલા જોવામાં આવતા હતા અને ચાર બાજૂએ કમળનાં ચાર પુષ્પ હતાં. મોહિનીએ તેમાંના એક પુષ્પને અંગુઠાથી દબાવતાંની સાથે જ પીતળનો કકડો ઉંચો થઇ ગયો અને તે સ્થળે ચાવી ફેરવવાની જગ્યા સાફ નજરે પડવા લાગી. તેણે તેમાં ચાવી નાખીને પાટીયાને દૂર હટાવી દીધું અને પાટીયું હટતાં જ નીચે ઊતરવામાટેનાં પગથિયાં દેખાયાં. હાથમાં એક ફાનસ લઇને મોહિનીએ એ અલમારીમાં પ્રવેશ કર્યો અને ત્યાર પછી તે નિઃસરણીપરથી નીચે ઊતરી ગઇ.

તે નીચેના વીસ હાથ લંબાઇ તથા તેટલી જ પહોળાઇના એક ઓરડામાં આવી પહોંચી. એ ઓરડાના મધ્યભાગમાં ચાંદીનો એક પલંગ પડેલો હતો અને તે પર દુશાલો ઓઢીને કોઇ માણસ સૂતેલું દેખાયું. ચારે બાજૂએ ચાંદીની બનાવેલી મોટી મોટી દેગો જરીના ઢાંકણથી ઢાંકેલી મોજૂદ હતી.

મોહિનીએ પ્રથમ તે મોટી મોટી દેગોને અનુક્રમે તેમનાપરનાં ઢાંકણાંને ઉપાડી ઉપાડીને જોયાં અને બધી દેગો સોનામોહોરોથી ભરેલી જોવામાં આવી એટલે સંતોષ પામીને તે પલંગપર સૂતેલા માણસને જોવામાટે તેના શરીરપરના દુશાલાને તેણે દૂર હટાવી દીધો.

એ કોઈ જીવિત મનુષ્ય નહિ, પણ મનુષ્યની એક લાશ હતી કે જેના શરીરમાં ચામડી અને માંસનું નામનિશાન પણ ન હોતું. ફક્ત હાડકાંના પાંજરાને માથાથી પગ સુધી ગોઠવીને પલંગપર મૂકેલું હતું. એને જોઇને મોહિની કલાકો સુધી લાંબ રોતી કકળતી ઊભી રહી. અંતે તે હાડપિંજરને તેણે આગળની પેઠે જ દુશાલાથી ઢાંકી દીધું અને એક દેગમાંથી થોડીક સોનામોહોરો લઇને તે એ

તહખાનામાંથી પાછી બહાર નીકળી આવી અને અલમારી વગેરેને બંધ કરીને આગળની પેઠે જ બધો દેખાવ બરાબર કરી નાખ્યો.

---

## પ્રકરણ ૨૨ મું

### શૂરસેનની ધૂર્તતા

---

આજે હાજીપુરમાં ધામધૂમનો પાર ન હોતો, સ્થળે સ્થળે વાજાંના અવાજ સંભળાતા હતા, બધા માણસો ખુશ અને હસતાં દેખાતાં હતાં, બજારમાં દૂકાનદારોએ પોતાની દૂકાનોને શૃંગારીને સુશોભિત બનાવેલી હતી અને રાજકર્મચારીઓ હાંફલ ફૂંફલ સાથે ચારે તરફ દોડધામ કરતા દષ્ટિગોચર થતા હતા. એ જ ભીડમાં આસપાસ નજર દોડાવતો, લાલ પોશાકવાળો, બગલમાં ઝોળી ઝૂલાવતો અને હાથમાં ભાંગ ઘૂંટવાના સોટાને નચાવતો આપણો રંગીલો જવાન શૂરસેન પણ જોવામાં આવતો હતો. તે હાજીપુરમાંની આજની ધામધૂમને જોઇને આશ્ચર્ય પામી રહ્યો હતો, અને એની નિરાળી ચાલ તથા અજબ સૂરતને જોઇને બજારમાંના લોકો મૂછમાં ને મૂછમાં હસ્યા કરતા હતા. શૂરસેન દૂકાનોની સયર કરતો એક વાર પૂર્વથી પશ્ચિમમાં જતો હતો તો પાછો પશ્ચિમમાંથી પૂર્વ દિશામાં પાછો વળતો હતો. દુર્ભાગ્યવશાત્ કોઇ ભલા માણસે એને પૂછ્યું કે: "કેમ સાહબ, આપ કોને શોધો છો વારૂ ?" તેના આટલા પૂછવાની જ વાર હતી, બસ એ સવાલને સાંભળતાં જ શૂરસેનભાઇ મોઢું વંકોડીને બોલી ઉઠયા કે: " વાહ રે વાહ—આ અક્કલપર જ દૂકાનદારી કરો છો કે ? અને પાછા કહો છો કે; ' અમો મનુષ્ય છીએ' એટલે કે માણસ હોવાનો દાવો રાખો છો ! મારા મુખડાને જોઇને

એટલી કલ્પના પણ નથી કરી શકતા કે હું ભટકી ભટકીને બજારની શોભા જોવામાં રોકાયલો છું કે કોઇને શોધવામાં અટવાયલો છું ? વિજ્યાદેવીએ બે આંખો આપી રાખી છે, એટલે સાહેબ શેખીમાં એંટયા જ જાય છે ! જો મારી પેઠે એક આંખને કોઇ શસ્ત્રવૈદ્ય ખાઈ ગયો હોત, તો દુનિયાની કદર જાણત અને સમજી જાત કે આ બિચારા પાસે ફક્ત એક જ આંખની પુંજી છે એટલે એક વાર આમથી તેમ જાય છે અને પાછો ફરીને બીજી વાર તેમથી આમ આવે છે; કારણ કે, એક વારમાં માત્ર એને એક બાજૂની દૂકાનો જ દેખાય છે એટલે બીજી તરફની દૂકાનોમાં નજર નાખવામાટે બિચારાને બીજો પલ્ટો ખાવો પડે છે ! વાહ વાહ ! શું આ નગરમાં આવા જ બધા બુદ્ધિમાન વસે છે કે ? હું આટલી વારથી રખડું છું, પણ ભાંગની એક પણ દુકાન ક્યાંય મારા જોવામાં ન આવી; જો મારૂં ગામ હોત, તો આટલામાં તો ભાંગની એક હજાર એક સો ને નવ્વાણું દુકાનો નજરતળેથી નીકળી ગઇ હોત !"

શૂરસેનની વાતોથી કોઇને કશો ગુસ્સો ઉપજે તેમ તો ન હોતું જ; આમતેમના ઘણાક માણસો એની આવી વાતો સાંભળીને હસી પડયા અને એક ખુશદિલ બજાજ ( કાપડનો વ્યાપારી ) ખુશ થઇ પોતાની દૂકાનપરથી ઊતરીને એની પાસે આવ્યો અને બોલ્યો કેઃ "પધારો, પધારો, આપ મારી દૂકાનમાં આવીને વિરાજો, જ્યારે કોઇનાં મહાભાગ્ય હોય છે, ત્યારે જ આપના જેવા સત્પુરુષો અને મહાપુરુષોના દર્શનનો લાભ મળી શકે છે."

"બસ, કૃપા કરીને માથું ન પકાવો. જે માણુસ ભાંગ ન પીતો હોય તેવા માણુસ પાસે આપણે કદાપિ બેસતા નથી." શૂરસેને કહ્યું.

"એ આપે કેમ જાણ્યું કે હું ભાંગ નથી પીતો ? અરે હું તો એટલી બધી ભાંગ પી જાઉં છું કે આપ એટલી બધી પીતા હશો કે કેમ એની શંકા છે. જગત્‌માં ભાંગ કરતાં વધારે ઉત્તમ બીજી

પણ કોઈ વસ્તુ હશે ખરી કે ?" દૂકાનદારે કહ્યું.

આટલું સાંભળતાં જ શૂરસેન રાજી રાજી થઈ ગયો અને તરત તેણે તેની દૂકાનપર જઇને પોતાનો અડ્ડો જમાવી દીધો.

"લ્યો ત્યારે હુકમ ફર્માવો એટલે હું ભાંગ બનાવું !" દૂકાનદારે માગણી કરી.

"નહિ નહિ, અત્યારે તો આપણે સિદ્ધિનું પાન કરી ચૂક્યા છીએ, એટલે હવે તો વિજયા બીજી વાર સંધ્યાકાળે છાણીશું. લ્યો અત્યારે તો આ એક રૂપિયાના તાજા ગરમાગરમ ગુલાબજાંબૂ મગાવો, એટલે આપણે ઝટપટ આરોગીએ; કારણ કે, અત્યારે આપણા પેટમાં અગણોતરાની ભૂખે આવીને પોતાની છાવણી નાખેલી છે." એમ કહીને શૂરસેને એક રૂપિયો તે દૂકાનદાર તરફ ફેંક્યો.

"ભાઈ, આ રૂપિયાને પોતા પાસેજ રહેવા દો, હું આપના માટે ખાવાનું મગાવું છું." દૂકાનદારે વિવેક દર્શાવ્યો.

"નહિ, નહિ; જો આમ કરશો તો આપણે આ પળે જ ઉડનછૂ થઈ જઇશું. આપને પવિત્ર ભાંગદેવીના જ સોગન છે, જો આ બાબતમાં દૂરાથી બોલ્યા છો તો. બસ મારા પૈસાના જ ગુલાબજાંબૂ મગાવો." શૂરસેને આગ્રહ કર્યો.

"અરેરેરે—આપ આટલા ભારી સોગન ન આપો; હું આપના પૈસાનો જ નાસ્તો મગાવું છું, બલ્કે હું પોતેજ જઇને લઇ આવું છું. હં, પણ આખા એક રૂપિયાના ગુલાબજાંબૂ મગાવીને શું કરશો ?" દૂકાનદારે આગ્રહ ત્યાગીને કહ્યું.

"એક રૂપિયાના મણ કે બે મણ ગુલાબજાંબૂ આવી જશે કે શું ? આપણે બે માણસ ખાનાર છીએ તે રૂપિયાનો નાસ્તો નહિ જોઇએ ?" શૂરસેને વાદ ચલાવ્યો.

"જી, નહિ; આપણે તો કાંઈ પણ ખાવાના નથી. અત્યારે જ રસોઈપર હાથ ચલાવ્યો છે અને ગુલાબજાંબૂ એક રૂપિયાના પક્કા

પાંચ શેર આવશે તે આપણા જેવા ચાર જણ પણ ખાઈ શકવાના નથી." દૂકાનદાર બોલ્યો.

"બસ–કુલ પાંચ શેર ? બાપરે ! અહીં તો મીઠાંઇ બહુ મોંઘી મળતી દેખાય છે ! અહીં આજકાલ દુકાળ તો નથી ચાલતો ને ? ખયર; આપ ન ખાશો, આપણે જ જળપાન કરી લઇશું ! પાંચ શેરથી શું થવાનું હતું ! !" શૂરસેને બહુ બળાપો દેખાડયો.

શૂરસેનની વાતો સાંભળીને બિચારો દૂકનદાર તો અજાયબીથી દંગજ થઇ ગયો. તે મનમાં કહેવા લાગ્યો કેઃ "આ વેંત જેટલું માણસ આ શું બાકી રહ્યું છે કેઃ 'પાંચ શેરથી શું થવાનું હતું ?' વારૂ હવે જોઈશું કે એ પાંચ શેર ગુલાબજાંબૂ કેમ કરીને ખાઇ શકે છે !" એ દૂકાનદાર જરાક ખુશમિજાજ અને મસ્ખરા સ્વભાનો હતો, તેણે પોતાના એક નોકરને કંદોઇની દુકાને દોડાવ્યો, તે ગયો અને એક પત્રાવળાંના પડીકામાં પાંચ શેર ગુલાબજાંબૂ લાવીને તેણે શૂરસેન સમક્ષ મૂકી દીધાં અને પૂછ્યું કેઃ "પાણી એક ઘડો ભરીને લાવું કે બે ઘડા ભરીને ?"

નોકરનો આ સવાલ સાંભળીને દૂકાનદાર પણ હસી પડયો. શૂરસેને કહ્યું: "જી નહિ, અડધો પાશેર પાણી પીવામાટે અને એક શેર પાણી હાથ ધોવામાટે લાવો. જો પાણી પીને જ પેટ ભરી લઇશું, તો પછી ખાઇશું શું વારૂ ?"

હવે શૂરસેન પોતાની સામે પત્રાવળીને પાથરી ગુલાબજાંબૂને છોલવા લાગ્યો અને પાંચ શેર ગુલાબજાંબૂમાંથી છોલી છોલીને કુલ નવટાંક જેટલો માલ જૂદો કાઢયો અને તેને આરોગી પાણી પીને નોકરને હાથ ધોવડાવવામાટેનો ઇશારો કરી દીધો.

"બસ ખાઇ ચૂકયા ? અને આટલો માલ મફતનો બર્બાદ કર્યો ?" દૂકાનદારે કહ્યું.

"ત્યારે તમો એમ ધારતા હતા કે છિલટા સમેત હું ગુલાબ-જાંબૂ ખાઈ જાઉં અને પેટમાં દુઃખવા આવે તો આ પારકા

પરદેશમાં વૈદ્ય કે હકીમના ઘરને શોધતો ફરૂં ? વાહ રે વાહ, તમો તો સારી સોનામોહોર જેવી સલાહ આપનાર નીકળ્યા ને શું !” એ જવાબ આપીને તેણે નોકરને કહ્યું કે: “આ એઠવાડાને ઉપાડી જા અને કોઇ ગાય કે બળદિયાને જમાડી દે !”

“ત્યારે શું રોજ આપ આવી રીતે જ જમો છો કે ?’ દૂકાનદારે પૂછ્યું.

“નહિ તો શું આખા વર્ષમાંના વચલે દિવસે જ આવો મલીદો ઉડાવીએ છીએ ?” શૂરસેને સામો સવાલ પૂછ્યો.

“ત્યારે તો આપના ખાવા પીવામાં પૈસાની ખૂબ હોળી થતી હોવી જોઇએ !” દૂકાનદારે અજાયબી બતાવી.

“અરે ખર્ચની શી વાત પૂછો છો, મારા બિરાદર ! આ ખાવાપીવાની મોકાણમાં તો દર મહિને મારા હજારો રૂપિયાનો ધૂમાડો થઇ જાય છે; અને જે શિવની બૂટીના રંગનો ખર્ચ આવ છે, તે તો વળી પૈયે પૈ જૂદો જ સમજવો. ખરૂં પૂછો તો રાજા મહારાજાઓની પેદાશનો ચોથો ભાગ આપણે ઓઇયાં કરી જઇએ છીએ, એટલે આ સેવકને પાળવો એ કાંઇ છોકરાંની રમત નથી, સમજ્યા કે ? હવે તો આપણે અહીં પધાર્યા છીએ અને આપણી ઓળખાણ પણ થઈ ગઇ છે, એટલે બધી બીના પોતાની મેળે જ આપના જાણવામાં આવી જશે. ‘શીદીભાઇ, ચાંદ દેખો તો કહે કે આપસે નજર આ જાયગા !’” શૂરસેને તોપ મારવામાં પૂરેપૂરી કુશળતા બતાવીને કહ્યું.

“ત્યારે આપનું નામ શું વારૂ ?” દૂકાનદારે આતુરતાથી પૂછ્યું.

“જી, આ શરીરને લોકો શૂરસેનના નામથી ઓળખે છે.” શૂરસેને છાતીને બળાત્કારે ફૂલાવીને જવાબ આપ્યો; અને ત્યાર પછી તેમની વચ્ચે પ્રશ્નોત્તરની જે પરંપરા ચાલી તે નીચે પ્રમાણે:—

“અને આપનો નિવાસ ક્યાં છે ?”

"જી, લંકામાં."

"લંકામાં ?"

"જી હા, જનાબે આલી, લંકામાં !"

"કઇ લંકામાં ?"

"મોટી લંકામાં !"

"લંકા પણ વળી નાની અને મોટી બે છે ખરી કે ?"

"જી હા, નાની લંકામાં શિવના ભક્તો વસે છે અને મોટી લંકામાં શિવ પોતે તથા તેના ભક્તો બન્ને વસે છે, હવે સમજ્યા ? કે હજી વધારે સાફ ખુલાસો કરીને સમજાવું ?''

"જી હા, જરા વધારે ખુલાસાથી સમજાવો, તો મોટો ઉપકાર !"

"નાની લંકા તે છે કે જે પ્રથમ સુવર્ણની હતી અને જેમાં રાવણનો નિવાસ હતો, અને મોટી લંકા કાશી કે જે રત્નજડિત છે અને જેમાં વિશ્વનાથ, માતા અન્નપૂર્ણા અને તેમના ભક્ત જનોનો શાશ્વત નિવાસ છે. આટલું સમજાવ્યા છતાં આપનામાં જો મારા કથનને સમજવાની શક્તિ ન હોય; તો આપણા આપને સદાના રામ રામ છે. આવા મોબાગ્રબુદ્ધિના મનુષ્યોના સહવાસમાં રહેવું ઉચિત નથી !"

"આપ કૃપા કરીને કોપાશો નહિ. આપના કથનનો બધો ભાવાર્થ મારા મગજમાં બરાબર ઊતરી ગયો. આપે પ્રથમ જ શાસારૂ ન જણાવી દીધું કે આપ કાશીજીના નિવાસી છો ? વાત તો સીધી અને સાફ હતી તેને વધારીને આમથી આવડી મોટી કરી નાખી !"

"જે કવિજનો હોય છે, તેઓ આડાઅવળા વધારા અને મસાલા વિનાની સાધારણ જનો પ્રમાણે સીધી વાત કરતા નથી. જો તેઓ તેમ કરે, તો પછી કવિ થવાના અને કાવ્યકળા શીખવાનું સાર્થક્ય શું ?"

" ત્યારે શું આપ કવિ પણ છો કે ? "

" જી હા, સજ્જન પુરુષ, કવિ હોવા ઉપરાંત હું 'કપિ' પણ છું ! "

તેનો આ જવાબ સાંભળતાં જ હસમુખો દૂકાનદાર અને શૂરસેનની સૂરત જોવા તથા વાતચીત સાંભળવામાટે એકઠા થયેલા કેટલાક લોકો ખડખડાટ કરતા હસી પડયા. દૂકાનદાર પાછો કાંઈક પૂછવા જતો હતો, એટલામાં તેને બોલતો અટકાવીને શૂરસેને કહ્યું કે: " આમ કદાપિ બની શકવાનું નથી; આખો જન્મારો માત્ર આપ એકલા જ સવાલ પૂછતા જાઓ અને અમો જવાબ જ આપ્યા કરીએ ? વ્યાપાર તો ઘણો જ સારો. બસ; હવે મોઢાને તાળું વાસો. "

" ત્યારે આપની જે કાંઇ પૂછવાની ઇચ્છા હોય તે પૂછી લ્યો. " દૂકાનદારે તેને ખુશ રાખવાના ઇરાદાથી કહ્યું.

" ત્યારે પ્રથમ તો એ જણાવો કે આજે આ શહેરમાં આટલી બધી ધામધૂમ શાની ચાલી રહી છે અને લોકો દૂકાનો તથા મકાનોને શૃંગારવાના કામમાં કેમ લાગી ગયા છે ? હું આ નગરમાં આગળ પણ બહુ વાર આવી ગયો છું, પણ આવી ધામધૂમ મારા જોવામાં આવી નથી. "

" અરે એ તો અમારા રાજકુમારના લગ્નની ધામધૂમ છે. "

" રાજકુમારનું લગ્ન ક્યારે થવાનું છે ? "

" આ અઠવાડિયામાં જ. "

" જાન ક્યાં જવાની છે ? "

" શહેરમાં ને શહેરમાં જ ફર્યા કરશે ! ",

" આમ હોવાનું શું કારણ ? રાજાના કુમારોનાં લગ્ન તો કોઇ રાજાની રાજકુમારી અથવા તો કોઇ મોટા પેટવાળા ભારી ઠાકરડા જમીનદાર કે જાગીરદારની પુત્રી સાથે જ થવાં જોઇએ; તો પછી શહેરમાં જ તમારા રાજકુમારનાં કોની સાથે લગ્ન

થવાનાં છે વારુ ? "

"જી હા, તે એક જમીનદારની પુત્રી છે, પરંતુ તેને હરીને લાવવામાં આવી છે અને તેથી તેને મહેલમાં જ રાખેલી છે અને તેની જોડે રાજકુમારનો લગ્નસંબંધ પણ મહેલમાં જ થવાનો છે."

"એ વળી હરાયલી પુત્રી ક્યા દુર્ભાગીની છે ? શું તેનો પિતા રાજકુમાર સાથે તેને પરણાવવાને રાજી ન હોતો ? "

"આ બધી વાતો રાજા મહારાજાઓના ઘરની હોવાથી ખુલ્લા રસ્તામાં તેની ચર્ચા કરવામાં મોટું જોખમ સમાયલું છે, એટલે હું વધારે કાંઇ જણાવી શકતો નથી અને આશા છે કે, તમો પણ એ વિશે હવે વધારે કાંઈ પૂછશો નહિં. "

"પૂછ્યા વગર તો આપણાથી રહી શકાય તેમ નથી; પણ હા, જો અહીં બજારમાં એ વાત કહેવાનો આપને વાંધો હોય, તો ચાલો અંદર કોટડીમાં ઘુસી જઇએ. "

"વાહ; ખૂબ કહી ! "

"વારુ, પણ તે કન્યા તથા તેના પિતાનાં નામ તો જણાવશો કે, તે પણ નહિ ? "

"તે જણાવવામાં કાંઇ પણ વાંધો નથી; સાંભળો, તે પટનાના જમીનદાર ગુલાબસિંહની કન્યા છે અને તેનું નામ રંભા છે, એ શું તમો નથી જાણતા કે ? એ કન્યામાટે તો બિહારના રાજા ઉદયસિંહના પુત્ર મહેન્દ્રસિંહ સાથે ખૂબ દંગોફસાદ પણ થઇ ચૂક્યો છે ! "

"વાહ વાહ ! તે લોકોને આપણે સારી રીતે ઓળખીએ છીએ અને કન્યાનો તો નસેનસથી જાણીતા છીએ. પણ આ તો બહુ ભૂંડું થયું. જો તે મહેન્દ્રના ઘરમાં ગઇ હોત, તો ઠીક થાત ! તે શયતાનની ગમે તેવી અને ગમે તેટલી દુર્દશા થાત, તેની આપણને કાંઇ પરવા ન હોતી; પણ એ ચુડેલ કન્યાનો આપના રાજાના કુમાર સાથે શરીરસંબંધ થયો એ સારૂં ન થયું ! હવે

એ બિચારા રાજકુમારના આયુષ્યનો આંકો આવી ચૂક્યો ! ભૂંડું થયું; બહુ જ ભૂંડું થયું ! ! ”

રંભાનો વૃત્તાન્ત કાંઇ શૂરસેનથી અજ્ઞાત ન હોતો. રંભા મહેન્દ્રસિંહમાટે પોતાના પિતૃગૃહને ત્યાગી પતિને શોધવા ચાલી નીકળી હતી, એ વાતને તે સારી રીતે જાણતો હતો; એટલે આજે બિચારી રંભાને આવી આપત્તિમાં આવી પડેલી જોઇને તેના હૃદયમાં અતિશય ખેદ થવા લાગ્યો. છતાં તે પોતાની ચાલબાજીને ભૂલી જાય તેવો ન હોતો; તેણે વાત કરતાં કરતાં એક યુક્તિ શોધી કાઢી. તેણે વિલક્ષણ મુદ્રાથી ડોકું ધૂણાવીને કહ્યું કે: “ હાય, હવે એ બિચારા રાજકુમારના આયુષ્યનો આંકો આવી ચૂક્યો ! ભૂંડું થયું; બહુ જ ભૂંડું થયું ! ! ” બિચારો દુકાનદાર અને ત્યાં ઊભેલા બીજા ચાર પાંચ માણસો ગભરાઇ ગયા કે, ‘ એ આ શું બકે છે ? અમારા રાજકુમારનો જીવ શામાટે જાય ? ’ અંતે દુકાનદારે પોતાની આતુરતા અતિશય વધી જવાથી પૂછ્યું કે: ‘ એમાં રાજકુમારના પ્રાણ જવા જેવું શું છે વારૂ ? ”

“ ભાઇ, આ રાજાઓના ઘરની વાત હોવાથી આમ બજાર વચ્ચે ઢોલ વગાડીને કહી શકાય નહિ, સમજ્યા ? ત્યારે લ્યો હવે આપણે ગચ્છંતી કરીએ છીએ; કારણ કે, કોઇને પણ પીડાઇ પીડાઇને મરી જતો જોવાની આપણી આંખોમાં તાકત નથી. ” એ જવાબ આપવા સાથે શૂરસેન ઉઠવાની તૈયારી કરવા લાગ્યો.

“ મહાશય, જરા બેસો તો ખરા ! આમ ગભરાઓ છો શામાટે ? મારે તો હજી આપની સાથે ઘણાં ઘણાં કામો છે. ” દુકાનદારે તેનો હાથ પકડીને બેસાડતાં આગ્રહ કર્યો.

“ અરે રામ રામ ! કામના નામથી તો આપણે સો ગાઉ છેટા ભાગીએ છીએ; કામને તો આપણા છેટેથી જ પ્રણામ છે ! ” શૂરસેને કંટાળો બતાવ્યો.

“ વારૂ, પણ થોડી વાર થોભો તો ખરા. ”

" જો મારી બે વાતો માનવાનો કરાર કરો, તો થોડી વાર તો શું, પણ કહો તો બે ચાર દિવસની છાવણી નાખી દઉં. "

" મારે તે કબૂલ છે. એવો કોણ અભાગિયો હોય કે આપના જેવા હસમુખા અને વિનોદી પુરુષથી વિયુક્ત થવાની ઇચ્છા રાખે ? "

" વારુ, તો પછી તે બે વાતો જણાવી દઉં ? "

" જણાવો, અને બહુ જ જલ્દી જણાવો. "

" એક તો એ કે હું આપના દૌલતખાનામાં બે અથવા ત્રણ દિવસ પડાવ નાખીને પડીશ અને ભાંગ ઘૂંટીને પીતો રહીશ. પણ તમારે બીજી કોઈ બાબતનો ડર ન રાખવો; કારણ કે, મારા ખાનપાનનો ખર્ચ હું પોતે જ વેઠી લઇશ અને આપના પૈસાને આંચ આવવા નહિ દઉં !..."

" ભાઇ, હવે જલ્દી જે જણાવવાનું હોય, તે જણાવી જ દો ને; આવી વાતોમાં વખત વીતાડવો યોગ્ય નથી. હું કાંઇ એટલો બધો કંગાલ નથી કે બે ચાર મહિના સુધી આપની મેહમાનદારી ન કરી શકું. હવે જોઇશું કે છોલી છોલીને આપ કેટલાક ગુલાબજાંબૂ ખાઓ છો તે ! જો છેવટે આપ હારી ન જાઓ તો થઇ જ રહ્યું છે ! "

" વારુ ત્યારે બીજી વાત પણ સાંભળી લ્યો. તે એ કે, જે બાબત વિષે આપ મને પૂછી રહ્યા છો, તેને જાણવાનો અત્યારે જ હઠ ન કરો. એકાંતમાં રાતે અથવા આવતી કાલે હું આપને બધો વૃત્તાન્ત કહી સંભળાવીશ. આ વાત તો જાણે ઠીક; પણ જો ધારું તો હું ત્રૈલોક્યની વાર્તા પણ જણાવી શકું એમ છું. હું એક બહુ જ ઉપયોગી માણસ છું, મારા મરવા પછી પણ મારું એક એક હાડકું બબ્બે લાખ રૂપિયાની કીમતે લીલામથી વેચાશે, સમજ્યા ? " શૂરસેને મહાગંભીરતાના આડંબરથી કહ્યું.

" વાહ વાહ ! આપની શી વાત કરવી ! "

" શી વાત કોઇ બીજાની હશે, અમારી તો મોટી વાત છે ! "

" વારુ, સાહબ, મને એ પણ કબૂલ છે. "

કેટલાક સમય સુધી એવી જ વિનોદવાર્તા ચાલ્યા કીધી, શૂરસેનની વાર્તા સાંભળી બધા હસતા હસતા લોટપોટ થઇ જતા હતા. બપોરે દૂકાનદારે દૂકાન બંધ કરી અને શૂરસેનને સાથે લઇને તે પોતાને ઘેર ગયો. શૂરસેને બેધડક તેના ઘરમાં છાવણી નાખી અને પછી હરવા ફરવાને ઘરમાંથી તે બહાર નીકળ્યો; પણ બજારના રસ્તાને છોડી કિલ્લાની દિશામાં રવાના થઇ ગયો.

કિલ્લાની એક બારી બરાબર ગંડકી નદીના કિનારાપર જ પડતી હતા ને તે રસ્તે ઘણાં માણસો ગંડકીને કિનારે આવતાં જતાં હતાં, તેમ જ કેટલીક દરબારી દાસીઓ પણ એ જ રસ્તે પાણી ભરીને અને પાણી ભરવામાટે આવતી જતી દેખાતી હતી.

શૂરસેન બીજાઓને ભલે ગમે તેવો મસ્ખરો અને બેવકૂફ દેખાતો હોય, પણ ખરી રીતે તે એક બડો ચાલાક અને ધૂર્ત પુરુષ હતો. તે સારી રીતે જાણતો જ હતો કે: "રંભા તેના શરીરમાં પ્રાણ હશે, ત્યાં સુધી તો કેવળ મહેન્દ્ર વિના બીજા કોઇ પરપુરુષ જોડે પરણવાની નથી- તે નથી જ; એટલું જ નહિ, પણ તે જે પોતાના જીવપર ખેલીને બાપના ઘરમાંની ભાગી ગઇ હતી તે પણ મહેન્દ્રના કારણથી જ ! કોણ જાણે કેવી રીતે તે એ દુષ્ટોના પંજામાં સપડાઇ ગઇ, તે કલ્પી શકાતું નથી. ગમે તેમ પણ હવે કોઇ એવી યુક્તિ કરવી જોઇએ કે, જેના યોગે એ બિચારી પારધીના જાળમાં સપડાયલી પોપટીનો છૂટકો થઇ જાય ! " આવી ધૂનમાં ડૂબેલો શૂરસેન એક તરફ બેસી ગયો અને કિલ્લાની અંદરથી આવતાં અને કિલ્લામાં જતાં ઔરતો તથા મર્દોના તમાશાને એકાગ્રતાથી જોવા લાગ્યો.

જેમ જેમ દિવસ વીતતો ગયો તેમ તેમ લોકોની આવજાવ ઓછી થવા લાગી, અને તે એટલે સુધી કે સંધ્યાકાળ થતાં સુધીમાં તો ત્યાં લગભગ નિર્જનતા જ નૃત્ય કરવા લાગી. કેવળ એક વૃદ્ધા નારી બે દાસીઓને સાથે લઇને નદીપર આવી હતી,

તે જ ઘાટપર રહી ગઈ. તે વૃદ્ધા નારીનું વય સાઠ વર્ષથી ઓછું તો નહિ જ હોય; છતાં તેણે પોતાના શરીરને ઉત્તમોત્તમ અલંકારોવડે શૃંગારેલું હતું અને તેની સાથવાળી બે બીજી તરુણીઓનાં શરીર પણ અલંકારોના ભારથી વાંકા વળી જતાં હતાં. શૂરસેને કલ્પના કરી કેઃ " આ વૃદ્ધા અવશ્ય રાણી સાહબાની દાસી અથવા દાસીઓની સરદાર હોવી જોઇએ ! " તે ઘણી વાર સુધી તે ત્રણે ઔરતોને જોતો રહ્યો. જ્યારે તે વૃદ્ધા માથું ચોળીને ન્હાઇ રહી એટલે વસ્ત્ર બદલીને બીજી બન્ને ચપળાઓને સાથે લઇ કિલ્લામાં જવામાટે સીડીપર ચઢવા લાગી. એટલામાં શૂરસેન દોડીને તેની પાસે જઈ પહોંચ્યો અને તેનાં ચરણોમાં પડીને રોવા લાગ્યોઃ—

" હાય, માતા, તું ક્યાં ચાલી ગઇ હતી ? મેં તારૂં એવું તે શું બગાડયું હતું કે તું મને એકલો મૂકીને ચાલી નીકળી ? હવે તારા જેવી બીજી માતાને હું ક્યાંથી લાવું ? તું દિવસમાં ચાર પાંચ વાર મને પ્રેમ કરીને અને આગ્રહ કરીને ખવાડતી હતી ને હવે તો તારા વ્હાલા દીકરાને પૂરૂં પાધરૂં બે વાર પણ કોઇ ખવાડનાર રહ્યું નથી. મારા હાથે જ ચૂલો ફૂકું છું ને રસોઈ બનાવું છું. એમાં તો શંકા નથી કે, ઘરમાં તું મારામાટે લાખો રૂપિયાની પૂંજી મેલી ગઇ છે, પણ હવે એ પૂંજી શા કામની ! તારી પુત્રવધૂ પણ સ્વર્ગવાસિની થઇ છે, એટલે હવે એ ધનમાલને કોણ ભોગવવાનું હતું વારૂ ? હા, એ હું જાણું છું કે, તું મારા બાપ સાથે લડીને લાખો રૂપિયા અને જડાઉ ઘરેણાંને લાત મારી ગુપચુપ ચાલી ગઇ હતી, પણ હવે બાપાજી પણ સ્વર્ગમાં સિધારી ગયા છે અને કેવળ મારા વિના ઘરમાં બીજું કોઇ પણ બાકી રહ્યું નથી. માતા, હું આટલી બધી દૌલતને સંભાળી શકતો નથી અને જમીનદારીનો બંદોબસ્ત મારાથી કોઇ પણ પ્રકારે થઇ શકતો નથી. માતા, હવે હું માનવાનો નથી અને તને ઘેર લઇ ગયા વિના અહીંથી ખસવાનો નથી ! મેં તારો કશો પણ અપરાધ કર્યો ન હોતો, છતાં તું મારાથી કેમ રીસાણી ?

હાય, માતા ! હાય, માતા ! ! હવે આ શરીરમાં પ્રાણ છે ત્યાં લગી તો હું તને છોડવાનો નથી. તેં આગ્રહ કરીને મારામાટે જે સાંકળી બનાવી આપી હતી તેને પણ લે, હું ઊતારીને તારી આગળ ધરી દઉં છું; હું હવે એ સોનાની માળાને મરી જતાં પણ મારા ગળામાં ધારવાનો નથી ! ” આટલું બોલી તેણે સુવર્ણમાળાને ગળામાંથી ઊતારી તે વૃદ્ધાનાં ચરણોમાં નાખી દીધી અને પુનઃ બોલવા માંડયુંઃ “ જો તું હવે ઘેર નહિ આવે, તો હું બધી દોલત ફકીર ફુકરાને અને સાધુઓને વ્હેંચી, ઘરની ચીજોનું લીલામ કરી સાધુ બનીને જંગલમાં ચાલ્યો જઇશ. હું આજે વર્ષોથી તને શોધ્યા કરૂં છું અને માર્યો માર્યો ફર્યાં કરૂં છું; પણ ક્યાંય તારો પત્તો જ ન મળ્યો. આજે ભગવાને તારો ભેટો કરાવ્યો છે, એટલે હવે તને હું કદાપિ દૂર થવા દેવાનો નથી; દુનિયા ઉંધી થઈ જાય તો ભલે, પણ હું તને ઘેર ઘસડી જવા વિના માનવાનો નથી ! મેં સાંભળ્યું છે કે, મારાં બે ત્રણ ભાઇ બહેન પણ હતાં કે જેમને તું પોતાની સાથે લેતી ગઇ હતી; પણ હાય અત્યારે તે ક્યાં છે, મને સત્વર તેમના દર્શનનો લાભ આપ. આપણા ઘરમાં જે કાંઈ દૌલત છે તે હું તેમને સોંપી દઇશ, તેઓ જ ગામ ગરાશનો બંદોબસ્ત રાખ્યા કરશે, મારે હવે એ ઝગડા સાથે કાંઇ પણ લેવા દેવા નથી, મને ધનમાલની જરા પણ પરવા નથી ! મારો તો દિવસ અને રાત ભાંગના નશામાં જ મસ્ત રહેવાનો વિચાર છે. બસ પા શેર ભાંગ અને અડધો શેર શાકર જોઇએ; બીજું કાંઇ પણ નહિ. મા, હવે તો તારે ઘેર આવવું જ પડશે ! હું કોઈ પણ ઉપાયે માનવાનો નથી તે નથી જ ! ! ”

આવા પ્રકારના ઉદ્‌ગારો કાઢતો શૂરસેન ઘણી વાર સુધી તે વૃદ્ધાના પગોને પકડી રોતો અને અફસોસ કરતો રહ્યો. પ્રથમ તો વૃદ્ધા ગભરાઈ કેઃ ‘ આ વળી ક્યાંની બલા આવીને ગળે પડી ! ’ પણ જ્યારે તેણે બેશુમાર દૌલતનું નામ સાંભળ્યું, એટલે તેના મોઢામાં

પણ પાણી ભરાઈ આવ્યું અને તે વિચાર કરવા લાગી કે: ' અહીં જેટલી મિલ્કત દશ જન્મમાં પેદા થવાનો સંભવ છે, તેટલો માલ તો મને એકદમ આ પાગલ આપી દેવાને તૈયાર છે આ તો બિચારો મને માતા બનાવીને આટલી દૌલત આપે છે, પણ જો બાયડી બનાવે, તો પણ આટલી દૌલતમાટે તો બાયડી બનવાને પણ તૈયાર થવું જોઇએ ! કદાચિત્ એની માતા મારા જેવા જ રંગરૂપની હોવી જોઇએ, તેથી જ એ આટલો બધો ભરમાયો છે ! એ કહે છે કે: ' મારાં ભાઇ અને બહેનને પણ તુ સાથે લેતી ગઇ હતી; ' તો ચાલો એ વળી ઘણો જ સારો પ્રસંગ છે. મારે એક પુત્ર અને એક પુત્રી પણ છે, એટલે તેઓ જ એનાં ભાઇ અને બહેન બની જશે. અર્થાત્ આટલી દૌલતને અમથી હાથમાંથી જવા દેવી એ નાદાની નહિ તો બીજું શું વારૂ ? મને તો એ જ ઠીક લાગે છે કે, એની સાથે ચાલ્યાં જવું; પણ હા, આ બાબતમાં મારા દીકરાની પણ સલાહ તો લેવી જોઇએ. "

વૃદ્ધા પણ ઘણી વાર સુધી આવા પ્રકારના વિચારોમાં નિમગ્ન રહી, એટલે કે, બન્ને પોતપોતાના સ્વાર્થમાં લીન હતાં. અંતે વૃદ્ધાએ કહ્યું: " વારૂ, તારો આટલો બધો આગ્રહ છે તો હું તારી જોડે ઘેર ચાલીશ; પણ તે પહેલાં મારે તારા ભાઇને પૂછી લેવું પડશે."

" ત્યારે શું મારો ભાઇ પણ આ શહેરમાં જ છે કે ? તે શો ધંધો કરે છે ? "

" રાજાના અશ્વારોહી સૈન્યમાં એક સૈનિક છે. "

" અને બહેન ક્યાં છે ? "

" તારી બહેન તો પોતાનાં સાસરિયાંમાં છે. "

" હાય, આજે હું તેનું મોઢું જોઇ ન શક્યો, મા ! હજાર બે હજાર રૂપિયા તેને મોકલી આપ અને ઘેર ચાલ્યા પછી તેને બોલાવી લેજે. મારા ભાઇને પણ લેતી ચાલ, તેની હું આપણા રાજા સાથે મુલાકાત સુદ્ધાં કરાવીશ. "

" આપણો રાજા કોણ ? " વૃદ્ધાએ પૂછ્યું.

" ઉદયસિંહ. " ઉત્તર મળ્યું.

" વિહારનો રાજા ? "

" જી હા, મા ! "

વિહારના રાજા ઉદયસિંહનું નામ સાંભળી તે વૃદ્ધા કેટલાક સમય પર્યન્ત કાંઇક વિચારમાં પડી ગઈ, પણ પાછી શુદ્ધિમાં આવીને શૂરસેનને ઉદ્દેશી કહેવા લાગી: " વારૂ ત્યારે મોડું થયેલું હોવાથી અત્યારે તો હું જાઉં છું; આવતી કાલે આ સમયે અને આ સ્થળે જ મને આવી મળજે એટલે પછી જેવો નિશ્ચય થશે તેમ કરીશું. "

" નિશ્ચય બિશ્ચયની વાત આપણે નથી જાણતા; તારે ચાલવું જ પડશે. "

" હા, હા; હું ચાલીશ, બેટા, ચાલીશ ! "

" વારૂ ત્યારે આ સાંકળી તું લેતી જા, મારા ભાઇને આપી દેજે. "

" ભલે; તારી ઇચ્છાને મારે આધીન થવું જ જોઇએ. " વૃદ્ધાએ એમ કહીને સોનાની સાંકળી ઝટ પોતાના હાથમાં લઇ લીધી.

એ પછી બે ચાર વાતો કરીને તે વૃદ્ધા ત્યાંથી ચાલી ગઇ અને શૂરસેન પણ પોતાની કાર્યસિદ્ધિ થઇ જવાના હર્ષથી મદોન્મત્ત થઇ ઝૂમતો ઝૂમતો પોતાના નવા મિત્ર દૂકાનદારને ઘેર પહોંચી ગયો. ત્યાં દૂકાનદારે તેની ઘણી જ સારી ખાતિરબર્દાસ્ત કરી અને શૂરસેને પણ પોતાના વિનોદી સ્વભાવથી દૂકાનદારને સારી રીતે ખુશ કરીને પોતાનો જાની દોસ્ત બનાવી લીધો

બીજે દિવસે પેલી વૃદ્ધાને મળવામાટે શૂરસેન પાછો આગલા દિવસના પોતાના સ્થાને પહોંચ્યો. આજે વૃદ્ધા સાથે તેનો પુત્ર પણ હતો કે જે સગા ભાઇ પેઠે ઘણા જ હર્ષથી તેને ગળે બાઝીને મળ્યો અને ઘણી વાર લગી વાતચીત કરતો ઉભો રહ્યો. આ બધી ચેષ્ટાને જોઇ શૂરસેનનો નિશ્ચય થઇ ગયો કે: " હવે આપણા

કાર્યની સિદ્ધિ અવશ્ય થવાની જ ! " અંતે ધીમે ધીમે તેણે પોતાના સ્વાર્થની વાતને છેડી અને વૃદ્ધાને પૂછ્યું કે: " વારૂ, ત્યારે માતા, એ જણાવ કે તું ઘેર ક્યારે ચાલીશ ? "

" તું કહે તે વેળાયે હું ચાલવાને તૈયાર છું. "

" મારા વ્હાલા ભાઇ, " શૂરસેન પોતાના બનાવટી ભાઇ અર્થાત્ તે વૃદ્ધાના પુત્રને ઉદ્દેશીને કહેવા લાગ્યો: " હું તમને એક ચિઠ્ઠી આપું છું, તે તમે વિહારના રાજા ઉદયસિંહ પાસે લઇ જાઓ. મને તેઓ પોતાના બંધુ સમાન માને છે, આપણા ઘણા પૈસા તેમના ખજાનામાં જમે છે અને આપણા ઘરની ચાવી પણ તેમની પાસે જ છે. તેઓ તમને આપણા ઘરની કૂંચી અને એક હજાર રૂપિયા રોકડા આપશે તેમ જ મારા નોકરોને બોલાવી તમને ઓળખાવી દેશે કે આ શૂરસેન ઝવેરીના ભાઇ છે. એમ થવાપછી તે નોકરો તમારો હુકમ માથાપર ઉઠાવશે, તમો ઘરની વ્યવસ્થા કરજો અને આજથી બરાબર પંદરમે દિવસે આપણા ઘરમાંથી ચાંદીની પાલખીને ભોઇઓની કાંધોપર ઉપડાવી શહેરમાંથી નીકળી પાંચ ગાઉપર આવીને અમારા આવવાની વાટ જોતા ઊભા રહેજો. માતાજીને આપણે પાલખીમાં બેસાડી ધામધૂમથી લઇ જઇશું લ્યો આ ચિઠ્ઠી રાજાસાહેબને આપજો અને આ સોનામોહોરો માર્ગમાં ખર્ચજો. આજે જ એક ઘોડો ભાડાનો કરી લ્યો અને વેગથી ચાલ્યા જાઓ. " એમ કહીને શૂરસેને એક ચિઠ્ઠી અને દશ સોનામોહોરો કાઢીને તેને આપી.

વૃદ્ધાના પુત્ર રામદાસે " આવતી કાલે સેનાપતિની રજા લઇને હું જરૂર વિહારના રાજનગર પ્રતિ ચાલતો થઇશ " એટલું કહી શૂરસેનના હાથમાંથી ચિઠ્ઠી અને સોનામોહોરો લઇ લીધી અને ત્યાર પછી ત્રણે જણ પોતપોતાના સ્થળે જવાને તૈયાર થઇ ગયાં. એટલામાં શૂરસેને પોતાની બળાત્કારની માતાને પૂછ્યું કે: " "માતા, એ તો કહે કે, અહીંના લોકોએ તારૂં શું નામ રાખ્યું છે ? "

" ચમેલી હાઇ. " જવાબ મળ્યો.

" રામ, રામ, સારા નામને બદલીને અહીંના લોકોએ તને કેવું ભૂંડું નામ આપી દીધું છે ! જો મારૂં ચાલતું હોય તો આ ક્ષણે બધાંનાં જ નાક કાપી નાખું ! વારૂ ત્યારે અત્યારે તો હું રજા લઉં છું; આવતી કાલે પાછી અહીં જ મળજે; કોઇથી ડરવાનું કાંઇ પણ કારણ નથી. " શૂરસેને ઉદ્ગાર કાઢયા.

" લે–વાત કાઢી તે ! મારા દીકરાને મળવા આવવામાં વળી ડર તે કોનો હતો ! " ચમેલીએ કહ્યું.

" વારૂ ત્યારે આપણે પધારીએ છીએ. "શૂરસેન બોલ્યો.

બન્ને પોતપોતાની દિશામાં ચાલ્યાં ગયાં.

## પ્રકરણ ૨૩ મું

### દાવપેચનો ફન્દો

હાજીપુરના રાજા દૌલતસિંહનો કુમાર પ્રતાપસિંહ મહા-જડબુદ્ધિ હતો. તેનો પ્રથમથી જ વિદ્યાભ્યાસમાં પ્રેમ ન હોવાથી કેવળ કાગળપત્રપર હસ્તાક્ષર કરવા ઉપરાંત વધારે તે કાંઇ ભણ્યો ન હોતો; એટલે કે તે કાગળ પણ પોતાના હાથે લખી શકતો ન હોતો. પંદર વીસ ગપ્પીદાસો અને ઘડી ઘડી પળ પળ ખુશામદ કરનારા સાથીઓ સાથે હાહા હીહી કરવામાં જ તે પોતાના દિવસો વીતાડી દેતો હતો. હા, જો હોય, તો કવિતાનો તેને થોડો ઘણો શોક હતો. આજકાલ તો પોતાનાં લગ્ન થવાની ખુશાલીથી તે ફૂલ્યો સમાતો ન હોતો. રંભા જ્યારથી તેના ઘરમાં આવી હતી, ત્યારથી લપાઇ છુપાઇને અત્યાર સુધીમાં તેણે બે વાર તેના સૌન્દર્યની ઝાંખી કરી

હતી અને તેથી પોતાના સાથીઓના મધ્યમાં બેસીને તે વારંવાર રંભાના રૂપની ભાટો પ્રમાણે પ્રશંસા કર્યા કરતો હતો. ભાંગ અને ગાંજાનો તો તે કુમાર ગુલામ જ હોવાથી દિવસમાં ત્રણ વાર બૂટી ઘૂંટાતી હતી અને ગાંજો તો દશ દશ વાર ફૂંકાતો હતો. મહાશય દિવસ અને રાત નશામાં ચકચૂર જ રહેતા હતા.

શૂરસેને એ ભાઇ સાહેબના રંગઢંગની બધી બરાબર ખબર મેળવી લીધી હતી, એટલે સંધ્યાકાળે બૂટી પીવાનો સમય થતાં તે કુમારના નજરબાગના દરવાજાપર પહોંચી ગયો કે જ્યાં પ્રતાપસિંહ દરરોજ બૂટીનું પાન કરી અડધી રાત વીતી જતાં સુધી ગપાટા હાંક્યા કરતો હતો. શૂરસેને પહેરેગીરને કહ્યું કે: "કુમારને બહુજ જલ્દી જઇને ખબર આપો કે વિજયાદેવીના એક સિદ્ધ મહાત્મા તમોને પોતાની દેવદુર્લભ મુલાકાતનો લાભ આપવાને પધાર્યા છે."

પહેરેગીર સિપાહીઓને શૂરસેનની સૂરત શકલ જોઇને બહુ જ હસવું આવ્યું. આવી સૂરતને જોઇને કુમાર સાહેબ ઘણાજ ખુશ થશે, એવા વિચારથી એક સિપાહી દોડતો બાગની અંદર ગયો અને સલામ કરીને કડછા જેવા કુંવરજીને કહ્યું કે: 'આજે એક અજબ માણસ સરકારની મુલાકાતમાટે આવ્યો છે કે જેની સૂરતને જોવાથી હસતાં હસતાં અમારાં તો કાળજાં બહાર નીકળી પડે છે. તે પોતાને 'વિજયાદેવીના સિદ્ધ મહાત્મા'ના નામથી ઓળખાવે છે. આજ્ઞા હોય તો તેને અહીં આવવા દઇએ."

"બિલાશક; તેને જલ્દીથી પણ જલ્દી અને શીઘ્રતાથી પણ શીઘ્ર અમારી હુજૂરમાં લાવીને હાજર કરો." કુમારજીએ હુકમ ફર્માવ્યો.

હુકમ મળતાં જ સિપાહી બહાર જવાને દોડ્યો અને તત્કાળ શૂરસેનને સાથે લઇ પાછો કુમાર સમક્ષ હાજર થઇ ગયો. આજે શૂરસેન વળી એક નવા રંગનો બાંકો જવાન બની ગયો હતો—તે

પોતાને માથાથી પગ સુધી સિંદૂરથી રંગીને ખાસો મહાવીર હનૂમાનજી બની ગયો હતો. આજે ધોતિયા, પેરણ અને ટોપી સાથે તેણે છૂટા છેડા કરી નાખ્યા હતા, લંગોટ કસીને બગલમાં ભાંગની ઝોળી લટકાવી લીધી હતી, હાથમાં ભાંગ ઘુંટવાનો સોટો અને ટોપીને ઠેકાણે ભાંગ છાણવાની મોટી કૂંડીને ઉંધી કરીને માથાપર ધારી લીધી હતી. કુમારજી સમક્ષ આવતાં જ હિંદી ભાષાપર હલ્લો કરીને શૂરસેને આશીર્વાદરૂપ આ દોહરો ત્રણ સ્વર અને તેંત્રીસ તાળમાં લલકાર્યો:—

"મહાદેવકી પરમ પ્રિય, સિદ્ધિનકી સિધિ જોય;
આવનહાર અરિષ્ટ તવ, ટારહિં બિજયા સોય !"

ભંગેડીની આગળ જ્યારે ભાંગની પ્રશંસા કરવામાં આવે છે, ત્યારે તે પ્રશંસા સાંભળીને મનમાં તે બહુજ પ્રસન્ન થાય છે, એ એક નિયમ જ છે. શૂરસેનના એ દોહરાને સાંભળી કુમારજી બહુ પ્રસન્ન થયા અને સમજી ગયા કે એ મહાશયની ઇષ્ટદેવી વિજયા જ છે; છતાં તે સાથે તે દોહરાના ત્રીજા ચરણથી તેના મનમાં ખટકો પણ મોટો થયો, પરંતુ 'સિદ્ધજી કાંઇ થોડી વારમાં ચાલ્યા તો જવાના નથી એટલે નીરાંતે એ વિષેનો ખુલાસો પૂછી લઇશું' એવી ધારણાથી એ વિષે હાલ તરત તેને કાંઇ પણ ન પૂછતાં હસીને અન્ય વિષયપ્રતિ વળીને કુમારે કહ્યું કે: "પધારો, પધારો, સિદ્ધ મહાત્મા, આ આસન આપમાટે તૈયાર છે. કુશળ તો છો ને ?"

શૂરસેને એના ઉત્તરમાં બીજો દોહરો લલકાર્યો;—
"દેહિ બિજય તુમકો સદા, સો બિજયા બરદાનિ;
નિત હમ લહિ જાકી કૃપા, રહત અભય સુખ માનિ !"

"વાહ સિદ્ધજી, શી વાત છે ! વિજયા એવી જ વસ્તુ છે !" કુમારે એટલે કે ભંગેડીએ ભંગેડીની પ્રશંસા કરી.

સિદ્ધ મહાત્માએ ફૂલીફાળીને વિજયાદેવીના પ્રશંસાપુરાણને આગળ લંબાવતાં બિચારી કવિતાદેવીના ગળાપર નખ દબાવીને ભસવા માંડ્યું કે;—

"દે અમંદ આનંદ દ્વન્દ્વ દુઃખ દૂર હટાવે;
ભામા ભોજનમહીં દ્વિગુણ ઇચ્છા ઉપજાવે,
સપ્ત દ્વીપના ભૂપ ભલા ક્ષણમાંહિ બનાવે;
અષ્ટ સિદ્ધિ સુખ અનુભવ તે શ્રમ વિના કરાવે.
નન્દનવન, કૈલાસ, સ્વર્ગ, વૈકુંઠ વિલાસો;
આ ભવ કે પરભવની સહુ વસ્તુનો વાસો,
થાય સદા જો કરો, ભક્ત, વિજયાની સેવા;
વિજયાના જે ભક્ત, ખાય તે મીઠા મેવા !"

"વાહ વાહ ! વાહ વાહ ! ! સિદ્ધજી, વિજયાદેવીનો મહિમા અગાધ અને અકથનીય છે. આપ ક્યાંના નિવાસી છો ?" કુમારે અતિશય પ્રસન્નતાથી પૂછ્યું.

"આપણે તો ક્યાંયના નિવાસી નથી. અમારા પિતાદેવની છાવણી કાશીજીમાં હતી, પણ તે હવે નથી !' સિદ્ધજી બોલ્યા.

"તે હવે નથી એટલે ? શું બાપના મરી જવાથી બાપદાદાનાં મકાનો પણ તૂટી જાય છે કે ?" કુમારે સવાલમાંથી સવાલ કાઢ્યો.

"જી, કોઇના મરવાથી મકાનો તો કાંઇ તૂટતાં નથી, પણ પિતાજી કાશીમાં મરીને મુક્ત થઇ ગયેલા હોવાથી તેમના મળવાની હવે બિલકુલ આશા રહી નથી; વળી તે મકાન કાશીમાં તૂટી જવાથી તેનો પણ સદાને માટે મોક્ષ થઇ ગયો છે, અને દાદાનું ઘર દરભંગામાં હતું, તેનું પણ ગયાજીમાં શ્રાદ્ધ કરીને હું ચાલ્યો આવું છું એટલે તે પણ ગયું જ જાણો. હા, મારા પરદાદાનું મકાન મુલતાનમાં હતું, તેનું પિંડદાન તો મેં ગયાજી ગયા છતાં પણ ન આપ્યું; કારણ કે, પોતાના વડિલોમાંના કોઇનું ઠેકાણું તો કાયમ રહેવા દેવું જોઇએ ને !" શૂરસેને કહ્યું.

સિદ્ધજીની ધડપૂછડા વગરની વાતો સાંભળીને બધા ખડખડાટ હસી પડ્યા. કુમારે પુનઃ પૂછ્યું: "શું ગયાજીમાં તમે તમારા દાદાનું પિંડદાન ન આપ્યું, તેથી તેમનું મકાન મુલતાનમાં બચી ગયું ?"

"જી, આપ સમજ્યા નહિ; મકાન તેને જ કહેવામાં આવે છે કે જેમાં કોઇ વસતું હોય, પછી તે જીવતો જાગતો રહે કે મુઆ પછી ભૂતપલીદ થઇને રહે, એની ચિન્તા નહિ. મેં જ્યારે ગયાજીમાં તેમના નામના પિંડનું દાન નથી કર્યું, તો તેઓ ભૂત થઇને તો પોતાના મકાનમાં રહેશે ને ! પિંડ આપવાથી તો તેમની ગતિ થઇ જવાથી મકાન સાથેનો તેમનો બધો સંબંધ સફાચટમયદાન થઈ જાત !" શૂરસેને તાત્ત્વિક વિચારો દર્શાવ્યા ( ? ).

"ત્યારે તેઓ ભૂત થયેલા છે ને ત્યાં વસેલા છે, એવો આપનો નિશ્ચય છે ખરો કે ?" કુમારજીએ પૂછ્યું.

"જી હા, તેમની જોડે તેમના ભૂતના અવતારમાં અનેક વાર મારી મુલાકાત પણ થઈ ચૂકી છે."

"કેવી રીતે મુલાકાત થઈ ચૂકી છે ?"

"બસ કોઇના શરીરમાં આવીને બે ચાર વાતો કરી ગયા અને મુલાકાત થઇ ચૂકી, જેમકે ગુલાબસિંહની દાદી !"

"ગુલાબસિંહની દાદી વળી કઇ ?"

"અરે પેલા પટનાના જમીનદાર ગુલાબસિંહની દાદી; પણ તે તો એવી કઢંગી છે કે વિનાકારણ પોતાની પ્રપૌત્રી રંભાના શરીરમાં જ વારંવાર આવ્યા કરે છે !"

"રંભાના શરીરમાં તેની પરદાદી આવ્યા કરે છે, એ તમારા જાણવામાં કેમ કરીને આવ્યું વારુ ?" કુમારે ભયદર્શક મુદ્રા અને કંપથી પૂછ્યું.

"હું પોતે જોઇ ચૂક્યો છું અને દુઃખ ભોગવી ચૂક્યો છું." ઉત્તર મળ્યું.

"શું, રંભાના શરીરમાં તેની પરદાદીને આપ જોઇ ચૂક્યા છો ?" કુમારે અધિક ભયથી પૂછ્યું.

"એક વાર કહ્યું તો ખરું કે, માત્ર જોઇ ચૂક્યો છું એટલું જ નહિ, પણ અમુક પીડા પણ વેઠી ચૂક્યો છું."

" આપને શી પીડા વેઠવી પડી હતી વારૂ ? "

" એ ન પૂછો. એ ઘણી મોટી અને લાંબી પહોળી કથા છે."

" કાંઇક તો કૃપા કરીને કહો, ઉપકાર થશે, સિદ્ધજી ! "

" આપ આટલો બધો આગ્રહ કરો છો તો લાચારીએ મારે એ વાત કહેવી પડે છે. સાંભળો; રંભાની પરદાદી સાથે બીજી પણ ઘણી ચુડેલો છે. જ્યારે તે રંભાના શરીરમાં આવે છે ત્યારે રંભા કોઇના શિરપર હાથ રાખી દે છે અથવા તો ભૂલથી જો કોઇના શિરપર તેનો હાથ પડી જાય છે, તો તે માણસના શરીરમાં પણ ગમે તે એક ચુડેલનો વાસો થઈ જાય છે અને તે ચુડેલ તે માણસનું એકે એક હાડકું હીલવી નાખે છે. એક દિવસ હું પટનામાં ગુલાબસિંહને ત્યાં, આજે અહીં આવ્યો છું તેમ, ગયો હતો, સંધ્યાકાળ થતાં સુધીમાં તો મહાલયમાં ખૂબ કોલાહલ મચી ગયો અને તેને સાંભળીને મહાશય ગુલાબસિંહ ગભરાઇ ગયા. મેં તેમને તેમના એ ભય વિષે સવાલ કર્યો એટલે તરત તે ભોળા ભટાક સરદારે કહી દીધું કે: ' મારી પુત્રીના શરીરમાં પ્રત્યેક અમાવાસ્યાના દિવસે ચુડેલનો વાસો થાય છે. આજે અમાવાસ્યા હોવાથી મહાલયમાં એનો જ કોલાહલ મચી રહ્યો છે ! ' મારા મોઢામાંથી નીકળી ગયું કે: ' હું ભૂત અને ચુડેલને ભગાવી શકું છું એટલે મને તેની પાસે લઈ ચાલો.' તરત તેઓ મને પોતાના જનાનખાનામાં લઇ ગયા. ત્યાં રંભાના શરીરમાં ચુડેલનો વાસો મારા જોવામાં આવ્યો, તે ધૂણતી હતી અને હાથપગ પછાડતી હતી. મેં જતાંની સાથે જ પોકાર કર્યો કે: ' બસ, ખબરદાર ! ' મારો આટલો અવાજ સાંભળતાં જ તે વિફરી અને તરત મારા નજદીકમાં આવીને મારા માથાપર તેણે પોતાનો હાથ રાખી દીધો. બસ પછી શું પૂછવું ! તે પળે જ હું ગાંડા જેવો ભાનભૂલ્યો બની ગયો અને ત્યાર પછી બેહોશીમાં મારી કેટલી બધી દુર્દશા થઇ, તે તો તે વેળાયે મારા જાણવામાં જ ન આવ્યું. જ્યારે બીજે

દિવસે હું શુદ્ધિમાં આવ્યો, ત્યારે મેં મને પોતાને અંગાતીરે વાલુકામાં પડેલો જોયો. હાય હાય ! તે દિવસને તો હું કદાપિ ભૂલી શકવાનો નથી. પંદર દિવસ સૂધી તો મારા બધા સાંધા દુઃખતા રહ્યા અને હું મરતો મરતો બચ્યો. હવે જો કોઇ મને એમ કહે કેઃ ' તમને, પટના ચાલો, તો લાખ રૂપિયા આપવામાં આવશે;' તો પણ જે પટનામાં પગ મૂકે તેની સાત પેઢીપર લાનત છે ! હમણાં તો વળી એમ પણ મારા સાંભળવામાં આવ્યું છે કે, ગુલાબસિંહે લાચારીથી રંભાને પોતાના ઘરમાંથી કાઢી મેલી છે અને લોકોને એમ જણાવ્યું છે કે, તે તો ક્યાંક પલાયન કરી ગઇ છે ! " સિદ્ધજીએ ઇતિહાસ કહી સંભળાવ્યો.

તેની આવી વાતો સાંભળીને કુમાર પ્રતાપસિંહ તો ગાંડા જેવો બની ગયો, તેનાં રોમાંચ ખડાં થઈ ગયાં, તેની છાતી ધડકવા લાગી અને તે મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ " એ જ રંભા સાથે મારો લગ્નસંબંધ થવાનો હોવાથી જો આ સિદ્ધજીનું કથન સત્ય હોય તો તો જાણે પ્રાણ ગયા જ સમજી લેવા ! જો તે ક્યાંક માથાપર હાથ મૂકી દેશે, તો આપણા બાર વાગી જવાના ભાઇ ! અરે પણ સિદ્ધજી આ ગપાટો તો નહિ હાંકતા હોય અને ઢાઢા પોરની તોપ તો નહિ ચલાવતા હોયને ? " એવી શંકા આવવાથી તેણે શૂરસેનને પૂછ્યું કેઃ " સિદ્ધજી, આપ આ વાતો અક્ષરે અક્ષર સત્ય જ કહો છો કે ? મારો તો વિશ્વાસ નથી બંધાતો ! "

" વિશ્વાસ ન બંધાતો હોય, તો મારી બલારાતને. જો મારા કથનના સત્યાસત્યની આપને પરીક્ષા કરવી હોય, તો પ્રથમ તેનો પત્તો મેળવો અને પછી અમાવાસ્યાને દિવસે તેની પાસે ચાલીને જુઓ તમાશો. " સિદ્ધજીએ છાતી ઠોકીને કહ્યું.

" રંભા અત્યારે ક્યાં છે એ તો હું સારી રીતે જાણું છું." કુમાર બોલ્યો.

" તો બસ; તે જે શહેરમાં હોય, ત્યાં ચાલ્યા જાઓ અને

અમાવાસ્યાના સંધ્યાકાળે તેને મળો." સિદ્ધજીએ સલાહ આપી.

"રંભા આ શહેરમાં જ છે અને અમાસ્યાને પણ હવે થોડા જ દિવસ છે." કુમારે કહ્યું.

"શું રંભા આ શહેરમાં છે ?" સિદ્ધજીએ ચમકીને પૂછ્યું.

"જી હા, આ શહેરમાં છે એટલું જ નહિ, પણ અમારા પોતાના મહેલમાં જ છે." કુમારે વધારે ખુલાસો કર્યો.

"હાય હાય ! ત્યારે તો મોટો ગજબ થઇ ગયો ! ! હે પરમેશ્વર, મેં તારૂં એવું તે શું બગાડયું છે કે તું મને ફેરવી ફેરવીને આ શહેરમાં લઇ આવ્યો ! હવે મારા પ્રાણને બચાવ ! !" આવી જાતનો બકવાદ કરતો શૂરસેન ત્યાંથી એકદમ નાઠો અને કુમારજી તેને બોલાવતા જ રહી ગયા. "હાં હાં, સિદ્ધજી, જરા ઊભા રહો; મારી વાત તો સાંભળો !" પણ સાંભળે તે બેટો હોય, તે તો એવો નાઠો કે કૂંડી સોટાને પણ ભૂલી ગયો, દરવાજાપર તેને પહેરેગીરોએ રોક્યો એટલે તે જમીનપર લેટી ગયો અને 'મારી નાખ્યોરે બાપલિયા !' કહીને શોરબકોર કરવા મંડી ગયો. લાચાર થઇને બધાએ તેને છોડી દીધો અને પાછો તે જીવ લઇને દોડયો.

કુમારના મનની એ વેળાયે થયેલી અવસ્થાને કેવળ કુમાર જ જાણતો હોવો જોઈએ. સિદ્ધજીના પલાયન પછી તે ચાર છ કલાક સુધી મૂંગોમંતર બનીને બેસી રહ્યો અને તેના હૃદયમાં નાના પ્રકારના શુભાશુભ વિચારો આવવા લાગ્યા. લગ્નનો આનંદ શોકના સ્વરૂપમાં ફેરવાઈ ગયો અને તે એટલી હદ સુધી ડરી ગયો કે, માતાને મળવામાટે મહેલમાં જવાની પણ તેનામાં હિંમત ન રહી. છેવટે ડરતો ડરતો ડરતો તે પોતાના એક મિત્રને સાથે લઇને બાપ પાસે ગયો અને માથું નમાવી બાપાની સોડમાં સંતાઇ બેઠો.

પિતાએ બે ચાર વાર ઉદાસીનતાનું કારણ પૂછવાથી કુમારના મિત્રે વિજયાદેવીના. સિદ્ધનો સમસ્ત વૃત્તાન્ત કહી સંભળાવ્યો. એ વૃત્તાન્ત સાંભળીને પ્રથમ તો રાજા દોલતસિંહ સ્તબ્ધ થઈ ગયો

અને કેટલોક સમય વિચારમાં વીતાડયા પછી બોલ્યો કેઃ " ઉહ્-આ બધી વાહિયાત વાતો છે, આવી વાતોને હું જરા પણ માનતો નથી. ભૂત પ્રેત કાંઇ પણ નથી, એ બધા ઠાલા વહેમ અને ગુમાન છે. તમને છોકરા જાણીને કોઇએ બહેકાવી દીધા છે. હાથકંકણને આરસીની શી અગત્ય છે ? અમાવાસ્યા આડા છ કે સાત દિવસ છે, એટલે તે દિવસે તમારા મનની બધી શંકાઓ દૂર થઇ જશે."

કુમારને પિતાનાં આ વચનોથી કાંઇક આશ્વાસન મળ્યું અને તેથી તેના હૃદયને કાંઈક નિર્ભયતાનો સ્પર્શ થતાં તે શાંતિના ઉપભોગને પ્રાપ્ત કરી શક્યો; તેના જીવમાં જીવ આવ્યો અને તેથી જ રાત્રિના સમયમાં નિદ્રાદેવીનો તેનાં નેત્રો સાથે સંયોગ થયો.

---

## પ્રકરણ ૨૪ મું

### નવીન વ્યવસ્થા



પુનપુના નદીના તીરપ્રાન્તમાં છાવણી નાખીને પડેલા લશ્કરપર છાપો મારીને મહેન્દ્રસિંહ અને માધવસિંહ બન્ને અબળાઓને લઇ આવ્યા અને ત્યારપછી એક સ્થળે વિશ્રામમાટે થોભવા પછી તેમના જાણવામાં આવ્યું કે, એ બે અબળાઓમાં રંભા ન હોતી, એટલી બીના તો આપણે પૂર્વે જાણી ચૂક્યા છીએ. તારા અને કાન્તાના મળવાથી પણ તેમને આનંદ તો થયો જ, પણ તે આનંદ રંભા ન મળવાથી મહેન્દ્રસિંહના હૃદયમાં છવાયલી ઉદાસીનતાને કોઇ પ્રકારે ઓછી કરી શક્યો નહિ. મહેન્દ્રસિંહે તારાને પૂછ્યું કેઃ " તમારી જોડે જ રંભા પણ પકડાઇ હતી, તે ક્યાં છે વારૂ ? "

"અમો બન્નેને બળાત્કારે ઉપાડી જનારા લૂટારાઓએ જ્યારે નદીના તીરપ્રાન્તમાં છાવણી નાખી એટલે પછી બધા પોતપોતાના

કામની ફિકરમાં પડી ગયા અને મારી અને રંભાની પાલખીઓ એક જ સ્થળે રાખેલી હોવાથી રંભાએ લાગ જોઇને રાત્રિના પ્રથમ અંધકારમાં જ પાલખીમાંથી ઊતરીને મેદાનનો રસ્તો સંભાળી લીધો અને ઇશ્વર જાણે તે ક્યાં ચાલી ગઇ ! મેં પણ ભાગવાનો પ્રયત્ન તો કર્યો, પણ મારો પ્રયત્ન સફળ ન થઇ શક્યો; કારણ કે, રંભાના પલાયનની વાર્તા તત્કાળ પહેરાવાળાઓના જાણવામાં આવી ગઇ અને તેથી ચારે તરફથી શોધો પકડો, દોડો, છટકી ન જાય, એવા પોકારો સંભળાવા લાગ્યા; કિંબહુના થોડી વાર પછી એવો અવાજ પણ કાનોમાં આવીને અથડાયો કે, ' મળી, રાંડ મળી ગઇ !' આથી મારા જાણવામાં આવી ગયું કે, રંભા પલાયન કરી શકી ન હોતી અને દુશ્મનોના હાથમાં પાછી સપડાઈ ગઇ હતી એ પછી થોડી વારમાં જ આપ સર્વ આવી લાગ્યા અને તેમની સાથે જંગ મચાવીને અમારા જીવ બચાવ્યા. પણ અત્યારે હું અહીં મારી પ્રિય રંભાને બદલે બીજી જ કોઇ અબળાને જોઈ રહી છું અને એનું મને બહુ જ આશ્ચર્ય થયા કરે છે. " તારાએ બધો ખુલાસો કરી સંભળાવ્યો.

" અને તમો કેવી રીતે ફસાઈ પડયાં ? " માધવે કાન્તાને પૂછ્યું

" હું આફતની મારી, મારી બહેન મોહિનીની સાથે મારી મારી ભટકી રહી હતી, અને અમો ભટકતી:ભટકતી જ્યાં લડાઇ થઇ હતી તે સ્થાનમાં અચાનક જઇ પહોંચી. હું પાણી લાવવાને નદીતીરે ગઇ, ત્યાં ઓચીંતા કેટલાક માણુસો મારી પાસે આવી લાગ્યા અને તેમણે ' મળી ગઈ, એ જ છે, એ જ છે,' એમ કહીને મને ઝટ પકડી લીધી. મેં તેમને ઘણીએ વિનવણી કરી, પણ મારૂં કોઇએ કાંઇ પણ સાંભળ્યું નહિ. હાય, મારા આમ પકડાઇ ગયા પછી બહેન મોહિનીની કોણ જાણે કેવીએ દુર્દશા થઇ હશે ! ! " કાન્તાએ પોતાના ગોટાળાની વાત કહી સંભળાવી.

" આથી તો એમજ જણાય છે કે, રંભા દુશ્મનોના હાથમાંથી આબાદ છટકી ગઇ ! " મહેન્દ્રે ઉદ્‌ગાર કાઢયો.

" મને તો નથી ભાસતું કે તે બચીને નીકળી ગઈ હોય. આપણી સાથે લડયા પછી નાઠેલા અને આસપાસ ફેલાયલા દુશ્મનોના હાથમાં તે પાછી ફસાઈ પડી હોય, તો તેમાં અજાયબી જેવું કાંઇ પણ નથી. " માધવસિંહે કહ્યું.

" એમ પણ બનવા જોગ છે. પણ ત્યારે હવે શો ઉપાય કરવો ? " મહેન્દ્ર બોલ્યો.

" મારો તો એ જ અભિપ્રાય છે કે, અત્યારે તો ઘર તરફ ચાલો, પછી ત્યાંથી જે બંદોબસ્ત કરવાનો હશે તે કરી લઇશું. " માધવે સલાહ આપી.

" નહિ, આવી અવસ્થામાં હું ઘેર તો આવવાનો જ નથી." મહેન્દ્રે પોતાની વિરુદ્ધતા દર્શાવી.

" આપ મોટા છો એટલે આપને મારાથી કાંઇ પણ વધારે તો કહી શકાય તેમ નથી જ; છતાં એટલું તો હું અવશ્ય કહેવાનો જ કે, આપ અત્યારે ઘેર ચાલો તો સારૂં છે. આપને ત્યાં મૂકીને હું પોતે તેને શોધવામાટે પાછો બહાર નીકળી પડીશ અને આપને વચન આપું છું કે હું રંભાને ગમે ત્યાંથી ખોળી કાઢયા વિના મારૂં મોઢું કોઇને બતાવીશ નહિ. " માધવસિંહે આગ્રહ પૂર્વક જણાવ્યું.

" બિચારી મોહિની પણ મહાદુર્દશામાં આવી પડી હશે !" મહેન્દ્રે નિઃશ્વાસ નાખીને કહ્યું.

" ભાઇસાહેબે તો પ્રેમના બે કકડા કરી નાખ્યા; હવે તો ઈશ્વરજ બચાવે ! " એ પ્રમાણે મનમાં કહીને પછી માધવસિંહ પ્રકટ કહેવા લાગ્યો કેઃ "પોતપોતાના ભાગ્યનાં ફળ સર્વને ચાખવાં પડે છે; એટલે એ વિષયનો જો શોક કરવા બેસીએ, તો કોઇ પણ રીતે આરો આવવાનો સંભવ જ નથી. "

માધવસિંહનો અંતિમ ઉદ્‌ગાર મહેન્દ્રસિંહને અતિશય અયોગ્ય

દેખાયો એથી તેના કપાળમાં કરચોળિયો પડી ગઇ, મોઢાની રંગત બદલાઈ ગઇ, આંખોમાં લાલી આવી ગઇ અને તે હોઠ ચાવીને બોલ્યો કે: " જ્યાં તમારા આવા વિચારો છે, તો પછી તમો રંભા તથા મોહિનીને શોધવાનો કેવોક પ્રયત્ન કરશો, એ સાફ દેખાઇ આવે છે. "

છેલ્લો ઉદ્દગાર મુખમાંથી નીકળી ગયા પછી માધવસિંહના મનમાં પણ ખેદ થયો અને તેથી પોતાના મિત્રને મનાવવામાટે તેને બમણો પરિશ્રમ કરવો પડયો. અંતે પ્રત્યેક પ્રકારે તેના મનનું સમાધાન કરી તે તેને ઘેર તો લઇ જ ગયો. તારા અને કાન્તા પણ તેમની સાથે હતી.

મહેન્દ્રનો પિતા ઉદયસિંહ પોતાના પુત્રના આગમનથી બહુ જ આનંદિત થયો, પરંતુ જ્યારે તેણે માધવસિંહના મુખથી સમસ્ત વૃત્તાન્ત સાંભળ્યો, એટલે તેના હૃદયમાં પુનઃ અનેક પ્રકારની ચિન્તાઓ થવા લાગી. તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે: ' ગમે તે ઉપાયે પણ રંભાનો પત્તો તો મેળવવો જ જોઇએ; એટલું જ નહિ, પણ તેને લાવીને મહેન્દ્ર જોડે પરણાવી દેવી જોઇએ. આ કાર્યમાટે ભલે મારૂં સર્વસ્વ ચાલ્યું જાય, તો તેની કાંઇ પણ ચિન્તા નથી ! ' એની સાથે તેણે એ વિષેનો પણ વિચાર કરી લીધો કે: ' હું મોહિનીનો પત્તો લાગવા દઇશ નહિ અને જો તે અહીં આવશે તો તેનો આ ઘરમાં પ્રવેશ થવા દઇશ નહિ; કારણ કે, ગમે તેવી પણ તે બદમાશ કેતકીની બહેન છે, એટલે કેટલીક સારી હશે વારૂ ? ' મહેન્દ્રનું હૃદય રંભા અને મોહિની બન્નેમાં પરોવાયલું હતું, એ વાર્ત્તાને સાંભળીને વળી તેના મનમાં વધારે ખેદ થવા લાગ્યો.

ઉદયસિંહે પોતાના મનમાં જે નિશ્ચય કર્યો તે કોઇને પણ જણાવ્યો નહિ, છતાં એ ભેદને માધવસિંહથી ગુપ્ત રાખવાનું પણ તેને વ્યાજબી ન લાગ્યું; કારણ કે, માધવ બહુ જ ગંભીર

સ્વભાવનો અને સારાસારને સારી રીતે સમજી શકનારો પુરુષ હતો અને તે એટલે સૂધી કે ઘણીક વાર તો રાજકાર્યના કઠિન વિષયોમાં પણ ઉદયસિંહ પોતે અનુભવી અને વૃદ્ધ હોવા છતાં બુદ્ધિમાન્ માધવની સલાહ લેતો હતો અને તેની સલાહ ઘણીજ સારી મનાતી હતી.

કાન્તાને જોઇને માધવસિંહ તેના સૌન્દર્યમાં મુગ્ધ તો થઇ ગયો હતો, છતાં તેણે પોતાના મનને કાબૂમાં રાખ્યું. તેણે પોતાના હૃદયમાં દૃઢ નિશ્ચય કરી લીધો કે: ' ભલે ને કાન્તાના પ્રેમમાં જીવ ચાલ્યો જાય, તો પણ હું વિના વિચારે તો એને સ્વીકારવાનો નથી જ. હા, જો પરીક્ષા કર્યા પછી એ પોતાની બ્હેન કેતકીના જેવી દુર્ગુણી નહિ સિદ્ધ થાય, તો પછી એને સ્વીકારવામાં કશો પણ વાંધો નથી. તેમ જ મારો જેવો એનામાં પ્રેમ છે, તેવો જ એનો પણ મારામાં પ્રેમ હોવો જોઇએ; નહિ તો કેવળ એક-પક્ષીય પ્રેમથી કાંઇ પણ સારૂં પરિણામ આવી શકવાનું નથી. "

રંભાને શોધવામાટે ઘણાક માણસોને ચારે દિશામાં મોકલી દેવામાં આવ્યા અને થોડા દિવસમાં જ રંભાના હાજીપુરમાં હોવાના સમાચાર મળતાં માધવસિંહ ત્યાંથી રવાના થયો, પણ ઘરમાંથી બ્હાર નીકળવા પહેલાં જ તેને શૂરસેનની તે ચિઠ્ઠી મળી ગઇ કે જે ચિઠ્ઠી તે વિનોદી પુરુષે પોતાના બળાત્કારના બનાવેલા ભાઇદ્વારા મહારાજા ઉદયસિંહના નામથી મોકલી હતી.

## પ્રકરણ ૨૫ મું
## દીકરો કે બાપ?

હાજીપુરના રાજકુમાર પ્રતાપસિંહને ડરાવી ભમાવી આપણા હનૂમાન બનેલા શૂરસેનભાઇ જે નાઠા તે એવા કે તે ભાઇસાહેબ ક્યાં ગયા એનો કોઇને કશો પણ

પત્તો મળી શક્યો નહિ. પણ તે વિજયાના સિદ્ધ મહાશય આમતેમ આડઅવળા ચક્કર લગાવી પોતાના દુકાનદાર મિત્રની દુકાનપર પહોંચી ગયા. ઘણા દિવસના સમાગમથી ગોપાલદાસ દુકાનદાર તેનો મિત્ર બની ગયો હતો, પરંતુ પોતાના કાર્યનો વિચાર કરીને અને પોતાના કારણથી ક્યાંક તે બિચારાના માથાપર બલાએ નાગહાની ટૂટી ન પડે એવી ચિન્તાથી તેણે તેના ઘરમાંનો નિવાસ કાઢી નાખ્યો અને ત્યાર પછી તેણે પોતાનો અડ્ડો ક્યાં જમાવ્યો હતો અને અત્યારે તે શું કરતો હતો, એ કહેવાને કોઇ પણ સમર્થ ન હોતું.

શૂરસેન ભલે જહન્નમમાં વસતો હોય, પણ એટલું તો ખરૂં કે, ચમેલી દાઇની રોજ કાયદાસર મુલાકાત લઇને તેની સાથેના પોતાના માતા પુત્રના સંબંધને તે મજબૂત કર્યા કરતો હતો. ચાર પાંચ દિવસનો પરેચય થવા થતાં પણ શૂરસેને તે વૃદ્ધા આગળ પોતાના સ્વાર્થની વાત ન કાઢી. જ્યારે તેનો એ નિશ્ચય થઇ ગયો કે, તે ઘરડીનો છોકરો રામદાસ વિહાર તરફ જવાને ચાલ્યો ગયો હતો અને તે બહુ દૂર નીકળી ગયો હશે, ત્યારે જ તેણે પોતાના સ્વાર્થની વાતને છેડવાની કાંઇક તૈયારી કરી.

એક દિવસ બપોરની શાન્ત વેળાએ ચમેલી દાઇ પોતાના સપૂત દીકરા શૂરસેનને પોતાના તે ઘરમાં લઇ ગઇ કે જેમાં તેનો કમબખ્ત દીકરો રામદાસ વસતો હતો. તે બુઢ્ઢીએ શૂરસેનના મોઢા આગળ ખાવાપીવાની સારી સારી ચીજો લાવીને હાજર કરી દીધી કે જે ચીજો જનાનખાનામાંથી ચોરી છુપીથી તે શૂરસેનના સત્કારમાટે જ ખાસ લાવી હતી. કબૂતર જેવા અકરાંતિયા ખાનાર (!) શૂરસેને ભોજનને આરોગવાનો આરંભ કર્યો અને તે સાથે પ્રસંગને જોઇ પોતાના મતલબની વાત પણ છેડી દીધી: " માતા મેં સાંભળ્યું છે કે, તમારા રાજકુમારનાં લગ્ન થવાનાં છે, તે ખરૂં છે કે ? "

" જી હા, બેટા, રાજકુમારનાં લગ્ન તો થવાનાં છે, પણ કન્યા દુર્ભાગિની તથા કર્કશા છે. " દાઇએ કહ્યું.

"એટલે?" શૂરસેને પૂછ્યું.

"એટલે એ જ કે તે રાતદિવસ રડવા કૂટવામાં જ મશગૂલ રહે છે." દાઇએ ઉત્તર આપ્યું.

"તે તો પટનાના જમીનદાર ગુલાબસિંહની કન્યા છે ને?"

"જી હા, ગુલાબસિંહની જ કન્યા છે."

"પણ તેનો લગ્નસંબંધ તો અમારા રાજકુમાર મહેન્દ્ર સાથે થવાનો હતો!"

"તેનો લગ્નસંબંધ કોની સાથે થવાનો હતો અને કોની સાથે નહિ એ તો હું જાણતી નથી, પણ એટલું જોવામાં આવે છે ખરૂં કે તે રાત દહાડો 'મહેન્દ્ર, મહેન્દ્ર' કરીને રડયા કરે છે અને પોતાના થનાર લગ્નસંબંધ તરફ જ્યારે જાઓ ત્યારે તિરસ્કાર અને ધિક્કાર દર્શાવતી જ દેખાય છે. પછી એનું કારણ તો ગમે તે હોય!"

"માતા, જો તમે તે કન્યાને આપણી સાથે આપણે ઘેર લઇ ચાલો, તો મોટો મજો થઇ જાય. જો આપણે એ કન્યાને આપણા રાજાના હાથમાં સોંપી દઇએ, તો તો એટલું બધું ઇનામ મળે કે માલામાલ અને ખુશખુશાલ!"

"અરે રામરામ, આવો વિચાર પણ ન કરીશ, બેટા! આપણો આ વિચારમાત્ર પણ કોઇના જાણવામાં આવે, તો તત્કાળ આપણુ બન્નેના જીવપર જ આવી બને, સમજ્યો?"

"હું તો મારા જીવને રાતદિવસ હથેળીમાં રાખીને જ ફર્યા કરૂં છું; છતાં અફસોસ તો એ જ છે કે, તું મરણના દરવાજાપર આવી ઉભેલી છતાં મરણના નામથી આટલી બધી ગભરાય છે!"

"ત્યારે શું તું મને મારી નાખવામાટે જ અહીં આવ્યો છે અને એટલામાટે જ મારો દીકરો બન્યો છે?" ડાશીએ જરાક કકડીને કહ્યું.

"મારી અવસ્થા નાની છે તેથી શું થયું? નાની અવસ્થા હોવા છતાં પણ હું કોઇનો દીકરો બનતો જ નથી અને જો

બનું છુ તો ફક્ત પાંચ સાત દિવસને માટે જ; નહિ તો હમેશાં બધાનો બાપાજી બનીને જ ફર્યા કરૂં છું. આજે મારી તારા બાપાજી બનવાની ઇચ્છા થયા કરે છે. " શૂરસેને એકદમ પોતાના રંગને બદલાવી દીધો.

શૂરસેનના ઉદ્દગારો સાંભળી ડોકરી તો ગભરાઇ હેબતાઇ ગઇ; બલ્કે એમ જ કહેવું જોઇએ કે, તે ગાંડી જેવી બની ગઇ અને મનમાં સમજી ગઈ કે: " આ બનાવટી બેટો કોઇ મહા મક્કાર અને ચાલાક મર્દ છે ! " કેટલીક વાર સુધી તેના મોઢાને તાકી તાકીને જોયા પછી તે બોલી કે: " તું તો કોઇ મોટો બદમાશ માણસ દેખાય છે ને શું ! "

" શાબાશ, બુઢ્ઢી, શાબાશ ! છેવટે તેં મોડા મોડા પણ મને ઓળખ્યો તો ખરો જ. બસ એટલામાટે જ હું કહું છું કે, હવે તું પણ મારી જોડે ચાલાક અને બદમાશ બની જઇશ તો જ કામ ચાલી શકશે ! " શૂરસેને ચટકાવ્યું.

" ખબરદાર, છોકરા, મોઢું સંભાળીને વાત કર. પીટયો બદમાશ ક્યાંકનો ! અહીંથી ચાલતો થઇ જા, નહિ તો હમણાં બન્ને કાન ઉખેડી લઇશ, સમજ્યો ? મને તારે કાચી પોચી ન ધારવી. તારા જેવા તો મેં ચાર દીકરા જણી કાઢયા છે ! "

" હું એ માનું છું; એ વિષે મને જરા પણ શંકા નથી. પણ મારામાં એક મહાભારત ગુણ એ છે કે હું જેની પાસેથી મારૂં કામ કઢાવવા ચાહું છું તેને પ્રથમ મારા કબ્જામાં કરી લઉં છું કે જેથી તે પછીથી હૂં કે ચૂં ન કરી શકે. એ મારા સ્વભાવને અનુસરીને તને પણ મેં મારા કબ્જામાં કરી લીધી છે. " શૂરસેને જરા પણ ઉશ્કેરાયા વિના ઠંડે પેટે જવાબ આપ્યો.

" હું અને તારા કબ્જામાં ! જારે પીટયા જા ! ખાંડ ખા ! હું ધારૂં તો ચુટકી બજાવતાંમાં તને ફાંસીનો હુકમ અપાવી દઉં, જાણે છે ? " બુઢ્ઢી બિલકુલ બેતાળી થઇ ગઇ.

" મને ફાંસીનો રસ્તો બતાવતાં ક્યાંક તારો જ પગ્યો જ

ફાંસીને લાકડે ન લટકી જાય, એનો વિચાર કરીને બોલજે. " શૂરસેને બરાબર તાળમાં રહીને જ કહ્યું: " હું સાચું જ કહું છું કે, તારી ચાવી હવે મારા હાથમાં છે એટલે તારે ઝખ મારીને પણ મારૂં કામ બજાવવું પડશે ! "

" તું પાગલ તો નથી થઇ ગયો ને ! "

" એંસી વર્ષની ચુડેલ ડોશીને પોતાના કબ્જામાં કરી લેવી એ તને પાગલનું કામ દેખાય છે કે ? "

"પાછો તેનો તે જ બકવાદ ?"

"હજી ન સમજી ! તો લે, હવે તને સ્પષ્ટ શબ્દોમાં સમજાવું છું. હું કહું તે સાંભળ, પ્રથમ તો મેં જે સોનાની સાંકળી તને આપી છે તેને તારે લોઢાની સાંકળ જ સમજી લેવી; બીજું તારા દીકરાને મેં વિહાર મોકલ્યો છે તેને તારે યમલોકમાં મોકલેલો જ ધારી લેવો; તે હવે જીવતો પાછો આવે તેમ નથી. હા, જ્યારે તું માઈ કામ કરી આપીશ અને હું જ્યારે પાછો મારા હાથનો કાગળ લખીશ ત્યારે જ તેનો છૂટકો થઇ શકશે; નહિ તો તેની ખોપરી થોડા દિવસમાં જ કોઈ કાપાલિક–અઘોરી–ના હાથમાં જ શોભતી દેખાશે, સમજ્યાં મારાં બુઢ્ઢી મા !"

શૂરસેનની આ વાતોએ તો નાતવાન ડોશીને મડદાના રૂપમાં જ ફેરવી નાખી અને તે મનમાં પોતાના હાથે થયેલી ભૂલમાટે મહાપશ્ચાત્તાપ કરવા લાગી. તે હવે બરાબર સમજી ગઈ કે, "હવે આના પંજામાંથી છૂટી શકાય તેમ નથી, હવે તો ઝખ મારીને એનું કામ કરી આપવું જ પડશે; નહિ તો બેશક મારો અને મારા દીકરાનો ઘાત થઈ જવાનો !"

શૂરસેને બધી ડોકરીને દરેક રીતે પોતાના કાબૂમાં કરી લીધી અને પોતાના કાર્યની સિદ્ધિમાટે જે કાંઇ યુક્તિઓ ધારી રાખી હતી તે બધી તેને કહી સંભળાવી. એ સાથે કાર્યની સિદ્ધિ થઇ જવા પછી તેને મોટું ઈનામ અપાવવાની પણ તેણે આશા

આપી અને ત્યાર પછી ત્યાંથી નીકળીને મેદાનનો માર્ગ સ્વીકારી લીધો. શૂરસેનની આજ્ઞા પ્રમાણે ચનલી દાઇએ શાં શાં કામો કર્યા, તે સર્વે જ્યારે રંભના શરીરમાં ભૂત આવશે ત્યારે જ આપણને જણાશે. અત્યારે માત્ર એટલું અહીં જણાવવું જોઇએ કે, બુઢ્ઢીએ પોતાની મદદગાર તરીકે કેટલીક તરુણ સ્ત્રીઓને રાખી લીધી અને પોતાના કાર્યનું મંગળાચરણ કરી દીધું.

---

## પ્રકરણ ૨૧ મું

### અમાવાસ્યાની રાત્રિ

હાજીપુરનો રાજા પોતાના પુત્રના મુખથી રંભાના શરીરમાં ચુડેલ આવવાની વાતને સાંભળીને ઘણો જ ગભરાયો; જો કે બહારથી તો તેણે પોતાના કુમારને એમ જ જણાવ્યું હતું કે: 'એ બધા ખોટા વ્હેમો છે;' પરંતુ તેના મનમાં તો એ વિષેનો ખટકો કાયમ જ રહ્યો. રાત્રે જ્યારે તે મહેલમાં ગયો તે વેળાયે પોતાના પુત્રના મુખથી સાંભળેલી બધી વાત તેણે પોતાની રાણીને કહી સંભળાવી. આ વાતને સાંભળતાં જ રાણી બિચારી થથરી ગઇ અને કહેવા લાગી કે: "રામ રામ, હું આવી કન્યા સાથે પરણાવીને મારા એકના એક દીકરાના જીવપર આફત લાવવા નથી ઇચ્છતી. હું અત્યારે જ એ રાંડને ઘરમાંથી બહાર હાંકી કાઢું છું. કરવું હોય તો ભલે જઇને એ પોતાનાં માબાપના ઘરને વેરાન કરી નાખે! આપણે એ પીડા શામાટે જોઇએ?"

"આટલા બધા ગભરાટની કાંઇ પણ અગત્ય નથી." દોલતસિંહે કહ્યું.

"અરે ગભરાટ તો રહ્યો ગભરાટને ઘેર, પણ ભૂતપ્રેતના

નામથી મારા તો પ્રાણુ જ ઉડી જાય છે. હું તો આ બખેડાને ઘરમાં નથી ઘાલવાની." રાણીએ કહ્યું.

"ઉતાવળી શામાટે થાય છે ? પહેલાં એટલું તો જોઇ લેવા દે કે અમાવાસ્યાને દિવસે રંભાના શરીરમાં ડાકણુ આવે છે કેમ ! ક્યાંક પેલા ભંગેડીએ ગપગોળો ન ફેંક્યો હોય !" દૌલતસિંહ બોલ્યો.

"તે બિચારાને આવો ભયંકર ગપગોળો ફેંકવાની શી અગત્ય અને એથી તેને શો લાભ ?" રાણીએ કહ્યું.

"બદમાશ લોકો ફાયદાની આશા વિના પણ આવી આવી હરકતો કર્યા કરે છે. તુ આ વાતને અત્યારે મનમાં જ દાબી રાખજે, કોઇને જણાવતી નહિ અને પછી જોજે કે તે દિવસે શું થાય છે તે. જો આ બાબત સાચી જ ઠરશે તો એ છોકરીને ઘરમાંથી કાઢી મૂકતાં કેટલી વાર લાગવાની હતી વારૂ ?" દૌલતસિંહે દીર્ઘદર્શિતા બતાવી.

"વારૂ ત્યારે એમ કરીશું, પણ મારૂં કાળજું તો ભયથી કંપ્યા કરે છે." રાણીએ કોમળતાનો પરિચય કરાવ્યો.

"ભયભીત થવાનું કાંઇ પણ કારણુ નથી; તું જોયા કર કે શું થાય છે." રાજાએ આશ્વાસન આપ્યું.

ભય અને શંકામાં પણ છેવટે છ સાત દિવસનો કાળ તો વહી જ ગયો; પરંતુ અમાવાસ્યાને દિવસે પ્રભાતથી જ રાણીના પેટમાં ધાસ્કો પડી ગયો. ચમેલી દાઇ પોતાની સાથેની તરુણ સ્ત્રીઓ સાથે રંભા પાસે હાજર હતી અને તે ઉપરાંત બીજી પણ ત્રણ ચાર દાસીઓને રાણીએ ત્યાં હાજર રાખી હતી; પણ રંભાના શરીરમાં ડાકણનો વાસો હોવાની વાત કોઇને પણ જણાવી ન હોતી.

રાણી પોતે ભયને લીધે આખો દિવસ રંભાના ઓરડામાં ગઇ જ નહિ. સંધ્યાકાળ થતાંની સાથે જ ચમેલી દાઇ દોડતી દોડતી રાણી પાસે આવી અને હાંફતી હાંફતી કહેવા લાગી કે:

"રંભાની તો અજબ હાલત થઇ ગઇ છે"

"શી અજબ હાલત ?" રાણીએ ભયદર્શક મુદ્રાથી પૂછયું.

"તેનું મોઢું લાલચોળ થઈ ગયું છે અને તે પોતાની મોટી મોટી આંખોને ફાડીને ચારે તરફ જોતી ઝૂલ્યા કરે છે." ચમેલી દાઇએ જવાબ આપ્યો.

"તેં તેને કાંઇ સવાલ પૂછ્યો હતો ?" રાણીએ પૂછયું.

"મારો તો તેની નજદીકમાં જતાં પણ જીવ ગભરાય છે. હું દૂરથી કાંઇ પૂછું છું તો તે આંખો રાતી કરી મારી તરફ જુએ છે અને દાંત ટચકચાવીને કહે છે કે: 'હું તો આ આખા ઘરને ખાઇ જવાની છું !' એટલે શું પૂછું ?" ચમેલીનું ઉત્તર મળ્યું.

"હે પરમેશ્વર, હવે આફતમાંથી અમારો બચાવનારો તું જ છે. હાય, તે કોણ જાણે કઈ ઘટિકા હતી કે આ બલાને તે લોકો અમારા ઘરમાં ઉપાડી લાવ્યા !" રાણીએ હાથ ઉંચા કરીને ઇશ્વરની કરુણા યાચી.

"મને તો લાગે છે કે, એ રંભાના શરીરમાં કોઇ ભૂત આવ્યું છે !" ચમેલીએ બળતામાં ઘી હોમ્યું.

"ના, એ ભૂત નથી, જે કાંઇ છે તે હું સારી રીતે જાણું છું. ચાલ જરા હું પણ ચાલીને જોઉં તો ખરી કે શી હાલત છે !" રાણીએ ઉછીની હિંમતનું પ્રદર્શન કરાવ્યું.

"ઇશ્વરને માટે, મહારાણી સાહેબા, આપ ત્યાં ન પધારશો. ક્યાંક એવું ન થાય કે આપ ત્યાં પધારો અને વળી કોઇ નવું તૂત જાગી ઉઠે." ચમેલીએ ગભરાટની આગ સળગાવી.

"તે જે કાંઇ તૂત જગાવી શકે છે, તે પણ મારા જાણવામાં છે. હું કાંઇ તેની પાસે જવાની નથી, દૂરથી જ તમાશો જોયા કરીશ." રાણી બોલી.

ચમેલી દાઇ સાથે રાણી પોતે તે ઓરડા આગળ ગઇ; પરંતુ રંભાની પાસે જવાની વાત તો દૂર રહી, તેણે ઉંબરાને ઓળં-

ગવાની પણ હિંમત ન કરી. અને દૂરથી જ ડોકિયું કરીને જોયું તો રંભા એ વળાયે ખૂબ ઝૂમી રહી હતી અને આંખો ફાડીને વારંવાર છતની તરફ ઉંચે જોયા કરતી હતી.

"ચમેલી, કોઇને કહે તો ખરી કે તે એની પાસે જાય અને હાથ ઝાલીને એને જરાક હીલવે." રાણીએ ઉંબરા બહારથી જ આજ્ઞા કરી.

"જેવી આજ્ઞા." ચમેલીએ આજ્ઞાને મસ્તકે ચઢાવી.

ચમેલી ઓરડામાં ગઈ અને પરમેશ્વરી નામની આગળથી જ સાધી રાખેલ એક દાસીને રંભા પાસે જવાની સૂચના આપી. પરમેશ્વરી રંભા પાસે ગઈ અને તેને હાથ ઝાલીને હલાવવા લાગી.

"ભાગી જા; ભાગી જા, નહિ તો ખાઈ જઇશ !" રંભાએ કોપ ભરેલી આંખો દેખાડીને કહ્યું.

"તમો કોણ છો ? પોતાનું નામ તો બતાવો !" પરમેશ્વરીએ પૂછ્યું.

'તું માનવાની નથી કે ? ત્યારે બતાવું તમાશો ?" રંભાએ કહ્યું.

"પણ તમો કોણ છો એ કહો તો ખરાં ?" પરમેશ્વરીએ હઠ ચાલૂ રાખ્યો.

"પાછી બકવાદ કરવા લાગી ? તું નથી જ માનવાની ? વારૂ ત્યારે જોઇ લે આટા દાળનો ભાવ !"

આમ કહેતાંની સાથે જ રંભાએ તેના માથાપર પોતાનો હાથ મૂકી દીધો. બસ એ ચેષ્ટા થતાંની સાથે જ પરમેશ્વરી દાસી નાચવા અને બૂમો પાડવા મંડી ગઇ. તે ચારે તરફ ભ્રમણ કરીને બૂમો પાડવા અને બીજી દાસીઓને બચકાં ભરવાનો ઉદ્યોગ આદરી બેઠી. ત્યાં બેઠેલી બધી દાસીઓ હાયહાય ને વોય વોય કરતી બહાર નીકળી આવી તેમની સાથે પરમેશ્વરી પણ બહાર નીકળી આવી અને ખૂબ કૂદવા ઉછળવા મંડી ગઇ.

આ તમાશાને જોતાં જ રાણીના તો બધા હોશકોશ ઉડી ગયા, તે કંપતી ત્યાંથી ભાગી અને પોતાના ઓરડામાં આવીને ભરાઇ બેઠી. તેણે એક દાસીને કહ્યું કે: " જલ્દી જા અને મહારાજાને બોલાવી લાવ. તેઓ પોતે જ રંભાની હાલતને આવીને જુએ અને પોતાના મસ્તકપર તેના હસ્તને ધારણ કરે. હું તો તે દિવસે જ કહેતી હતી કે એ ચુડેલને આજે ને આજે જ કાઢી મૂકો. પણ મારૂં કહેવું તેમણે ન માન્યું તો હવે ચાખ્યા કરે આ મીઠા મેવા !"

દાસી દોડતી બહાર ચાલી ગઇ અને ચોપદારદ્વારા રાણીનો સંદેશો રાજાને કહાવી દીધો. રાજા એ સમયે એ જ વિચારમાં બેઠો હતો કે: ' જોઇએ આજે રંભાના શરીરમાં તેની પરદાદી આવે છે કે કેમ ?' એટલામાં આવા સમાચાર આવવાથી તે એકદમ ગભરાઇને ઉઠયો અને ડરતો ડરતો મહેલમાં આવી લાગ્યો. રાણી તો લપાઇને પોતાના ઓરડામાં બેઠી હતી અને વળી અંદરથી દરવાજા પણ વાસી લીધા હતા. પરમેશ્વરી દાસીના કોલાહલનો તો પાર જ ન હોતો તે ખૂબ નાચતી હતી અને તે એટલે સુધી કે તેને પોતાનાં વસ્ત્રોનું પણ પૂરૂં ભાન ન હોતું. રાજા સમજી ગયો કે, રંભાની પરદાદી સાક્ષાત્ આવી પહોંચ્યાં. તે દરવાજો ઉઘડાવીને રાણીના ઓરડામાં આવ્યો તેને જોતાં જ રાણીએ કહ્યું કે:—

" જોયું, ઘરમાં શો બખેડો મચી ગયો છે તે !"

" બેશક, વાત તો સાચી નીકળી. હવે શું કરવું ?" રાજા બોલ્યો.

" એ જ કે આજ ને આજ એ રંડાને ઘરમાંથી બહાર હાંકી કાઢવી." રાણીએ ઉપાય બતાવ્યો.

" અત્યારે તો એની પાસે જવું તે પોતાના માથાપર બલા વ્હોરી લેવા જેવું છે. કોણ જાણે માથાપર હાથ મૂકી દે, તો બસ ........" રાજા વધારે બોલી શકયો નહિ.

“ જો ઈશ્વર આજનો દિવસ કુશળતાથી વીતાડે તો આવતી કાલે તેની દાદી કે નાની સાથેનો હિસાબ બરાબર ચૂકતો કરી નાખીશ. ” રાણી બોલી.

એટલામાં એક દાસી રંભાના ઓરડામાં ગઇ, રંભાએ તેના માથાપર હાથ મૂકયો અને તેથી તે પણ પરમેશ્વરી પ્રમાણે જ કૂદતી ઉછળતી બહાર નીકળી આવી. હવે તો આખા મહેલમાં ખૂબ ધામધૂમ મચી ગઇ. મહેલમાં જેટલી સ્ત્રીઓ હતી તે સર્વ પોતપોતાના જીવને બચાવવાની ચિન્તામાં પડી ગઇ; બધીને એ જ વિચાર થઇ પડયો કે, ‘રંભા કયાંક પોતાના ઓરડામાંથી બહાર આવીને અમારા માથાપર પણ પોતાનો હાથ ન મૂકી દે!’ મહારાજા દૌલતસિંહ પોતાની રાણી સાથે ઉપર પ્રમાણેની વાતચીત કરી રહ્યો હતો એટલામાં એક દાસીએ આવીને પ્રાર્થના કરી કેઃ—

“ બહાર દરવાજાપર એક મ્યાનો આવ્યો છે. ”

“ મ્યાનામાં કોણ છે ? ” રાણીએ પૂછ્યું.

“ આવનારીએ પોતાનું નામ તો કહ્યું નથી, પણ દેખાવથી તે કોઇ સારા ધનાઢય ગૃહસ્થની પુત્રી હોય એમ જણાય છે. ” દાસીએ ઉત્તર આપ્યું.

“ શું તે અહીં આવવાની ઇચ્છા ધરાવે છે ! ” રાણીએ બીજો સવાલ પૂછયો.

“ જી હા, તેની આપની સેવામાં ઉપસ્થિત થવાની ઇચ્છા છે. તે કહે છે કે, ‘રંભાના વિષયમાં મહારાણી સાહબાને સર્વ પ્રકારે ભ્રમાવવામાં આવ્યાં છે, તેનો ખરો ભેદ મારા વિના બીજા કોઇના પણ જાણવામાં નથી.’ ” દાસીએ એક આશ્ચર્યકારક વાર્ત્તા કહી સંભળાવી.

રાણીએ પોતાના પ્રાણનાથ પ્રતિ દૃષ્ટિ કરીને કહ્યું કેઃ “ આ વળી એક નવો તમાશો; પણ એમાં મારો વિશ્વાસ કેવી રીતે બંધાય ? કારણ કે, આપણે બધી ઘટના આપણી આંખોથી જોઇ

ચૂક્યાં છીએ."

" મહારાણી, તે અબળા એમ પણ કહે છે કે, 'જો અત્યારે રંભાંના શરીરમાં ભૂત આવ્યું હોય, તો તો બહુ જ સારૂં; હું તેને ચુટકી બજાવતાંમાં કાઢી નાખીશ.' વળી તેણે એક ચિઠ્ઠી પણ આપી છે. " દાસીએ વધારામાં જણાવ્યું.

" લાવ જોઇએ ક્યાં છે તે ચિઠ્ઠી ? " રાણીએ માગણી કરી.

દાસીએ ચિઠ્ઠી રાણીના હાથમાં આપી. રાજા દૌલતસિંહે ધ્યાન પૂર્વક તેનું વાંચન કર્યું તો તેમાં નીચેની હકીકત લખેલી હતીઃ " રંભાના શરીરમાં ભૂત, પ્રેત કિંવા ચુડેલના વાસાની બધી જૂઠી અને બનાવટી વાત છે આ બધો ફસાદ શૂરસેન ભગેડીનો જગાવેલો છે; કારણ કે, જેની સાથે રંભાનો લગ્નસંબંધ થવાનો હતો તે મહેન્દ્રસિંહનો મિત્ર છે. આપની દાસી માને તેણે મેળવી લીધી છે અને તેઓ પૈસાની લાલચથી આપની મટીને તેની જ થઇ ગઈ છે; કારણ કે, લક્ષ્મી કોને વશ નથી કરી લેતી વારૂ ? હું બીજો વધારે વૃત્તાન્ત રૂબરૂમાં કહી સંભળાવીશ "

ચિઠ્ઠી વાંચીને રાજાએ રાણીને ઉદ્દેશીને કહ્યું કેઃ " જોયું, હું ન હોતો કહેતો કે આ બધો બનાવટી તાલ છે હવે એ અબળાને જલ્દી બોલાવીને બધો ભેદ આપણે જાણી લેવો જોઇએ."

મહારાણીનો હુકમ મળતાં જ દાસી ત્યાંથી દોડતી ગઇ અને આનામાંથી તે આગન્તુક અબળાને ઊતારીને ત્યાં લઇ આવી. એ અચાનક રજનીને વખતે આવેલી અબળા કોણ હોવી જોઇએ ? આપણે એને થોડી વારમાં જ ઓળખી શકીશું.



## પ્રકરણ ૨૭ મું

### કેતકીનું ખૂન!



મોહિનીએ પોતાના હૃદયમાં જે નિશ્ચય કર્યો હતો, તે તો આપણે જાણીએ છીએ જ એટલે તેથી એ જ કલ્પના કરી શકાય તેમ છે કે પ્રરતુત નવલકથામાંનાં પાત્રોમાં કેતકી સર્વ કરતાં બદમાશ અને મક્કાર ઓરત હતી, પણ હવે અમે મોહિનીની કેટલીક એવી કૃતિઓનું દિગ્દર્શન કરાવવા ઇચ્છીએ છીએ કે જેથી તેને જ આ વાર્ત્તાની મુખ્ય નાયિકા માનવાની વાચકોને ફરજ પડશે.

રંભા તથા તારાના હરાઇ ગયા અને પોતાના મકાનના લૂટાઈ ગયા પછી કેતકી જે ભાગી તે સીધી પોતાના જન્મસ્થાન ગયાજીમાં પહોંચી ગઇ અને એક નાનકડા મકાનમાં, કે જેમાં તેનો પિતા વસતો હતો, રહેવા લાગી. તેના ઘરમાં હવે આગળના જેવી માણસોની ભીડ ન હતી, કેવળ તેના સંગને ન છોડી શકનારાં પાંચ સાત માણસો જ તેની તહેનાતમાં હતાં અને પૈસા ટકાની ભલે કોઈ પણ રીતે તેને તંગ ન હોય, તો પણ તેનું હૃદય નિત્ય શોકાતુર જ રહ્યા કરતું હતું મોહિની અને કાન્તાના પ્રાણ મહેન્દ્રસિંહના હાથે બચી ગયા હતા એ વાર્ત્તાને સાંભળી તેના હૃદયમાં અસહ્ય કષ્ટ થવા લાગ્યું. તે પોતાના મનમાં જાણી ગઇ કેઃ હવે મારા પ્રાણ કોઇ પણ રીતે બચી શકે તેમ નથી. મોહિની અને કાન્તા વૈરનો બદલો લીધા વિના મને છોડવાની નથી.' તે રાત અને દિવસનો કાળ એ જ વિચારમાં વીતાડતી હતી કેઃ 'હવે આપત્તિને ટાળવાનો શો ઉપાય કરવો ?' થોડા દિવસ પછી જ્યારે તેને એ સમાચાર મળ્યા કેઃ 'મોહિની તો તેના વિલાસમંદિરમાં પહોંચી ગઇ છે' ત્યારે તો વળી તે બહુ જ ગભરાઇ અને પોતાની બે ત્રણ સખીઓને પાસે બેસાડી એ વિશેની મસલત ચલાવવા લાગી. પરંતુ મોહિની સાથે

કેવા પ્રકારનું વર્ત્તન કરવું, એ વિશેના તે કોઈ પણ પ્રકારના નિશ્ચયપર આવી શકી નહિ.

જે મકાનમાં કેતકી વસતી હતી તેના પાછળના ભાગમાં એક બાગ હતો; એ વખતે ભલેને તે ગમે તેવી બિસ્માર હાલતમાં આવી પડયો હોય, પણ તેના પિતાના જીવનકાળમાં એ બગીચો બહુ જ સારી હાલતમાં રહેતો હતો. એ બગીચાના બરાબર મધ્ય-ભાગમાં એક નાનકડો બંગલો પણ હતો અને તેનો અત્યારે કેતકી પોતાના બેઠકખાના તરીકે ઉપયોગ કરતી હતી. દિવસ અને રાત્રિનો અધિક સમય તે એ બંગલામાં બેસીને જ વીતાડી દેતી હતી.

એ બંગલામાં સામાન, કોચ, કુરસી વગેરેની વધારે સજાવટ ન હોતી, ફક્ત જમીનપર એક ગાલીચો પાથરેલો હતો અને એક બાજૂએ એક ઉંચી ગાદી અને તેપર બે મોટા ગોળ તકિયા ઉપરાંત કેટલાક નાના તકિયા પણ ગોઠવેલા હતા. ખૂણામાં મોરીની પાળપર નિર્મળ ગંગાજળથી ભરેલો એક સુરાહી અને ચાંદીનાં બે ત્રણ પાત્રો હરહમેશ તૈયાર રાખવામાં આવતાં હતાં.

આજે અડધી રાત વીતી જવા છતાં પણ કેતકી એકલી જ એ બંગલામાં ગાદીપર લેટીને કાંઈક વિચારમાં નિમગ્ન થયેલી હતી. થોડી થોડી વારે ઉચ્છ્વાસ નિ:શ્વાસનો વ્યાપાર ચલાવીને અને અંતે 'ઉફ્' કરીને તે અટકી જતી હતી. બંગલાની ચારે તરફ બગીચામાં નિ:સ્તબ્ધતા વ્યાપેલી હતી અને કાળી રાત્રિના અંધકારે પોતાના અધિકારને સંપૂર્ણ વિસ્તારી દીધો હતો.

અચાનક તેની સામેનો દરવાજો ઉઘડયો અને મર્દાના પોશાકમાં સજ્જ થયેલી એક અબળા ઓરડામાં આવતી તેના જોવામાં આવી. તેનાપર નજર પડતાં જ કેતકીએ તેને ઓળખી લીધી અને તેના શરીરમાં કંપનો ભયંકર આવિર્ભાવ થઈ ગયો.

એ અબળા બીજી કોઈ નહિ પણ આપણી પૂર્ણ પરિચિતા મોહિની જ હતી કે જે પોતાના હાથમાં એક ચળકતો છરો

લઈને કેતકીની સામે આવીને ઉભી રહી અને બોલી કે: " બોલ, હવે શો મનોભાવ છે, શી ઇચ્છા છે ? "

એ સમયની મોહિનીની ભયાનક મુખમુદ્રાને જોઇને કેતકીનું હૃદય થરથર કંપવા લાગ્યું, તેનાં પુરાણાં પાપોએ તેનાં ગાત્રોને શિથિલ કરી નાખ્યાં, તે ભયની મારી ચારે તરફ જોવા લાગી અને એટલી હદ સુધી ગભરાઇ ગઇ કે મોહિનીના સવાલનો કશો પણ જવાબ આપી શકી નહિ. મોહિનીએ પુનઃ ગર્જના કરીને પૂછ્યું કે: " કેમ, બોબડી બંધ કેમ થઇ ગઇ ? કાંઈ બોલ તો ખરી ! તેં શું ધારીને મારા પર આટલો બધો અત્યાચાર કર્યો હતો, એનું ઉત્તર આપ. "

કેતકી બીજી વાર પણ કાંઈ ઉત્તર ન આપી શકી અને એક ધ્યાનથી મોહિનીના હાથમાંના છરાને જ તાકી તાકીને જોતી રહી. અંતે મોહિની " જો હવે મારો વારો છે, માટે સંભાળ ! " એમ કહેતી તેના નિકટમાં જઇ પહોંચી અને તેની છાતીપર ચઢી છરાને તેની નિર્દય છાતીમાં ભોંકી દીધો અને ત્યાર પછી છરાને ત્રણ ચાર વાર સારી રીતે હીનવ્યો પણ ખરો. પાંચ સાત વાર હાથ પછાડીને કેતકીએ પોતાના પાપી પ્રાણને ત્યાગી દીધા અને તેનું સુંદર શરીર મડદાંની ગણનામાં ગણવા યોગ્ય થઇ ગયું !

મોહિનીએ તેની છાતીમાંથી પોતાનો છરો કાઢી લીધો અને તેને કેતકીની સાડીથી જ લૂછીને પોતાના માર્ગને સ્વીકારી લીધો. બંગલામાંથી બહાર નીકળી તે બગીચાના પૂર્વદક્ષિણ ખૂણા તરફ વળી, ત્યાંની દીવાલ થોડીક તૂટેલી હતી એટલે તેના ઉપર પગને ટકાવી કૂદી જવાની પૂરતી સગવડ હતી. તે નિર્વિઘ્ન દીવાલને કૂદી પાર થઇ ગઇ અને ત્યાં તેણે પોતાના વફાદાર સિપાહી લાલસિંહને બે સજાવેલા ઘોડાની લગામ પકડીને ઊભેલો જોયો. મોહિનીને જોતાં જ લાલસિંહે પૂછ્યું કે: " કેમ, કામ તમામ ? "

" તમામ, તમામ ! " કહેતી મોહિની ઝટ ઘોડાપર સવાર

થઇ ગઈ અને બીજા ઘોડાપર લાલસિંહ ચઢી બેઠો. બન્નેએ વાયુના વેગથી ખુલ્લા મેદાનનો રસ્તો લઇ લીધો સૂર્યોદયથી અર્ધ પ્રહર પૂર્વે જ એ બન્ને વિલાસમંદિરમાં આવી લાગ્યાં કે જેને હવે આપણે મોહિનીનુ નિવાસસ્થાન જ માનવું જોઈએ પોતાના ગૃહમાં આવવા છતાં પણ મોહિનીએ વિશ્રાંતિ ન લીધી કિન્તુ નીચેના ઓરડામાં જઇને તેણે ચારે તરફના દરવાજા બંધ કરી લીધા અને જેવી રીતે આગળ તહખાના-ભોંયરામાં-જવાનો માર્ગ ખુલ્લો કર્યો હતો તેવી રીતે અત્યારે પણ અલમારીમાંના માર્ગથી હાથમાં ફાનૂસ લઇને તે તહખાનામાં ઊતરી ગઈ. પ્રથમ તો એ તહખાનામાંની આગળ વર્ણવેલી લાશ પાસે તે થોડી વાર સુધી ઊભી રહી. ત્યાર પછી તે લાશના માથા તરફના શય્યાભાગને ઊંચો કરી તેણે તેની નીચે પડેલા કાગળોના બંડલને બહાર ખેંચી કાઢ્યું એને તે પોતે જેને ઇચ્છતી હતી તે જ બંડલ હતું એવી ખાત્રી કરી લેવાને તેમાના કાગળોને તે ઉલ્ટાવી પલ્ટાવીને જોવા લાગી. એ બંડલમાં કેટલાક બંધ કાગળો હતા અને તેમનાપર લાલ સિયાહીના અક્ષરો લખેલા હતા.

મોહિનીએ કાગળોના એ બંડલને પોતાનાં વસ્ત્રોમાં છુપાવી દીધું અને ત્યાર પછી જેમાં સોનામોહોરો ભરેલી હતી તે દેગોનાં મોઢાં ખોલી ખોલીને જોયાં; એક દેગમાંથી થોડીક મોહોરો કાઢી લીધી અને પછી તહખાનામાંથી બહાર નીકળીને તેના દરવાજાને બંધ અને દુરસ્ત કરી દીધો.

એ પછી તેણે બીજી અલમારી ઉઘાડી અને તેમાંની કોરો કાગળ તથા કલમદવાત કાઢી તે ગાદીપર જઈ બેઠી. એ કલમદાનમાંની કાળી સિયાહીથી તેણે કાગળની બન્ને બાજૂએ કાંઇક લખ્યું અને તહ-ખાનામાં લાશના માથાતળેથી લાવેલા કાગળોના બંડલને વસ્ત્રોમાંથી બહાર કાઢીને તે પોતાના લખેલા કાગળને પણ તેમાં જ આમેજ કરી દીધો. પુનઃ કાંઇક વિચાર આવવાથી તેણે અલમારીમાંથી મીણીયા

કાગળનો એક કકડો કાઢયો અને તે પરબીડિયામાં તે કાગળોના બંડલને બંધ કરી ખૂણા વાળી ઉપરથી ગંહોર સિક્કો કરી દીધો અને તે પરબીડિયાને પોતાનાં વસ્ત્રોમાં નાખી લીધું. સિક્કા અને લાખ ઇત્યાદિ સાધનો પણ તે કલમદાનમાં જ હાજર હતાં.

જ્યાં સુધી મોહિની આ બધાં કાર્યોમાં નિમગ્ન હતી, ત્યાં સુધી તેની આંખોમાથી અંસુઓનું ટપકવું ચાલૂ જ હતું. કાંઇક વિચાર આવતાં તેણે જેનાવડે પરબીડિયું સીલ કર્યું હતું તે સિક્કાને ઉઠાવ્યો અને પોતે ઓરડામાંથી બહાર નીકળી આવી. એ વેળાયે પણ તેણે પોતાના સૈનિક લાલસિંહને દરવાજાની બહાર ગસ્ત લગાવતો જોયો.

મોહિનીને બહાર આવેલી જોઇને લાલસિંહે પૂછયું કેઃ "હવે શું કરવાનો નિર્ધાર છે ?"

"જરા થોભો, હું આવું છું" એમ કહીને મોહિની ઉદ્યાનની પૂર્વ દિશામાં ચાલી ગઇ, એક કૂવામાં તે સિક્કાને નાખી દીધો અને તરત પાછી ત્યાં જ આવી પહોંચી. પ્રભાત થવા પૂર્વે જ મોહિની આ સર્વ કાર્યોથી મુક્ત થઈ ગઈ અને ત્યાર પછી લાલસિંહ પાસે આવીને ઊભી રહી.

" જુઓ, પ્રભાતના પ્રકાશનો વિસ્તાર થતો જાય છે. " લાલસિંહે કહ્યું

"હવે મારે પણ કાંઇ કામ કરવાનું નથી. અન્ને ઘોડા તૈયાર છે કે ?" મોહિનીએ પૂછયું.

"જી હા, પેલા ઝાડના થડ સાથે બાંધેલા ઘોડા તૈયાર ઊભા છે." લાલસિંહે હાથવતી ઘોડાઓને બતાવી જવાબ આપ્યો.

મોહિનીએ લાલસિંહના હાથમાં સોનામોહોરો આપવા સાથે સૂચના આપી કેઃ 'તે દિવસે આપણે જે ઠરાવ કર્યો છે તે ઠરાવ પ્રમાણે આ સોનામહોરોને વહેંચી દ્યો અને બધા માણસોને બરાબર સમજાવી મનાવીને જલ્દી આવો. હું આગળ ચાલતી થાઉં છું."

"જેવી આજ્ઞા" લાલસિંહે આજ્ઞાંકિતતાનો સંપૂર્ણ રંગ બતાવીને કહ્યું

તત્કાળ અશ્વારૂઢ થઇને મોહિની વિલાસમન્દિરની સીમામાંથી બહાર નીકળીને અલ્પ સમયમાં જ અદ્રશ્ય થઈ ગઈ લગભગ બે ગાઉ જેટલો પંથ કાપ્યા પછી મોહિની એક વૃક્ષની છાયામાં ઊભી રહીને લાલસિંહના આવવાની વાટ જોવા લાગી. અલ્પ સમયમાં જ દૂરથી આવતા અશ્વ રોહી લાલસિંહપર તેની દ્રષ્ટિ પડી.



# પ્રકરણ ૨૮ મું

## મહેન્દ્રની સરળતા



લાલસિંહ નિકટમાં આવી લાગતાં જ મોહિનીએ આતુરતાથી પૂછ્યું કે: "કેમ, બધાને સારી રીતે સમજાવી દીધા કે નહિં ?"

"જી હા, બધાને બરાબર મનાવી લીધા છે." લાલસિંહે ઉત્તર આપ્યું.

"ત્યારે હવે તે લોકો તે સ્થળે પહોંચી જશે કે ?" મોહિનીએ પુનઃ પૂછ્યું.

"એમાં હવે શંકા શાની ?" જવાબ મળ્યો.

"વારૂ ત્યારે ચાલો." મોહિનીએ આતુરતા દર્શાવી.

"અહીંથી બંને તરફ જવાના રસ્તા છે." લાલસિંહે સૂચના કરી.

"જો તમારો નિશ્ચય હોય કે મહેન્દ્રસિંહ વિહારમાં જ છે, તો તો પછી વિહારમાં જવાથી જ આપણા કાર્યની સિદ્ધિનો સંભવ છે." મોહિનીએ કહ્યું.

" એમાં તો લેશમાત્ર પણ શંકા નથી કે, મહેન્દ્રસિંહ વિહારમાં જ છે, છતાં એક શુભેચ્છક તરીકે એક વાર એટલું તો મારે આપને જણાવવું જ જોઇએ કે આપ આટલા મોટા મહાભારત કામને પાર પાડવા કમર ન કસો અને વિના કારણ પોતાના પ્રાણોને ખોવાની તૈયારી ન કરો. " લાલસિંહે ઉપદેશ આપ્યો.

" લાલસિંહ, હું મારા મનમાં કરેલા નિશ્ચયને કોઇ પણ રીતે ડગમગાવી શકું તેમ નથી જ. તમો શામાટે ગભરાઓ છો? હું તમારામાટે મોટી દૌલત મેલી જાઉં છું કે જે દૌલત, તમો અને તમારી પછીની દશ પેઢી બેઠાં બેઠાં ખાશે તો પણ કદાપિ ખૂટવાની નથી. " મોહિની પોતાના સ્રીહઠને દૃઢતાથી વળગી રહી.

"આપ મારામાટે આટલી બધી સંપત્તિ મૂકી જાઓ છો એ તો ઠીક છે અને એમાટે હું આપનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું; પણ આપના જેવી સ્વામિની મને પાછી ક્યાંથી મળી શકશે વારૂ ?" લાલસિંહે કૃતજ્ઞતા દર્શાવી.

" એ તો વિશ્વનો નિયમ જ છે કે, જે જન્મે છે તે મરવાનું જ; કોઇ અમર થયું નથી અને થવાનું પણ નથી. અર્થાત્ એક દિવસ મરવાનું તો છે જ, તો પછી હું મારા શત્રુઓને આનંદ-વિલાસ ભોગવવાને જીવતાં શામાટે છોડી જાઉં ? હું મારી કરેલી પ્રતિજ્ઞાને તો અવશ્ય પૂર્ણ કરવાની જ. જુઓ, લાલસિંહ, હવે કદાપિ આ વિષયમાં મને કશો પણ ઉપદેશ આપશો નહિ; પોતાના વચન પ્રમાણે વર્ત્યા કરો, નહિ તો પશ્ચાત્તાપ કરવો પડશે." મોહિનીએ કઠિન સૂચના સંભળાવી દીધી.

" હું મારા વચનથી વિરુદ્ધ કદાપિ વર્ત્તવાનો નથી, એ વિશે તમારે નિશ્ચય રાખવો, તેમ જ હવે કદાપિ તમને ઉપદેશ પણ આપીશ નહિ." લાલસિંહે પોતાના ઉપદેશનો અનાદર થયેલો જોઇને તેની ઇચ્છાને સ્વીકારી લીધી.

ત્રીજે દિવસે મોહિની વિહારપ્રાંતમાં આવી પહોંચી અને

એક સારૂં મકાન ભાડે રાખી તેમાં તેણે પોતાનો અડ્ડો જમાવી દીધો. પોતાને જોઈતી જરૂરી ચીજોને બજારમાંથી મગાવી લીધા પછી લાલસિંહ દ્વારા તેણે એક પત્રિકા મહેન્દ્રસિંહપર મોકલી દીધી. મોહિનીના વિહારમાં આવી પહોંચવાના સમાચાર સાંભળવાથી મહેન્દ્ર બહુ જ હર્ષિત થયો અને પોતાની પ્રતિજ્ઞાનો લેશમાત્ર પણ વિચાર ન કરતાં જે મકાનમાં મોહિનીએ આવીને પોતાની છાવણી નાખી હતી ત્યાં ખટકો રાખ્યા વગર બેધડક ચાલ્યો આવ્યો. અમોએ એ તો પૂર્વે જણાવેલું જ છે કે જ્યારથી મહેન્દ્ર તારા તથા કાન્તાને લઇને પોતાના નગરમાં આવ્યો હતો, ત્યારથી બહુ જ ઉદાસ રહ્યા કરતો હતો. રંભા અને મોહિની ઉભયના પ્રેમની જ્વાળા દિવસ અને રાત તેના હૃદયને બાળ્યા કરતી હતી અને એ બન્ને નવયૌવનનાઓના વિચારથી જ તે ઉદાસ રહેતો હતો. આજે જ શૂરસેનની મોકલેલી પત્રિકા પણ તેને મળી હતી અને તેથી તેના આનંદનો અવધિ થઇ ગયો હતો. શૂરસેનના લખાણ પ્રમાણે તેણે ચમેલી દાઈના પુત્રને કેદ કરાવી દીધો અને અમાવાસ્યાથી પહેલાં જ હાજીપુર પહોંચવાની તૈયારીઓ તે કરતો હતો. એટલામાં મોહિનીની પત્રિકા લઇને લાલસિંહ આવી લાગ્યો અને એકાન્તમાં મળીને તેણે મહેન્દ્રને તે પત્રિકા આપી દીધી મોહિનીના આગમનની વાર્તાને સાંભળી તે વિશેષ હર્ષિત થયો અને નિશ્ચિન્તતાથી તે હરામજાદીના મકાનમાં આવી પહોંચ્યો.

તેને પોતાના મકાનમાં આવતો જોઇ મોહિનીએ અજબ રંગ બતાવ્યો. તે દોડીને તેના ગળામાં લપટી ગઇ અને ઘણી વાર સુધી પોતાની આંખોમાંથી આંસુ વર્ષાવતી રહી. મહેન્દ્રસિંહે મનાવી પટાવીને તેને છાની રાખી અને તેની સાથે વાર્તાલાપમાં બહુ સમય વીતાડી દીધો. મોહિનીએ પોતાના વૃત્તાન્તને એવો તો મસાલેદાર બનાવીને વર્ણવ્યો કે તેથી મહેન્દ્રના હૃદયમાં તેના વિશેનો પ્રેમ બમણો વધી ગયો. એટલે સુધી કે થોડી વારને

માટે બિચારી રંભા પણ તેના સ્મરણમાંથી દૂર થઇ ગઇ. અંતે મોહિનીએ પૂછ્યું કેઃ 'હવે શી આજ્ઞા છે?'

"તું મારી છે અને હું તારો છું; છતાં નમ્રતા અને વિનયથી હું તારી પાસેથી પાંચ સાત દિવસ ગેરહાજર રહેવાની રજા માગી લઉં છું. તેટલા દિવસ તું આ મકાનમાં જ રહેજે, બનતાં સુધી તો હું વહેલોજ આવી પહોંચીશ." મહેન્દ્રે કહ્યું.

" એટલે ? આપની ક્યાં જવાની તૈયારી છે ? " મોહિનીએ મુખને મુરઝાવી નાખીને પૂછ્યું.

" હાજીપુર " ઉત્તર મળ્યું.

" શામાટે ? " સવાલ પૂછાયો.

એના જવાબમાં મહેન્દ્રે મોહિનીને રંભાનો અક્ષરે અક્ષર વૃત્તાંત કહી સંભળાવ્યો અને છેવટે કહ્યું કેઃ " અત્યારે રંભા હાજીપુરમાં છે એ સમાચાર અને પેલા આપણા ઠગાખોર શૂરસેને જ મોકલ્યા છે. તેણે ત્યાં જઇને વિચિત્ર રંગ જમાવ્યો છે, રાણીની એક ચમેલી નામની દાઇને: પોતાના પક્ષમાં કરી લીધી છે અને રાજા દોલતસિંહના પુત્ર પ્રતાપસિંહના મવાલી મંડળમાં મળી જઇને તેના મનમાં એવી શંકા ભરી દીધી છે કે પ્રતિ અમાવાસ્યાની રાત્રીએ રંભાના શરીરમાં તો તેની નાની કે દાદી ચુડેલ થઇ છે તે આવે છે અને તે દિવસે તે જેના શિરપર પોતાનો હાથ રાખી દે છે તેના શરીરમાં પણ ભૂત આવી જાય છે. પ્રતાપસિંહ જોડે રંભાનો લગ્નસંબંધ થવાનો હતો, પણ હવે તેઓ અમાવાસ્યાની વાટ જોઇ રહ્યાં છે; એટલે જો રંભાના શરીરમાં ચુડેલ આવશે તો તેઓ તેને પોતાના ઘરમાંથી બહાર હાંકી કાઢશે. એમાં તો જરા પણ શક નથી કે, તેના શરીરમાં ચુડેલ આવવાનીજ; કારણ કે, ચમેલી દાઇએ શૂરસેનના કહેવાથી એ બધો બનાવટી ખેલ ભજવવાની જવાબદારી પોતાના માથાપર ઉપાડી લીધી છે."

આ વૃત્તાન્ત સાંભળતાં જ મોહિનીના હૃદયમાંનો કોપાગ્નિ ચારગણો વધી ગયો, પરંતુ તેને અંદરને અંદર દાબી રાખીને તેણે પોતાના હૃદયના ભાવને બહાર વ્યક્ત થવા ન દીધો. મોહિનીએ શંકા દર્શાવી કેઃ "જો ચમેલી દાઇ શૂરસેનની મદદમાં ન રહે, તો ?"

'તે ઝખ મારીને મદદમાં રહેવાની જ, કારણ કે શૂરસેને હથેળીમાં ચાંદ બતાવીને તેને એવી તો કઢંગી રીતે પોતાના પંજામાં સપડાવી છે કે, વાહ વાહ! તેણે કોણ જાણે શું એ સમજાવી પટાવીને એક પત્રિકા આપી તેના છોકરાને મારી પાસે મોકલ્યો છે અને તે પત્રિકામાં માત્ર એટલું જ લખ્યું છે કેઃ 'હાલ તરત આ પત્રિકા લાવનારને કેદ કરી રાખજો.' હવે તે ચમેલી દાઇને જરૂર એમ જ કહેવાનો કેઃ 'જો તું મારી મદદગાર થવાનું નહિ સ્વીકારે, તો તારો પુત્ર જીવથી માર્યો જશે.' એટલે પોતાના પુત્રના પ્રાણ બચાવવામાટે લાચારીએ પણ તે એ કાર્ય કરવાની જ." મહેન્દ્રે ખુલાસાવાર હકીકત કહી સંભળાવી.

"બેશક, કાણાએ કરામત કરવામાં કશી પણ કચાશ રાખી નથી." મોહિનીએ શૂરસેનને કાણાની ઉપમા આપીને દ્વ્યર્થી ઉદ્ગાર કાઢયો.

"અને એ કાર્યમાટે જ આજે હું હાજીપુર તરફ જવાને રવાના થનાર છું જો કાર્યની સિદ્ધિ થઇ ગઇ, તો તો ઠીક જ છે; નહિ તો નિરુપાયવશતાથી સૈન્યને લઇ જઇ રાજા દૌલતસિંહ સાથે મારે લડાઇ કરવી જ પડશે." મહેન્દ્રે જણાવ્યું.

"આપ આનંદથી પધારો; મને ભાસે છે ત્યાં સુધી તો આપનું કાર્ય અવશ્ય સિદ્ધ થવું જ જોઇએ. ઇશ્વર કરે ને બિચારી રંભા અહીં આવી જાય અને મને પણ તેના મળવાથી આનંદની પ્રાપ્તિ થાય એ જ મારી પણ ઇશ્વરનાં ચરણોમાં યાચના છે." મોહિનીએ હૃદયમાં હલાહલ છતાં મુખમાં અમૃતનો ભાસ કરાવ્યો.

"તારી ભગિની કાન્તાને હું અહીંથી જવા પહેલાં તારી

પાસે મોકલી આપું છું. " મહેન્દ્રે કહ્યું.

" ના ના, તે આપના મહેલમાં છે, એટલે મને તેના વિશેની કશી પણ ચિન્તા નથી. હું અત્યારે તેને મળવા ઇચ્છતી નથી; કારણ કે, જ્યાં સુધી આપ હાજીપુરથી પાછા નહિ આવો, ત્યાં સુધી હું અહીં ગુપ્ત ભાવથી જ રહીશ. આપ પણ કોઇ આગળ મારી વાત ન કાઢશો; આપને મારા ગળાના સોગંદ છે " મોહિનીએ પ્રપંચજાળને પાથરવાનો પ્રારંભ કર્યો.

વાર્તાલાપમાં એ પછી પણ બે કલાક વીત્યા. મોહિનીએ બનાવટી પ્રેમ બતાવવામાં કોઇ પણ જાતની કસર ન રાખી. અંતે મહેન્દ્ર મોહિનીની આજ્ઞા લઇને પોતાના મહેલ તરફ ચાલ્યો ગયો અને ઉતાવળથી વીસ પચીસ માણસોને સાથે લઇ હાજીપુરની દિશામાં પ્રયાણ કરી ગયો.

પૂર્વે અમોએ એ તો જણાવેલું જ છે કે, હાજીપુરના રાજાને ત્યાં એક અજ્ઞાત અબળાએ આવીને એ રહસ્યને પ્રકટ કરી દીધું કે: ' રંભાના શરીરમાં ભૂત કે ચુડેલનો વાસ છે જ નહિ અને એ બધો શૂરસેનનો પાખંડ છે. ' મહારાણીએ પૂછવાથી તે અબળાએ પોતાને ' સુંદર ' ના નામથી ઓળખાવી હતી. મહેલમાં જવા પછી તેણે રાણીને સમજાવી દીધું કે: " રંભાના શરીરમાં ભૂત પ્રેત કોઇ પણ આવતું નથી, એ તો બધા તેના નખરા છે નખરા.' આ વાત જાણીને રાણી ઘણી જ ખુશ થઇ અને સુંદરને કહેવા લાગી કે: "તમોએ આજે મારી સાથે ઘણી જ મોટી ભલાઇ કરેલી છે અને હું આશા રાખું છું કે, તમો પોતે જ પોતાના મુખથી આ બધો વૃત્તાન્ત મહારાજાને કહીને તેમના હૃદયની શંકાને પણ દૂર કરી દેશો. આમાટે તમને કશો વાંધો તો નથી ને ? "

" એમાં તે વળી વાંધો શાનો હોય ? " સુંદરે કહ્યું.

" તો હું મહારાજાને બોલાવું ? " રાણીએ પૂછ્યું.

" આપ બેશક મહારાજાને બોલાવો, મને તેમની સાથે

વાતચીત કરવામાં કોઇ પણ ડર કે વાંધો નથી. તેઓ રાજા હોવાથી પ્રજાના પિતા છે એટલે હું તો તેમની પુત્રી સમાન છું. હું તેમને બરાબર સમજાવીશ કે, આ બાબતમાં આપને બધાંને પૂરેપૂરાં ભમાવવામાં આવ્યાં છે." સુંદરે હિંમતથી કહ્યું.

રાણીએ તે ક્ષણે જ રાજાને બોલાવવામાટે દાસીને મોકલી દીધી અને રાજા આવ્યો એટલે તેને ઉદ્દેશીને કહ્યું કેઃ "લ્યો, બધો ભેદ ખુલ્લો થઇ ગયો રંભાના શરીરમાં ચુડેલ કે પરી કોઇ પણ આવતી નથી; આ તો બધી દાવપેચની બાજી જ રમાઈ છે."

"આ વાત તમારા જાણવામાં કેવી રીતે આવી?" રાજાએ પૂછ્યું.

"આ બાઇના જણાવ્યાથી." રાણીએ સુંદરને બતાવીને કહ્યું.

"બાઇ, તમારૂં નામ શું?" રાજાએ સુન્દરને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો.

"જી, સુંદર!" મધુર ઉત્તર મળ્યું.

"આપનું મકાન ક્યાં છે?" રાજાએ બીજો સવાલ પૂછ્યો.

"જી, પટનામાં." જવાબ મળ્યો.

"રંભાના આ બધા ઢોંગ છે, એમ તમો કેવી રીતે જાણવા પામ્યાં વારૂ?" રાજાએ ગંભીરતાથી પૂછ્યું.

એના ઉત્તરમાં સુંદરબાઇ બોલ્યાં કેઃ "મહેન્દ્રસિંહના મિત્ર શૂરસેને જ અહીં આવીને આ બધો ઝગડો જગાવી દીધો છે. તેણે જ આપના કુમારને સિદ્ધના વેશમાં મળીને ભમાવ્યા છે, આપની ચમેલી દાઇને પોતાના પક્ષમાં કરી લીધી છે અને રંભાના શરીરમાં ચુડેલનો નિવાસ છે એ પોતાના પાખંડને પરિપૂર્ણ કરવાની પૂરી વ્યવસ્થા કરી રાખી છે એમાં તેનો ઉદ્દેશ એ છે કે, આ વાત સાંભળીને કે જોઇને આપ રંભાને પોતાના મહેલમાંથી હાંકી કાઢો એટલે રંભા તેને મેળવવામાટે જેઓ આટલો બધો ઉદ્યોગ આદરી બેઠા છે તેમના હાથમાં અનાયાસ જ જઇ પડે. આપની ચમેલી

દાઇનો પુત્ર આ બધી બાબતની ખબર પહોંચાડવાને મહારાજા ઉદયસિંહ પાસે વિહારમાં ગયો છે. માર્ગમાં તેની સાથે મુલાકાત થતાં મને તે સારી રીતે ઓળખતો હોવાથી તેના મુખથીજ આ બધો ભેદ મારા જાણવામાં આવ્યો હતો અને ઇનામની લાલચથી હું આપના દરબારમાં આવી પહોંચી છું."

"બેશક આ ઇનામ મેળવવા જેવું જ કામ છે" એમ કહીને રાજાએ દાસીને આજ્ઞા કરી કે: "ચમેલી દાઇને તે જ્યાં હોય ત્યાંથી જલ્દી લાવીને મારી પાસે હાજર કરો."

હુકમ મળતાંજ એકને બદલે અનેક દાસીઓ ચમેલી દાઇને બોલાવવામાટે દોડી ગઇ, પણ ચમેલી દાઇ કાંઇ એમ તરત હાથમાં આવી જાય તેવી કાચીપોચી ન હોતી! તે તો આ વાતનો સળવળાટ સાંભળતાં જ છપાંચ અગિયાર ગણી ગઇ હતી; એટલે દાસીઓએ આવીને જાહેર કર્યું કે: "સરકાર, ચમેલી દાઇનો ક્યાંય પત્તો નથી એટલે તે ભાગી ગઈ હોય એમ લાગે છે."

"ચમેલી દાઈ ભાગી ગઇ છે એથી સ્પષ્ટ જણાય છે કે આ સુંદરબાઈની વાત સાચી છે અને તે પોતે અપરાધિની છે." રાણીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

ચમેલી દાઇના પલાયનની વાર્તા સાંભળતાં જ મહારાજાનો સુંદરના કથનમાં વિશ્વાસ બંધાઇ ગયો, તે મહેલમાંથી બહાર આવ્યો, અને તેણે ચમેલીના પુત્રનો શોધ કરાવ્યો; પરંતુ તેનો પણ પત્તો મળી ન શક્યો. કોપની અતિશયતાથી મહારાજાનું શરીર કંપવા લાગ્યું. તેણે પોતાના કુમારને બોલાવીને રચાયલા પ્રપંચની બધી વાર્તા કહી સંભળાવી અને ધીમે ધીમે એ વાર્તાનો સમસ્ત નગરમાં વસ્તાર થઈ ગયો.



# પ્રકરણ ૨૯ મું

## નિરાશા, નિરાશા ! !

હાજીપુરથી બે માઇલના અંતરપર આવેલી એક આમ્રવાટિકામાં કેટલાક માણસોને સાથે રાખીને મહેન્દ્રસિંહ આમ તેમ ફરતો હતો. તેની સાથેના બધા મનુષ્યો અશ્વારૂઢ હતા, કેવળ તે પોતે જ જમીનપર ફર્યા કરતો હતો અને તેના ઘોડાની લગામ એક બીજા માણસે પકડી રાખી હતી. ચંદ્રિકાનો વિસ્તાર થયેલો હતો, છતાં આમ્રવૃક્ષોની ઘનચ્છાયામાં તેનો બહુ જ અલ્પ અંશ પ્રવેશ કરી શકતો હતો. પાંદડાંમાંથી ચળાઇને આવતી ચંદ્રિકા ક્યાંક ક્યાંક પૃથ્વીને સ્પર્શ કરીને શ્વેતબિન્દુસ્વરૂપ દેખાતી હતી.

આમ્રવાટિકામાં આંટાફેરા કરતાં મહેન્દ્રસિંહનો લગભગ એક પ્રહર જેટલો સમય વીતી ગયો. તે પોતાના મનોગત વિચારમાં એવો અને એટલો તો તલ્લીન થઇ ગયો હતો કે, તે પોતે ક્યાં અને શા કાર્યમાટે આવ્યો હતો, એનું પણ તેને ભાન રહી ન શક્યું. અચાનક ઘોડાના ટાપાના અવાજે તેને વિચારનિદ્રામાંથી ચમકાવીને જાગ્રત કરી દીધો અને તે જે દિશામાંથી કેટલાક ઘોડેસવારો આવતા હતા તે દિશામાં માથું ઊંચું કરીને જોવા લાગ્યો.

મહેન્દ્રના એક અશ્વારોહી સાથીએ કહ્યું કે: " યુવરાજ, આપ પણ ઘોડાપર ચઢી બેસો; કોણ જાણે એ આવનારા ઘોડેસવારો આપણા દોસ્ત હોય કે દુશ્મન પણ હોય ! "

મહેન્દ્રે અશ્વપર આરોહણ કર્યું અને બ્યુગલનો એક મંદ ધ્વનિ સાંભળીને કહ્યું કે: " આ તો આપણા જ માણસો હોય એમ દેખાય છે. કદાચિત્ એઓ આપણને જ શોધતા હશે. "

" ત્યારે તો આપણે પણ એ બ્યુગલના અવાજનો લાયક જવાબ આપવો જોઇએ. " સાથી બોલ્યો.

" જરૂર જવાબ આપવો જ જોઇએ. " મહેન્દ્રે તત્કાળ અનુમોદન આપ્યું

એ તરફથી પણ બ્યુગલનો બીજો અવાજ કરવામાં આવ્યો અને એ અવાજને સાંભળીને તે આગંતુકો વાયુના વેગથી મહેન્દ્ર પાસે આવી લાગ્યા. તરત જાણવામાં આવી ગયું કે, મહેન્દ્રનો પ્રાણપ્રિય મિત્ર માધવસિંહ કેટલાક અશ્વારોહી સૈનિકોને સાથે લઇને ત્યાં આવ્યો હતો.

" મિત્ર તમો શામાટે આવ્યા છો ? " મહેન્દ્રે માધવને પૂછ્યું.

" પિતાજીની આજ્ઞા થવાથી. " માધવે ઉત્તર આપ્યું.

" મારા આવવામાં વિલંબ થવાથી તેમના મનમાં ચિન્તા થવા લાગી કે શું ? " મહેન્દ્રે કલ્પના કરી.

" કેવળ ચિન્તા જ નહિ, પણ તેમનો એવો નિશ્ચય જ થઇ ગયો કે, આપના કાર્યમાં અવસ્ય કોઈ પણ વિઘ્ન આવી પડેલું હોવું જોઇએ." માધવસિંહે જણાવ્યું.

" ખરેખર બનાવ એવો જ બની ગયો છે. " મહેન્દ્રે કહ્યું.

" ત્યારે શૂરસેન સાથે અદ્યાપિ તમારો મેળાપ નથી થયો કે શું ? " માધવસિંહે ચિન્તા દર્શાવીને પૂછ્યું.

" શૂરસેનસાથે મેળાપ તો થયો છે, કિંબહુના નિત્ય મેળાપ થયા કરે છે; પરંતુ દૌલતસિંહની પાસે એક દુષ્ટ અબળાએ આવીને આપણા કામનું સત્યાનાશ વાળી નાખ્યું છે. તેણે શૂરસેન અને ચમેલી દાઇના પ્રપંચનો બધો ભેદ ખોલી નાખ્યો છે. કોણ જાણે આ બધી વાતો ક્યાંથી તે હરામજાદીના જાણવામાં આવી ગઇ !

ભયને લીધે ચમેલી દાઈ પણ ક્યાંક પલાયન કરી ગઇ છે અને દુશ્મનો શૂરસેનને શોધવાનો યત્ન કરી રહ્યા છે. એક રીતે જોતાં કામ બગડી જ ગયું છે!" મન્દસિંહે નિઃશ્વાસ નાખીને કહ્યું.

"તો પછી આપ વિના કારણ અહીં અટકી શામાટે બેઠા છો? જો એમ જ હોય તો ઘેર ચાલીને યુદ્ધની યોગ્ય તૈયારીઓ કરી નાખવી જોઈએ" માધવ બોલ્યો.

"શૂરસેન આવવાની તૈયારીમાં જ છે, એટલે તેની પણ સલાહ લેવામાં આવે તો વધારે સારૂં છે." મહેન્દ્રે કહ્યું

"મારો તો એવો જ અભિપ્રાય છે કે, હવે આવા પ્રકારના ઉપાયોથી કામ ચાલી શકે તેમ નથી." માધવે પોતાનો આંતરિક અભિપ્રાય દર્શાવ્યો.

"શું કરીએ, બની ગયેલું કામ અચાનક બગડી ગયું!" મહેન્દ્રે પુનઃ નિઃશ્વાસ નાખીને નિરાશા દર્શાવી.

કેટલીક વાર સૂધી એ પ્રમાણેની વાતચીત ચાલતી હતી એટલામાં શૂરસેન પણ આવી પહોંચ્યો. તેને દૂરથી જોતાં જ મહેન્દ્ર તેની પાસે ગયો અને તેણે વ્યાકુલતાથી પૂછ્યું કે: "કેમ કાંઈ કાર્યસિદ્ધિનો રંગ દેખાય છે ખરો કે?"

"જરા પણ નહિ; હવે તો આપણે અહીંથી તત્કાળ પલાયનનો જ આશ્રય લેવો જોઈએ; કારણ કે, દૌલતસિંહને આપના આગમનના સમાચાર મળી ગયા છે એટલે આપને પકડવામાટે સેના આવતી જ હશે. આપના મિત્ર માધવસિંહ આવી ગયા એ પણ એક રીતે સારૂં જ થયું." શૂરસેને સ્નાનના સમાચાર સંભળાવ્યા.

"ક્ષત્રિય હોવા છતાં શત્રુસેનાના ભયથી નિરાશ થઇને આપણે ભાગી જઇએ કે? મને તો એ ઠીક નથી લાગતું." મહેન્દ્રે વાંધો દર્શાવ્યો.

"બસ, હવે, પોતાની આ શૂરવીરતાને રહેવા દો; ક્ષાત્ર તેજને પ્રકાશિત કરવાનો આ સમય નથી. આ શૂરસેન આપના

કરતાં પણ વધારે શૂરવીર છે; પણ આપનામાં અને તેનામાં ભેદ એટલો જ કે, તે પ્રસંગ જોઇને સંધાન સાધે છે." શૂરસેને કહ્યું.

"આ શૂરસેનની સલાહ ખરેખર બહુ જ સારી છે; અત્યારે જ સાહસ કરવામાં સાર નથી." માધવસિંહે અનુમતિ આપી.

"અત્યારે ઘેર ચાલો એટલે ત્યાંથી લશ્કરને સાથે લઇને તરત આપણે પાછા ફરીશું; પછી જોજો કે શું થાય છે તે! જો હાજીપુરના રાજાને સુખનિદ્રાનો સ્વાદ લેવા દઉં તો મારૂં શૂરસેન નામ જ નહિ" શૂરસેને આત્મશ્લાઘા કરી.

"શૂરસેનભાઇ, હવે કૃપા કરીને આ શેખીની વાતોને રહેવા દો. તમારાથી કાંઇ થયું નથી અને થવાનું પણ નથી. તમારે જ્યાં જવું હોય ત્યાં ચાલ્યા જાઓ. હું તો અહીંથી એક ડગલું પણ ખસવાનો નથી." મહેન્દ્રસિંહે હઠધર્મને વ્યક્ત કર્યો.

"અત્યારે અહીં રહેવાનો પ્રસંગ નથી, કૃપા કરીને અત્યારે મારી વાતને માની જાઓ." માધવસિંહે બહુ જ નમ્રતા દર્શાવીને કહ્યું.

"ઠીક ત્યારે ચાલો" મહેન્દ્રે કેટલાક વિચાર પછી શીતલ દીર્ઘ શ્વાસ લઇને લાચારીએ તેમની માગણી કબૂલ કરી.

એ લોકો ત્યાંથી વિહાર પ્રાન્તમાં જવાને રવાના થયા અને પ્રભાત થતાં સૂધીમાં તો લગભગ દશથી બાર ગાઉ જેટલો માર્ગ કાપી ગયા. ત્યાર પછી એક તળાવ આવતાં મહેન્દ્રસિંહે સ્નાન સંધ્યાથી મુક્ત થવાનો વિચાર દર્શાવ્યો અને તેથી એક પ્રહર જેટલા સમયમાટે ત્યાં પડાવ નાખવામાં આવ્યો.

ત્યાં પ્રસંગ મળવાથી માધવસિંહે શૂરસેનને એકાંતમાં બોલાવીને હાજીપુરનો વૃત્તાન્ત પૂછ્યો. શૂરસેને કહ્યું કે: "કોઇ સાંભળશે તો નહિ ને?"

"કોઇ સાંભળવાનું નથી, આપ બેધડક કહો." માધવ બોલ્યો.

"અરે મોટો ગજબ થઇ ગયો છે!" શૂરસેને કંપીને કહ્યું.

"એટલે?" માધવ વધારે ગભરાયો.

" બસ, એ વાત કહેવા જેવી નથી. જોઇએ કે, મહેન્દ્રસિંહ આપણા હવે શા હાલ કરે છે તે ! " શૂરસેન ખેદમાં જ બકતો ગયો.

" તમારી આ વાતો તો કાળજાને કંપાવી નાખે છે ! પ્રભુને માટે જલ્દી જણાવો કે બનાવ શો બન્યો છે ?" માધવે આતુરતા અને આગ્રહથી પ્રાર્થના કરી.

" પણ હજી મારો એ વાતમાં પૂરો વિશ્વાસ બંધાતો નથી." શૂરસેનનું ચક્ર પાછું ફરવા માંડયું.

" તો પણ કહી દેવામાં વિલંબ ન કરો " માધવે અત્યાગ્રહ કરો.

" એક અજ્ઞાત અબળાએ દૌલતસિંહના મહેલમાં પહોંચીને બધું બનેલું કામ બગાડી નાખ્યું છે, એ વાત તો આપના જાણવામાં આવેલી હોવી જ જોઈએ, કેમ નહિ ? " શૂરસેન કિસ્સાને તૂલ કરતો ગયો.

" એ વાત તો મહેન્દ્રસિંહે મને જણાવી છે." માધવે કહ્યું.

" હાય, આજે સાંભળ્યું કે તે અજ્ઞાત અબળાએ બિચારી રંભાનું કામ તમામ કરી નાખ્યું અને તે પોતે પલાયન કરી ગઈ !" શૂરસેને વાત જણાવી દીધી

" હાય; ત્યારે તો મહાન્ અનર્થ થઇ ગયો ! " માધવે ઉદ્દગાર કાઢયો.

" જો કે મારો અદ્યાપિ આ વાતમાં વિશ્વાસ બંધાતો નથી, પરંતુ મહેલમાંથી એક શબને કાઢી ગંભીરે બાળવામાં આવ્યું હતું અને તેથી લાચારીએ પણ એ વાત માનવી પડે છે. અત્યારે આ વાત મહેન્દ્રસિંહને જણાવશો નહિ; નહિ તો વળી બીજું કાંઇક માઠું પરિણામ જોવાનો પ્રસંગ આવી લાગશે." શૂરસેને ચેતવણી આપી.

" હાય, હાય, બહુ ભૂંડું થયું ! પણ આ વાત તમે ક્યાંથી સાંભળી ? " માધવે કાંઈક શંકાયુક્ત હૃદયથ પૂછ્યું.

" અહીંના એક વ્યાપારી દૂકાનદારસાથે મારી મિત્રતા બંધાઇ

ગઇ છે અને રાજદરબારસાથે તેનો ગાઢ સંબંધ હોવાથી આ વાર્ત્તા તેના મુખથી જ મારા જાણવામાં આવી છે.” શૂરસેને ઉત્તર આપ્યું.

શૂરસેનની આ વાતો સાંભળીને માધવસિંહના મુખમંડળમાં ઉદાસીનતાની છટા પ્રસરી ગઇ અને તેનાં નેત્રોમાંથી અશ્રુના બિન્દુ ટપકવા લાગ્યા. પરંતુ આ વાર્ત્તા હાલ તરત મહેન્દ્રના જાણવામાં ન આવવી જોઇએ એ વિચારથી તેણે પોતાના મનાવેગને રોકી રાખ્યો અને તે હસ્ત તથા મુખ આદિ ધોઇને ટટાર થઇ ગયો.

મહેન્દ્રસિંહ પોતાના નિવાસસ્થાનમાં પહોંચી ગયો અને લશ્કરને તૈયાર કરી હાજીપુરપર ચઢાઇ કરવાના ઉદ્યોગમાં પડયો. પરંતુ એ કાર્ય કઠિન હતું: કારણ કે, માધવસિંહ તથા શૂરસેને રંભાના મરી જવાની વાત મહારાજાના ઉદિયસિંહને જણાવી દીધી હતી. મહારજાના મનમાં પણ એથી બહુ જ ખેદ થયો, પણ ખુલ્લી રીતે તેનાથી કાંઈ પણ કહી કે કરી શકાતું ન હોતું. તેના મનમાં એ જ વિચાર થયા કરતો હતો કે: જો આ વાત મહેન્દ્રના જાણવામાં આવશે તો તે પોતાના શરીર તથા પ્રાણની દુર્દશા કરી નાખશે.' છતાં આવી વાતને કયાં સૂધી છુપાવી શકાય વારૂ ? મહેન્દ્રસિંહ યુદ્ધની તૈયારી કરવા ઇચ્છતો હતો, એટલે તેને રોકી પણ કેમ શકાય ? પણ જયાં રંભાનું જ અસ્તિત્વ નથી તો પછી યુદ્ધ કરવું કોના માટે ? આવી આવી અનેક બાબતો મનમાં આવતાં ઉદયસિંહ વ્યાકુળ થઇ ગયો; છતાં હજી શૂરસેનના 'અદ્યાપિ હું રંભાના મરણની વાર્તાને વિશ્વાસ પૂર્વક માની શકતો નથી; કદાચત્ આપણને ભ્રમાવવામાટે આ પ્રપંચ રચવામાં આવ્યો હોય, તો પણ કોને ખબર ?' એ કથનનો ખટકો પણ તેના હૃદયમાં થયા કરતો હતો.

ભલેને છુપાવવાના ગમે તેવા અને ગમે તેટલા પ્રયત્નો કરવામાં આવે, પરંતુ હૃદયમાં આઘાત કરનારા ખેદનો રંગ કોઇ કાળે છુપો રહી શકતો નથી. રંભાના મૃત્યુની વાર્તા અત્યાર સૂધી

કેવળ ત્રણ માણસ જ જાણતા હતા અને ત્રણે જણ એ વાર્તાને છુપાવવાનો યત્ન આદરી બેઠા હતા; પરંતુ ઉદાસીનતા તેમનાં મુખમંડળોનો પીછો છોડતી ન હોતી અને તેમની એ ઉદાસીનતાને જોઈને મહેન્દ્ર પણ શોકાતુર રહ્યા કરતો હતો; પણ તેમની ઉદાસીનતાનો ભેદ કોઈ પણ ઉપાયે તેના જાણવામાં આવી શકતો ન હોતો.

રાત્રિના સમયે મોહિનીને મળવાની ભાવનાથી મહેન્દ્રસિંહ તેના નિવાસાલયમાં ગયો, કે જ્યાં તેની તે આગળ એક વાર મુલાકાત લઈ આવ્યો હતો. તેને જોઈને મોહિનીના આનંદનો અવધિ થયો અને તેણે તેના સત્કારમાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા ન રાખી. મોહિનીએ પૂછ્યું કે: “ આપ તો સત્વર આવવાનું કહી ગયા હતા ને આવવામાં આટલો બધો વિલંબ કેમ થયો વારુ ? ”

“ ઇચ્છા તો સત્વર આવવાની હતી પણ અણધાર્યો વિલંબ થઈ ગયો. ” મહેન્દ્રે ગોળ જવાબ આપ્યો.

“ રંભાને લઈ આવ્યા ? ” મોહિનીએ જરાક ગંભીર મુદ્રા કરીને પૂછ્યું.

“ નહિ. ” ઉત્તર મળ્યું.

“ કેમ વારુ ? ” મોહિનીએ આશ્ચર્ય બતાવ્યું.

“ જે યુક્તિ શૂરસેને યોજી હતી તે પાર પડી શકી નહિ, એટલે હવે સૈન્ય લઈને જવું પડશે.” મહેન્દ્રે જેવી વાત હતી તેવી જણાવી દીધી.

ઘણી વાર સૂધી એમની વચ્ચેનો વાર્તાલાપ ચાલતો રહ્યો, બન્યું ત્યાં સૂધી મોહિનીએ પ્રેમ દર્શાવવામાં કાંઇ પણ ખામી ન રાખી, પોતાના હાથે ઉત્તમ વસ્તુઓ બનાવીને તેણે મહેન્દ્રને ભોજન કરાવ્યું અને તેની પાસેથી નિત્ય દર્શનનો લાભ આપવાનું વચન લઈ તેને વિદાય કરી દીધો.



# પ્રકરણ ૩૦ મું

## ભેદનો પ્રકાશ



મધ્યરાત્રિનો સમય વીતી ગયો હતો. એક સુંદર અને શૃંગારેલા ઓરડામાં પલંગપરની શય્યામાં બિચારો મહેન્દ્રસિંહ રુગ્ણ થઇને પડ્યો હતો. મહારાજા ઉદયસિંહ અને માધવસિંહ મંદ અને ઉદાસ મુખથી તેની પાસે બેઠા હતા. શૂરસેન પણ એક તરફ બેસીને રડ્યા કરતો હતો. ઘણાક વૈદ્યો અને હકીમો પણ ઔષધોપચારની વ્યવસ્થામાં રોકાયલા હતા; પરંતુ રોગ શો હતો, એ અદ્યાપિ કોઇના પણ જાણવામાં આવી શક્યું ન હોતું. જો કે મહેન્દ્ર બહારથી તો ઉદર અને છાતીની બળતરા થવાનું જણાવતો હતો, પણ અંદરનો રોગ કોઇ બીજો જ હોવો જોઇએ, એવી વૈદ્યો કલ્પના કરતા હતા. તેનો ચહેરો ફીકો પડી ગયો હતો અને કલાક કલાક કે દોઢ દોઢ કલાકે ઉધરસ આવતી હતી, પણ બળખામાં ફક્ત લોહી વગર બીજું કાંઇ પણ નીકળતું ન હોતું. સર્વ જનોનાં મુખમંડળમાં ઉદાસીનતા વ્યાપી રહી હતી અને કેટલાક નોકર ચાકરો દોડધામ કરી રહ્યા હતા. કોઇને આવવાની મનાઈ ન હોતી એટલે ગમે તે આવે જાય તો તેને કોઇ પણ પૂછનાર ન હોતું. એવી પરિસ્થિતિમાં લોકોએ જોયું કે, હાથમાં કાગળોનું એક બંડલ લઇને મોહિની તે ઓરડામાં ચાલી આવી અને તે બંડલને રાજા ઉદયસિંહના હાથમાં આપીને પોતે દૂર જઇને ઊભી રહી, અને કહેવા લાગી કે: “ મને આવી અવસ્થામાં આવા ઢંગથી અહીં આવેલી જોઇને આપના મનમાં આશ્ચર્ય તો થવાનું જ; પરંતુ હું આના કારણ અને આની અંતર્ગત જે જે બીનાઓ છુપાયલી છે તેમને મુખથી ન જણાવતાં આ કાગળોનું બંડલ જ આપના હાથમાં આપું છું. એ કાગળો કોઇ એવા માણસના હાથમાં આપો કે જે

એમને આથથી ઇતિ પર્યંત મોટા સાંભળી શકાય તેવા અવાજથી વાંચી સંભળાવે. હું પોકાર કરીને બધા લોકોને કહું છું કે, આ કાગળમાં જે કાંઈ લખ્યું છે તેનું સર્વ જનો એક ધ્યાનથી શ્રવણ કરે અને જાણે કે મોહિની કોણ છે અને તેણે આ સૃષ્ટિમાં આવીને શું શું કરી બતાવ્યું છે ! અફસોસ, આજે તે દિવસ છે કે જે વેળાયે હજારો માણસો રડતાં થશે અને આ મોહિનીના શિરપર ગાળો તથા ધિક્કારની વૃષ્ટિ વર્ષાવશે ! પણ હું એને પણ ગનીમત માનું છું; કારણ કે, આ બધા કાંટા મારા જ વાવેલા છે અને તેથી સર્વથી પ્રથમ મારે જ એનાં ફળ ચાખવાને તૈયાર રહેવું જોઇએ અને હું તૈયાર છું !"

એ વેળાયે મોહિનીનું સ્વરૂપ મહાવિલક્ષણ હતું. તેના શરીરપર અલંકારોનો સર્વથા અભાવ હતો, કેવળ નૂતન અને શ્વેત રંગની રેશમી સાડી તેણે પહેરી હતી. તેનો નાગ સમાન કેશકલાપ પૃષ્ઠભાગે મુક્ત રહીને ઝૂલતો હતો, આંખો લાલચોળ દેખાતી હતી અને બોલતી વેળાયે તેના હોઠો કંપતા હતા. તેની વિચિત્ર વાર્તાએ સર્વના ધ્યાનને તેના પ્રતિ આકર્ષ્યું. રાજા ઉદયસિંહ, કુમાર મહેન્દ્રસિંહ, માધવસિંહ અને શૂરસેનના હૃદયમાં એ વેળાયે શી શી વિલક્ષણ કલ્પનાઓ ઉદ્‌ભવતી હતી, તેની બીજાઓના મનમાં કલ્પના આવવી પણ અશક્ય છે.

ઉદયસિંહે કાગળનું તે બંડલ મોહિનીના હાથમાંથી લઇ લીધું અને તેને પ્રથમ પોતે જ ખોલીને જોયું. તે બંડલમાંના કાગળો જન્મપત્રિકા પ્રમાણે ગોળ વીંટાળેલા હતા અને કેટલાક કાગળો અનુક્રમે ગુંદરથી તેમાં ચોંટાડેલા હતા. તેમાંનો પ્રથમ કાગળ કાળી સિયાહીનો લખેલો હતો અને બીજા કેટલાક કાગળો લાલ સિયાહીથી લખેલા હતા. ઉદયસિંહે તે કાગળનું બંડલ એક કામદારના હાથમાં આપ્યું અને ઉંચે સાદે તે વાંચવાનો હુકમ ફર્માવ્યો. કામદારે તે વાંચવાની શરૂઆત કરી. પ્રથમનો કાળી સિયાહીથી લખેલો કાગળ

નીચે પ્રમાણેની હકીકતથી ભરેલો હતો:—

" આ કાગળ વાંચવાથી આપ લોકોના જાણવામાં આવશે કે, મેં આ રાજ્ય સાથે એક ઘણીજ મોટી ભૂંડાઇ કરેલ છે. આવી અવસ્થામાં પ્રથમ આપને એ વાતની જાણ થવી જોઇએ કે, હું કોની પુત્રી છું અને મારા પિતાએ આ સંસારમાં પોતાનાં કૃતકર્મોનું કેવું ફળ ચાખ્યું હતું. એ પછી આપના જાણવામાં આવી શકશે કે, મેં અબળા હોવા છતાં શું શું કર્યું છે. મારા પિતાએ પોતાનો જીવનવૃત્તાંત પોતાના હાથે જ લખ્યો હતો અને તેમાં જે કાંઇ ન્યૂનતા રહી ગઇ હતી તેની મેં પૂર્ણતા કરી છે અને તેમાં જ પોતાનો વૃત્તાંત મેળવીને આ વૃત્તાંતની સમાપ્તિ કરી છે. આમાં જેટલો વૃત્તાંત લાલ સિયાહીથી લખાયલો છે, તે મારા પિતાના હાથનો છે એટલે પ્રથમ તેને જ વાંચવો યોગ્ય છે અને તે જ પદ્ધતિથી મેં એ લેખના અનુક્રમને પણ વ્યવસ્થિત કરેલો છે. "

જે વૃત્તાન્ત લાલ સિયાહીથી લખેલો હતો, તે આ પ્રમાણે હતો:–

" મારૂં નામ હુજારસિંહ છે. મેં મારા પોતાનાં કુકર્મોના યોગે જે કાંઇ આપત્તિઓ ભોગવી છે, તે સર્વનો સંક્ષેપમાં ઉલ્લેખ કરી તે ઉલ્લેખને એક સ્થળે જાળવી રાખવાની મારી ઇચ્છા છે. એમાં તો લેશમાત્ર પણ શંકા નથી કે, આ કાગળના વાંચનારાઓ આગળ મારી ભૂંડાઇ ખુલ્લી પડી જશે અને હું બદનામ થઇ જઇશ; પરંતુ મારો આ વૃત્તાંત વાંચવાથી લોકોને એક જાતનું શિક્ષણ મળશે અને જેમના યોગે મારે આવી આપત્તિઓ વેઠવી પડી છે તે કુકર્મો તેઓ નહિ કરે એવી ધારણાથી જ મેં આ વૃત્તાંત્ત લખવાનું વ્યાજબી ધાર્યું છે અને તેવી બદનામીની પરવા રાખી નથી. હું નથી કહી શકતો કે, મારા જીવનનો છેલ્લો દિવસ આજનો છે કે આવતી કાલનો, એટલે વિલંબ કરવો વ્યર્થ છે.

" મારા પિતા મારામાટે વાર્ષિક પચાસ હજારની આવકની જમીનદારી અને મોટી સંપત્તિ મૂકી ગયા હતા. મને તેમણે પોતાના

જીવનકાળમાં જ પરણાવી દીધો હતો, પરંતુ મારી સ્ત્રી કુરૂપ હોવાથી મારો તેનામાં તિલમાત્ર પણ પ્રેમ ન હોતો. મારૂં વય તે વેળાયે વીસ વર્ષનું હતું કે જે વેળાયે મારા પિતાના સ્વર્ગવાસથી હું તેમની સર્વ સ્થાવર તથા જંગમ સંપત્તિનો સ્વતંત્ર સ્વામી થયો હતો. મારા મકાનમાં અનેક દાસીઓ હતી, તેમાંની શિવ-કુમારી નામની એક દાસી અત્યંત રૂપસુંદરી અને મનો-મોહક હતી, મારો તેનામાં બહુ જ પ્રેમ હતો અને હું એમ જ ધારતો હતો કે, તેને વિધાતાએ કેવળ મારામાટેજ આ સંસારમાં મોકલી છે. મારી કૃપાના કારણથી તેને વસ્ત્રાલંકારોની જરા પણ ખોટ ન હોતી.

"શિવકુમારી કોઈ બીજા ઇલાકાની રહેનારી હતી અને તે પોતાની બુઢ્ઢી માતા સાથે આવી અમારા ઘરમાં વસેલી હતી. જ્યારે તેની માતા મરી ગઈ,ત્યારે હું બહુ જ પ્રસન્ન થયો અને શિવકુમારીને મારી પત્ની સમાન માનવા લાગ્યો. હું એ જણાવવાનું ભૂલી ગયો કે, શિવકુમારીનો પણ મારામાં પ્રેમ હતો અને તેથી તે હમેશા મને સંતુષ્ટ રાખવાના પોતાથી બનતા પ્રયત્નો કર્યા કરતી હતી

"શિવકુમારીના આવા રંગને જોઈને મારી વિવાહિતા ધર્મપત્નીના હૃદયમાં અતિશય શોક થવા લાગ્યો અને તેણે મને ઘણી વાર એમ કહીને ધમકાવ્યો તથા ડરાવ્યો કે: 'જોતમો આ દાસીને અહીંથી હાંકી નહિ કાઢો, તો સમાજમાં હું તમારી બદફેલીને ખુલ્લી કરી નાખીશ.' મારા માટે આ ધમકી અતિશય ભયંકર હતી; કારણ કે, હું મારી જાતિનો એક બહુ જ પ્રતિષ્ઠિત અગ્રેસર અથવા પટેલ હતો.

"હું મારા હૃદયમાં રમી રહેલા શિવકુમારી વિષયક પ્રેમને કોઈ પણ રીતે ઘટાડવાને શક્તિમાન્ ન હોતો. જો હું ધારત તો મારી પત્નીને ઝેર ખવડાવીને પૂરી કરી નાખત; પરંતુ એમાં એક એ મોટી અડચણ હતી કે, મારી ન્યાતવાળાઓ મારી સ્ત્રીના મરી

ગયા પછી મને વિધુર રહેવા દેત નહિ, કિંતુ જરૂર બીજું લગ્ન કરવાની ફરજ પાડત; એટલે પાછી તેની તે જ અવસ્થા ! મારો ઘોડે ચડીને બીજી બાયડી પરણી લાવવાનો વિચાર ન હોતો; મારી તો શિવકુમારીને જ મારી અર્ધાંગના કરી રાખવાની ઇચ્છા હતી અને એટલામાટે હું એ વિષપ્રયોગની બાજી ન રમી શક્યો. હું તીર્થયાત્રાના નિમિત્તથી મારી સ્ત્રીને અન્ય દેશમાં લઈ ગયો અને તેને એવા સ્થાનમાં ખપાવી આવ્યો કે કોઇને કાંઇ પણ ખબર ન પડી અને તે સતી સ્ત્રીનું સ્થાન અને પદ મેં હરામજાદી શિવકુમારીને આપી દીધું. કેટલીક એવી યુક્તિઓ ચલાવવામાં આવી કે તેથી મારી પત્નીના પરલોકવાસની વાર્તા ન્યાતીલાઓના જાણવામાં ન આવી અને તેઓ એટલું પણ જાણી ન શક્યા કે મારી હવેલીમાં મારી વિવાહિતા સ્ત્રી હતી કે બીજી કોઈ વેસ્યા નારી ! પણ અફસોસ ! થોડા દિવસમાં જ ચાંડાલી શિવકુમારીએ વિષ ઓકવાનો પ્રારંભ કર્યો અને પોતાના દુર્વર્તનનો તમાશો સારી રીતે બતાવ્યો કે જેનો વૃત્તાંત હું આગળ જતાં લખીશ,

" ગયાજીથી થોડા અંતરપર મારી અમલદારીની જગ્યામાં મેં એક બાગ અને બંગલો બનાવ્યા અને તેમને 'અયશમહલ' ( વિલાસમંદિર ) નું નામ આપી હું સાંજ શિવકુમારી સાથે આનંદથી મારા દિવસો વીતાડવા લાગ્યો. સાત વર્ષના અવધિમાં શિવકુમારીએ ત્રણ પુત્રીઓને જન્મ આપ્યો. પ્રથમ પુત્રીનું નામ કેતકી, દ્વિતીયનું નામ મોહિની અને તૃતીયનું નામ કાન્તા. ધીમે ધીમે શિવકુમારીનું નઠારૂં વર્તન મારા હૃદયમાં ખટકવા લાગ્યું અને તે સાથે એ પણ મારા જાણવામાં આવી ગયું કે, તે કેટલાક નીચ જનો સાથે સ્નેહનો સંબંધ રાખતી હતી; પણ તેના એ પાપની સવિસ્તર કથા લખવાનું હું યોગ્ય ધારતો નથી.

" શિવકુમારીના બાહ્ય સત્યના આડંબરને અજમાવવામાટે એક દિવસ મારી જાગીરમાં ફરવા જવાનું નિમિત્ત બતાવીને

હું ઘરમાંથી નીકળ્યો અને રાતે પાછો વિલાસમન્દિરની સીમામાં આવી લાગ્યો. નોકર ચાકરોને મારા આવવાની ખબર ન પડવા દેતાં સીધો હું બંગલામાં ચાલ્યો ગયો અને નિઃસરણીપર ધીમે ધીમે પગ મૂકીને ઉપર ચઢવા લાગી ગયો. અચાનક મારા કાનોમાં કોઇના વાર્તાલાપનો ધ્વનિ આવીને અથડાયો, પણ તે વાર્તાલાપના અર્થને હું બરાબર સમજી શકયો નહિ. અંતે અજ્ઞાત રીતે હું ઠેઠ ઉપર પહોંચી ગયો અને ઓરડાના બંધ દરવાજા આગળ જઇને ઊભો રહ્યો. ત્યાં કાન લગાડીને સાંભળવાથી જે કાંઇ મારા જાણવામાં આવ્યું તે આ હતું:—' તમે જે કાંઇ કહ્યું છે તે મંજૂર છે. હું ખૂબ પોકાર કરીશ કે જેથી મારા વિશે કોઇના મનમાં કશી શંકા ન આવે; અને પછી તમારી સાથે આ મહાલયમાં જ મદનવિલાસનો આનંદ લૂટયા કરીશ................ ' આનાથી વધારે બીજું હું કાંઇ પણ સાંભળી શકયો નહિ. હું કોપથી કંપવા લાગ્યો, એકદમ દરવાજો ખોલીને હું અંદર ચાલ્યો ગયો અને ત્યાં મારા પલંગપર એક પુરુષને લેટેલો અને શિવકુમારીને તેના માથામાં તેલ ઘસતી મેં જોઇ. પણ હું તે પુરુષના મુખને સારી રીતે જોઇ ન શકયો. હું એ બિલ્કુલ જાણતો ન હોતો કે મારા જ મકાનમાં મારા વિનાશનાં અનેક સાધનો એકઠાં થઇ ચૂક્યાં હતાં. હું હજી તો દીવાનખાનાના મધ્યભાગમાં પહોંચ્યો કે તેટલામાં પાછળથી કોઇએ આવીને મારા ગળામાં કપડું નાખી દીધું અને એક ઝટકો મારીને મને એવી રીતે ખેંચ્યો કે હું મૂર્ચ્છિત થઇને પીઠભેર જમીનપર પછડાઇ પડયો. ગભરાટ અને પડવાના આઘાતથી જે થોડુંઘણું ભાન હતું તે પણ જતું રહ્યું. જ્યારે હું શુદ્ધિમાં આવ્યો, ત્યારે મેં મને પોતાને જમીન નીચેના એક તહખાનામાં બંધ થયેલો જોયો. તે સમય દિવસનો હતો કે રાત્રિનો એ મારાથી જાણી શકાતું ન હોતું.

" એ ભોંયરામાં દીવાલો પત્થરની હતી અને ઉપરની પત્થરની છત બહુ જ નીચી હતી. એક બાજૂ ગોખલામાં દીવો બળ્યા કરતો

હતો. મારા હાથ પગ છૂટા હોવાથી હું ગભરાટમાં ને ગભરાટમાં ઉઠીને ઊભો થઈ ગયો અને ધીમી ચાલથી આમ તેમ ફૂદવા લાગ્યો. એ ઓરડામાં બે બાજૂએ બે દરવાજા હતા તેમને ખોલીને મેં બહાર નીકળી જવાનો વિચાર કર્યો. પ્રથમ હું એક દરવાજા તરફ ગયો અને તેને ઉઘાડવાનો યત્ન કર્યો; પણ બહારથી બંધ હોવાથી તે ઉઘડયો નહિ. ત્યાંથી નિરાશ થઇ પાછો ફરીને હું બીજા દરવાજા પાસે આવ્યો. એ દરવાજો અંદરથી બંધ હતો એટલે તત્કાળ ઉઘડી શકયો, પણ બહાર નજર નાખવાથી કેવળ અંધકાર વિના બીજું કાંઇ પણ જોવામાં ન આવ્યું. લાચાર થઇને પુનઃ ત્યાંથી પણ હું પાછો ફર્યો અને હાથમાં દીવો લઇને મેં તેના અંતર્ભાગમાં પ્રવેશ કર્યો. ત્યાં એક નાની ઓરડી મારા જોવામાં આવી અને તેમાં નીચે ઊતરવામાટે નિઃસરણી પણ મૂકેલી હતી. હું નીચે ઊતરી ગયો અને ત્યાંના દૃશ્યને જોઇને એકદમ થરથર કંપવા મંડી ગયો. હું થોડી વારને માટે બેહોશ થઈ આંખોને મીચી દીવાલને અઢેલી જમીનપર બેસી ગયો. થોડી વાર પછી હું શુદ્ધિમાં આવીને ઉઠયો અને ત્યાંની સ્થિતિને ભ્રમણ કરી જોવા લાગ્યો. એ ઓરડો બહુ જ લાંબો તથા પહોળો હતો, તેમાં ચારે તરફ હાડકાંના ઢગલે ઢગલા પડેલા હતા, વચ્ચે સંગેમરમરનું એક ચબૂતરૂં હતું અને તેનાપર માણસના કદથી પણ કાંઇક મોટી લોઢાની એક મૂર્તિ જોવામાં આવતી હતી. તેના બન્ને હાથ હદથી વધારે લાંબા હતા. તે મૂર્તિ અતિશય ભયાનક હતી અને તેની મુખાકૃતિને જોવાથી હૃદયમાં ભયની ઉત્પત્તિ થતી હતી. તે મૂર્તિના સમસ્ત શરીરમાં બન્ને બાજૂએ ધારવાળા અણીદાર છરા લગાડેલા હતા અને આગળનો બધો ભાગ એ છરાઓથીજ ભરેલો હતો.

"એ ચમકતા છરા અને ભયાનક મૂર્તિ ઉપરાંત સર્વત્ર હાડકાં અને મડદાંના ઢગલાને જોઇને હું કમકમી ગયો, મારા હૃદયમાં નાના પ્રકારની ભયાનક કલ્પનાઓ ઉદ્‌ભવવા લાગી અને ત્યાં

ઊભા રહેવાની મારી હિંમત ન ચાલી ! હું ડરતો અને કંપતો બેસી રહ્યો. મારા હૃદયનો, આ કોઇ એવું સ્થાન છે કે જ્યાં મનુષ્યોને અતિશય નિર્દયતાથી મારી નાખવામાં આવે છે, એવો વિશ્વાસ બંધાઇ ગયો; અને એ નિશ્ચય થતાંજ મારા મસ્તકમાં ભ્રમણ થવા લાગ્યું અને હું વિચાર કરવા લાગ્યો કે: 'શું મને પણ આટલામાટે જ અહીં લાવવામાં આવ્યો છે ? અંવશ્ય એવી જ કાંઇ વ્યવસ્થા હોવી જોઇએ. એ તો નિશ્ચિત છે કે, આ કાર્ય શિવકુમારીની આજ્ઞાથી જ કરાયું છે !' એ પછી જે વેળાયે મારા પોતાના મકાનમાં જ મને બળાત્કારે પકડીને વિવશ કરવામાં આવ્યો હતો તે વેળાનું હું સ્મરણ કરવા લાગ્યો.

" હું આવા વિચારમાં નિમગ્ન હતો એટલામાં મારી સામેનો દરવાજો ઉઘડ્યો અને બે માણસોની સાથે દુષ્ટ શિવકુમારી આવતી મારા જોવામાં આવી. તે બન્ને માણસોની સૂરતમાં બદમાશી અને નિર્દયતા સ્પષ્ટ ઝળકી રહી હતી. તેમનો કાળો રંગ, કાળી આંકડા વાળેલી મૂછો, રાતી આંખો અને ગુંચવાયલા ઘાટા વાળ આદિ ચિહ્નો તેમની દુષ્ટતાનો તત્કાળ પરિચય કરાવતાં હતાં. એ ઉપરાંત તેમની જાડી જંઘા, વિશાળ કટિ અને ફૂલેલી ભુજાઓ તેમને કાળના રૂપમાં જ રજૂ કરતી હતી. આશ્ચર્ય તો એ હતું કે, આવા કાળરૂપ મનુષ્યો સાથે હોવા છતાં પણ કોમળાંગી શિવકુમારીના મુખમંડળમાં ભય કિંવા ગભરાટનું લેશમાત્ર પણ ચિહ્ન દેખાતું ન હોતું, કિંતુ તે તો સામી એક રીતે પ્રફુલ્લમુખી જ દેખાતી હતી. તે બન્ને પુરુષ અને શિવમારી મારી સામે આવીને બેસી ગયાં અને શિવકુમારી મારી સાથે વાતો કરવા લાગી.

" અફસોસ કે હું આપને આવી દુર્દશામાં નિહાળું છું ! " તેણે મંગળાચરણમાં જ ખેદ દર્શાવ્યો.

" પણ તારા મુખમંડળમાં કોઇ પણ પ્રકારનો ખેદ દેખાતો નથી એ આશ્ચર્ય છે. " મેં મર્મભેદક વાક્ય ઉચ્ચાર્યું.

" ઠીક છે, હું આપને આ કયદમાંથી છોડવી શકું એમ છે, પણ તે એક શર્તથી, " તેણે શાંતિથી કહ્યું.

" તે શી શર્ત છે ?" મેં આતુરતાથી પૂછ્યું.

" તે એ કે તમારા પિતાનું લખી આપેલું જે વસીયતનામું તમારી પાસે છે તે મને આપી દ્યો તેમ જ પોતાના હાથથી પણ એક બીજું મારા નામનું વસીયતનામું લખી આપો કે જેના યોગે તમારી બધી સંપત્તિની હું એકલી જ સ્વતંત્ર સ્વામિની થઇ શકું; કારણ કે, તમારા પિતાએ જે વસીયતનામું કરેલું છે, તેના પરિણામે તમારા મરણ પછી તમારો પુત્ર, અને પુત્ર ન હોય તો તમારો પિતરાઇ ભાઇ, આ જાગીર અને જમીનનો માલિક થઇ જશે. તમારી પત્ની કિંવા તમારી પુત્રીઓને .કેવળ ખાનપાન, નિવાસસ્થાન અને વસ્ત્રો ઉપરાંત બીજું કાંઈ પણ મળી શકે તેમ નથી." તે અપવિત્ર રંડાએ પોતાની શર્ત કહી સંભળાવી.

" ત્યારે શું આ નીચ ઉદ્દેશથી જ તેં મને આવી દુર્દશામાં નાખી દીધો છે કે ?" મેં ક્રોધથી લાલચોળ થઇ સવાલ કર્યો.

" એમાં વળી પૂછવાની શી જરૂરત છે વારૂ ?" તેણે ઠંડે પેટે જવાબ આપ્યો.

" હાય ! તારા તરફથી સ્વપ્નમાં પણ મેં કદાપિ આવા નિર્દય વર્તનની આશા રાખી ન હોતી. હું તને મારી જ સમજતો હતો ! અફસોસ ! " મેં શોક દર્શાવ્યો.

" રાંડોને તેમ જ રાખેલીઓને પોતાની માની લેવી એ સરાસર નાદાની છે. જે વેશ્યાઓ પાસેથી વફાદારીની આશા રાખે છે, તે મર્દ પૂરો બેવકૂફ છે ! " શિવકુમારીએ બિલ્કુલ નફટાઇ-ભરેલો જવાબ આપ્યો.

" ભલે મને મારી નાખવામાં આવે, પણ તારી શર્ત પ્રમાણે મારાથી ચાલી શકાય તેમ નથી. જો હું જીવતો રહીશ, તો જરૂર તને આ બેવફાઇ અને નિર્દયતાનો બદલો આપીશ." મેં જોશમાં

આવીને જણાવ્યું.

"હજી જીવવાની આશા જો તમારા મનમાં બાકી હોય, તો પણ મારી આજ્ઞાનો અનાદર કરીને તમો કદાપિ જીવતા રહી શકવાના નથી." તેણે હસીને બિભીષિકા દર્શાવી.

શિવકુમારીના મુખમાંથી આ શબ્દો નીકળતાં જ તે બન્ને કાળયવનોમાંના એકે મને ધમકાવીને કહ્યું કે: "એમ ન ધારશો કે તમને અમે પળપાત્રમાં જ મારી નાખીશું અને અક્ષય સુખ આપી દઇશું. તમારો જીવ ઘણી ઘણી વેદનાઓ આપીને લેવામાં આવશે. તમારી મરવાની જ ઇચ્છા હોય તો લ્યો હું તમને મરણનો સ્વાદ ચખાડું છું!"

"એમ કહીને તે બન્નેએ મને મજબૂત પકડી લીધો અને એંચીને નીચેના તહખાનામાં લઇ જઇને પેલી ધારીલા છરાવાળી લોહમૂર્તિની સામે ઊભો રાખી દીધો કે જેનું વર્ણન હું ઉપર આપી ચૂક્યો છું અને જે મૂર્તિને હું તહખાનાના દરવાજાને ઉઘાડી પોતે જ જોઇ આવ્યો હતો તે બન્નેએ કહ્યું:—

"જુઓ આ એક પેચને ફેરવવાથી આ મૂર્તિમાં એટલી બધી શક્તિ આવી જશે કે એ તમને પોતાના બન્ને હાથથી છાતી સાથે ચાંપી લેશે અને આ બધા તીખી ધારવાળા છરા તમારા શરીરમાં આરપાર પેસી જશે. અમો આ પ્રયોગને અજમાવી શકીએ તેમ છે અને અજમાવીશું જ. તમને એ મૂર્તિની બાથમાં છોડીને ચાલ્યા જઇશું અને તમે તડપી તડપીને મરી જશો. તમારા પોકારને પણ કોઇ સાંભળી શકે તેમ નથી. હવે તમે જ વિચાર કરો કે, જો મરણને જ પસંદ કરશો, તો પણ કેવી વેદનાથી તમારા પ્રાણ જવાના છે!"

"હું તેમનાં આ વચનોને સાંભળી ગાંડા જેવો બની ગયો અને થોડી વાર સુધી તો મને કાંઇ પણ ભાન રહ્યું નહિ. અચાનક મને એક વાર્તાનું સ્મરણ થઇ આવ્યું, તેથી મારો ગભરાટ ઘણે

અંશે જતો રહ્યો અને મારા મનમાં જીવનની કાંઇક આશા બંધાવા લાગી. મેં કહ્યું કે: " અસ્તુઃ હું તમારી આજ્ઞા પ્રમાણે વર્તવાને તૈયાર છું. " મારા શબ્દોને સાંભળતાં જ તેઓ મને પાછો ઉપરના ઓરડામાં લઇ આવ્યા. મને આવેલો જોતાં જ શિવકુમારીએ પૂછ્યું કે: " વારૂ ત્યારે હવે એ બતાવો કે તમારા પિતાનું કરેલું વસીયતનામું ક્યાં છે ? તે વસીયતનામું મળ્યા પછી કાગળ, કલમ અને દવાત લઇને હું તમારી પાસે આવીશ અને તમે બીજું વસીયતનામું કરી આપશો એટલે અમે તમને બંધનમુક્ત કરી દઇશું. "

" તે વસીયતનામું મારા જૂના અને વફાદાર નોકર રામદીન પાસે છે તે લઇ લ્યો. " મેં જણાવ્યું.

" જ્યાં સુધી તેનાપર તમો એક ચિઠ્ઠી નહિ લખી આપો, ત્યાં સુધી મને એ વસીયતનામું તે કદાપિ આપવાનો નથી. " શિવકુમારીએ વાંધો બતાવ્યો.

" તું તેને એટલું જ જણાવજે કે, જેની સાથે ત્રણ સેં ત્રેવીસ રૂપિયા તેર આનાની થેલી તને સોંપવામાં આવી છે, તે વસીયતનામું આપી દે. " મેં સૂચના આપી.

" પણ આમ કહેવા છતાં તે ન આપે તો ? " શિવકુમારીએ પુનઃ શંકા દર્શાવી.

" તો મને જે મનમાં આવે તે શિક્ષા કરજે." મેં જણાવ્યું.

" બહુ સારૂં; તમો મારા કબ્જામાંથી નીકળીને અંતે ક્યાં જવાના છો વારૂ ? આ પ્રયોગને પણ અજમાવી જોઉં છું. " તે નીચ રંડા બોલી.

" એ પછી તે ત્રણે પાપમૂર્તિઓ ત્યાંથી ચાલી ગઇ અને દરવાજાને બહારથી બંધ કરતી ગઇ. ક્ષુધા અને તૃષાથી પીડાતા આ દુર્ભાગીને પુનઃ એકાંતમાં વિહાર કરવાનો અને કલ્પનાના અશ્વને દોડાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. મેં એ તો ધારી જ લીધું હતું કે, જો વસીયતનામું નહિ આપું, તો અવશ્ય હું માર્યો જવાનો;

તેમ જ વસીયતનામું આપવાથી અને બીજું વસીયતનામું કરી આપવાથી પણ એ ચાંડાલો મને જીવતો છોડે તેમ નથી; કારણ કે, મને મારી નાખ્યા વિના તેમનાથી વસીયતનામાનો વિશ્વાસ ભોગવી શકાય તેમ ન હોતું. આવો વિચાર કરીને હું કદાચિત્ જીવ બચી જાય એવી ધારણાથી ચાલાકીની એક બીજી બાજી રમી ગયો.

" રામદીન મારા પિતાના સમયનો અમારો એક બહુ જ વફાદાર નોકર હતો અને તે બહુ જ ભલો, ચાલાક તથા દૂરદર્શી હતો. મારા પિતાનો તેનામાં અતિશય પ્રેમ તેમ જ વિશ્વાસ હતો. પોતાના જીવનકાળમાં મારા પિતાએ તેને એક ભેદ સમજાવી રાખ્યો હતો અને તે ભેદ અથવા સંકેતના પ્રતાપે અનેક વાર મારા પિતાના પ્રાણ બચી ચૂક્યા હતા; કારણ કે, મોટા જમીનદાર અને અમીર હોવાના કારણથી તેમના શત્રુઓની સંખ્યા પણ તેટલી જ મોટી હતી. તે જ સંકેત રામદીને મને સમજાવી દીધો હતો અને તાકીદ કરી રાખી હતી કે: ' તમારૂં વર્તન સારૂં નથી તેમ જ મારો ઉપદેશ પણ તમો માનતા નથી એટલે તમો અચાનક કોઇ આપત્તિમાં ફસાઈ જાઓ, એ બનવા જોગ છે. ન કરે નારાયણ ને જો એવો પ્રસંગ આવી પડે, તો તમો પણ પોતાના પિતા પ્રમાણે મારી જોડે એ સંકેતનો સંબંધ રાખજો. ' એનું જ મને સ્મરણ થઇ આવ્યું. એથી જીવનની કાંઇક આશા બંધાઇ અને એ જ યુક્તિને મેં યોજી દીધી. રામદીન મારા સમસ્ત ભેદને જાણતો હતો અને એટલામાટે મારાવિશે તે કદાપિ નિશ્ચિન્ત રહેતો ન હોતે.

" એ પછી શિવકુમારી અને રામદીન વચ્ચે જે કાંઈ વાર્તાલાપ થયો અને રામદીને પોતાની કાર્યવાહકતાનો જે વૃત્તાંત મને કહી સંભળાવ્યો તે અહીં હું લખી જણાવું છું:–

" જ્યારે હું મારા ઇલાકામાં ગસ્તપર જતો હતો તે વેળાયે શિવકુમારી ખાસ કરીને ત્રણ ત્રણ ચાર ચાર કલાક સુધી માત્ર બે ત્રણ દાસીઓને સાથે લઇને વિલાસમંદિરની આસપાસના જંગલ

અને મેદાનમાં ફર્યા કરતી હતી. હમણાં પણ હું હમેશના રિવાજ પ્રમાણે ઘલાકામાં ગયો હતો, પણ મારા છુપી રીતે પાછા ફરવાની બીના કોઇના જાણવામાં ન આવી અને અચાનક હું શિવકુમારીના જાલિમ પંજામાં સપડાઇ ગયો. જ્યારથી હું એ વિલાસમંદિરમાં આવ્યો ત્યારથી મેં શિવકુમારીને અશ્વપર બેસવાની કળા સારી રીતે શીખવી હતી; કારણ કે, ત્યાં એકાન્તમાં સગાંવ્હાલાં કે ન્યાતજાતનાં માણુસોનો અભાવ હોવાથી તેને ઘોડાપર બેસાડીને હરવાફરવામાં મને કશો પણ વાંધો દેખાતો ન હોતો.

" મારી ગેરહાજરીમાં શિવકુમારી અશ્વારૂઢ થઇને હવા ખાવામાટે બહાર ગઈ હતી તે ઠેઠ સાત કલાક પછી ત્યાંથી પાછી ફરી. તેનું આ કૃત્ય રામદીનને બહુ જ અયોગ્ય અને નિંદાસ્પદ ભાસ્યું; કારણ કે, તે શિવકુમારીને મારામાટે એક કલંકરૂપ જ માનતો હતો અને તેથી તેના આવા વર્તનથી તેના મનમાં માઠું લાગે એ સ્વાભાવિક જ હતું.

" પ્રભાતસમયે શિવકુમારી પોતાના ઓરડામાં કાંઇક વિચાર કરતી બેઠી હતી. થોડી વાર પછી એક દાસીને મોકલીને તેણે રામદીનને પોતાની પાસે બોલાવ્યો અને બેસાડીને આમ તેમની વાતો કરવા માંડી. એટલામાં એક દાસીએ આવીને જણાવ્યું કે, 'સરકારનો એક માણુસ જાગીરમાંથી આવ્યો છે અને સાથે એક કાગળ લાવ્યો છે, પણ મને તે આપતો નથી.' શિવકુમારીએ રામદીનને આજ્ઞા કરી કે, 'તમો તેની પાસેથી કાગળ લઈ લ્યો.' ' બહુ સારૂં ' કહીને રામદીન બહાર ચાલ્યો ગયો, શક ભરેલી નજરથી તેણે તે માણુસને માથાથી પગ સુધી માપી જોયો અને કાગળ લઇને પાછો તે શિવકુમારી પાસે આવી લાગ્યો. શિવકુમારીએ કાગળ વાંચીને રામદીનને કહ્યું કે: 'સરકારે મને બોલાવી છે.'

" આપને ત્યાં બોલાવવાની શી અગત્ય હતી વારૂ ? " રામદીને જિજ્ઞાસા દર્શાવી.

"કોણ જાણે ! તેમ જ તમારી પાસેથી એક વસ્તુ લેતા આવવાની પણ આજ્ઞા કરેલી છે." શિવકુમારીએ કહ્યું.

"તે કઇ વસ્તુ ?" રામદીને આતુરતાથી પૂછયું,

"વસીયતનામું કે જે તેમના પિતાએ લખ્યું હતું." ઉત્તર મળ્યું.

"તે વસીયતનામું તેમની પોતાની પાસે જ છે, મને ક્યારે આપ્યું હતું કે વળી માગવા નીકળ્યા છે તે !" રામદીને આશ્ચર્ય બતાવ્યું.

"જી નહિ, તે તમારી પાસે જ છે. લ્યો આ કાગળ વાંચી જુઓ. તેમણે લખ્યું છે કે, ત્રણ સેં તેંત્રીસ રૂપીયા અને તેર આનાની થેલી સાથેનું જે વસીયતનામું રામદીન પાસે છે તે વસીયતનામું લઇને ચાલ્યાં આવો." શિવકુમારીએ સાંકેતિક શબ્દો કહી સંભળાવ્યા.

'ત્રણ સેં તેંત્રીસ રૂપીયા અને તેર આનાનું નામ સાંભળતાં જ રામદીનના શરીરમાં કંપનો આવિર્ભાવ થઇ ગયો અને એક વાર ધ્યાન પૂર્વક શિવકુમારી પ્રતિ દૃષ્ટિપાત કરીને તેણે કહ્યું કે: "વારૂ ત્યારે હું વસીયતનામું આપને લાવી આપુંછું, પણ આ કાગળ મને આપી દ્યો કે જેથી સરકાર વગા એમ ન કહે કે, 'વસીયતનામું મેં મગાવ્યું જ ન હોતું.' મોટા લોકોને ફરી જતાં વાર લાગતી નથી, એ તો આપ જાણો જ છો." શિવકુમારીએ કાગળ રામદીનને આપી દીધો, તે લઇને તે બહાર આવ્યો અને જે માણસ તે કાગળ લાવ્યો હતો તેને સાથે લઇને એક તરફ ચાલ્યો ગયો.

"બે કલાક વીતી ગયા, પણ રામદીન પાછો ન આવ્યો એટલે કાગળ લાવનાર માણસને પોતા પાસે લાવવાને શિવકુમારીએ એક દાસીને મોકલી. તે દાસીએ આવીને એવો જવાબ સંભળાવ્યો કે 'તે માણસ બહાર નથી. રામદીન તેને પોતા સાથે લઇ ગયો છે.' આ સાંભળીને શિવકુમારી અચાનક કાંઇક વિચારમાં પડી

ગઈ અને ઘણી વાર સુધી વિચાર કરતી બેસી રહી. છેવટે ઓરડામાંથી બહાર નીકળી આવીને તેણે એક દાસીને હુકમ ફર્માવ્યો કે, 'એક ઘોડાને પલાણીને બહુ જ જલ્દી લઇ આવ.' દાસી ચાલી ગઇ, પણ તરત પાછી આવીને કહેવા લાગી કે: 'સઇસનો દિમાગ તો આજે સાતમા આસમાનપર ચઢી ગયો છે. તે કહે છે કે, અત્યારે ઘોડો પલાણીને લાવી શકાશે નહિ.'

"શું તેનામાં આટલી બધી નાફર્માની અને હિંમત આવી ગઈ છે ?" શિવકુમારીએ આંખો ફાડીને પૂછ્યું.

"જી હા, બાઇસાહેબ !" દાસી બોલી.

"તબેલાના દારોગાને તેં આ વાતની ખબર આપી'તી કે ?" શિવકુમારીએ બીજો સવાલ કર્યો.

"જી હા, બગાબર ખબર આપી હતી, પણ તે પણ કાંઇ સાંભળતો નથી અને કહે છે કે, રામદીનની આજ્ઞા વિના ઘોડો પલાણી શકાય તેમ નથી." દાસીએ સ્નાનના સમાચાર સંભળાવ્યા.

"રામદીન કોણ છે, કે જે........" એટલું બોલીને શિવકુમારી અટકી ગઈ. તે બીજા ઓરડામાં ચાલી ગઈ અને ફરવા જવાનો પોશાક પહેરીને કમરમાં ખંજર છુપાવી, મોઢાપર નકાબ નાખી એક દાસીને સાથે લઇ આંગણામાં આવીને બહાર જવામાટે દરવાજા પાસે આવી, પણ દરવાજાપર તેનો અટકાવ કરવામાં આવ્યો. જે માણસો આજ સુધી તેના જ હુકમને માથાપર ચઢાવતા હતા અને તેના નામથી કંપતા હતા, તે જ માણસો અત્યારે તેની સાથે લડવાને તૈયાર થઇ ગયા અને તેમણે ખુલ્લા શબ્દોમાં જણાવી દીધું કે: 'બાઇ સાહેબ, આપનાથી આ દરવાજામાંથી બહાર નીકળી શકાય તેમ નથી !' લાચાર થઇને શિવકુમારી ત્યાંથી પાછી વળી અને પોતાના ઓરડામાં આવીને બેસી ગઈ. થોડી વાર પછી એક લપેટેલો કાગળ લઇને રામદીન પણ આવી પહોંચ્યો. આવતાંની સાથે જ તેણે કહ્યું કે:

" વસીયતનામું તો હું લઇ આવ્યો છું, "

" તો તેને મારે હવાલે કરો. " શિવકુમારીએ હાથ લંબાવીને કહ્યું.

" હું આપની સાથે આવું છું; કારણ કે, એ વસીયતનામું રૂબરૂબમાં જ સરકારને આપવાનો મારો વિચાર છે" રામદીને કહ્યું.

" ત્યારે મારામાં તમારો વિશ્વાસ નથી કે ?" સવાલ પૂછાયો

" ના, જરા પણ નથી; પણ હવે વાતોને વધારવાની અગત્ય નથી. સાફ સાફ જણાવી દ્યો કે સરકાર ક્યાં છે ?" રામદીને આંખ ફેરવીને આ શબ્દો ઉચ્ચાર્યા.

" હું શું જાણું કે સરકાર ક્યાં છે તે ! " શિવકુમારીએ ગભરાઇને જવાબ આપ્યો.

" રામદીને જોરથી તાળી પાડી અને તેનો અવાજ ઊંચી છતવાળા ઓરડામાં ગુંજી રહ્યો. તાળીનો અવાજ સાંભળતાં જ હાથમાં કાંઇક લઇને બે માણસો ઓરડામાં ઘુસી આવ્યા અને તેમને શિવકુમારીએ રામદીનના પુત્રો તરીકે તત્કાળ ઓળખી લીધા. રામદીને શિવકુમારીને ઉદ્દેશીને કહ્યું કેઃ " જુઓ, હવે જે કાંઇ ભેદ હોય તે ખુલ્લો કરી નાખો, નહિ તો આ પળે અને આ સ્થળે જ તમારી મહાદુર્દશા થઇ જશે. તમો પોતાને આ ગૃહની સ્વામિની ધારશો નહિ. હું જાણી ગયો છું કે, તમે મારા માલિકને દગાથી ફસાવ્યા છે. જે માણસ કાગળ લાવ્યો હતો તેને પણ મેં મારા કબ્જામાં કરી લીધો છે અને તેના મુખથી જ બધો ભેદ પણ જાણી લીધો છે. "

" રામદીન, મને તો લાગે છે કે તમો ગાંડા થઇ ગયા છો. " શિવકુમારીએ વાતને ટાળવાનો યત્ન કર્યો.

" આ વચન સાંભળતાં જ રામદીને પોતાના પુત્રોને કાંઇક સંકેત કર્યો. તરત જ તે બન્નેએ શિવકુમારીને રસ્સીથી બાંધી લીધી અને તેના શરીરપર ફટકા મારવાનો આરંભ કરી દીધો.

"હું મારો વૃત્તાંત બહુજ સંક્ષેપમાં લખવા ઇચ્છુંછું, એટલામાટે એટલું જણાવવું જ પૂર્ણ છે કે, શિવકુમારી અને પેલા બનાવટી કાગળ લાવનાર માણસને સારી રીતે મેથીપાક જમાડીને રામદીને તેમની પાસેથી મારો સર્વ વૃત્તાન્ત જાણી લીધો અને પોતાથી બની શકે તેટલી ઉતાવળથી મને કારાગૃહમાંથી બંધનમુક્ત કરીને તે બહાર લઈ આવ્યો.

"હું કારાગૃહમાં પ્રતિજ્ઞા કરી ચૂકયો હતો કે, જો બચીને બહાર નીકળવાનું ભાગ્ય પ્રાપ્ત થશે, તો આ અત્યાચારનો શિવકુમારી પાસેથી વ્યાજ સુદ્ધાં બદલો લઇશ. એટલે ઘરમાં આવતાં જ મારી પ્રતિજ્ઞાની મેં પૂર્તિ કરી નાખી.

"અયશમહલ અથવા વિલાસમંદિરમાં મેં એક તહખાનું-ભોંયરૂં બનાવરાવ્યું હતું કે જેમાં હું મારો ખજાનો રાખતો હતો, શિવકુમારીને હું તે જ તહખાનામાં લઇ ગયો અને શિકારી કૂતરાઓના મુખથી તેના શરીરના ટુકડેટુકડા કરાવી મેં તેને યમધામમાં રવાના કરી દીધી. ત્યાર પછી સ્વચ્છ કરાવીને તેનાં હાડકાંનો માળો તે જ તહખાનામાં રખાવ્યો અને આશા છે કે ઘણા કાળ સૂધી તે ત્યાં જ રહેવાનો. તે અન્ય પુરુષોને મારા વૃત્તાંતથી જાણીતા કરી કુલટા સ્ત્રીઓના પ્રપંચજાળમાંથી બચવાનો માર્ગ બતાવશે; કારણ કે, મારી કર્મકથાનો આ લેખ પણ મેં તેની સાથે જ રાખ્યો છે."

અહીં મોહિનીના પિતાએ પોતાના હાથે લાલ સિયાહીથી લખેલા વૃત્તાંતની સમાપ્તિ થઇ. હવે તે લેખનો તે ભાગ વાંચવામાં આવ્યો કે જે મોહિનીએ પોતાના હાથે કાળી સિયાહીથી લખીને પૂરો કર્યો હતો. અહીં મહારાજા ઉદયસિંહે એ વૃત્તાંતના વાંચનાર મુન્શીને જરાક વિશ્રાંતિ લેવાનુ કહ્યું; કારણ કે, હજારીસિંહના વિલક્ષણ વૃત્તાંતે તેના કોમળ હૃદયને ઘાયલ કરી નાખ્યું હતું. મહેન્દ્રસિંહ પણ પલંગપર પડયો પડયો એ અદ્ભુત કથાને સાંભળીને

દુઃખી થયો તથા મોહિની પ્રતિ તેનો તિરસ્કાર થઈ ગયો અને તે એટલે સુધી કે તે પોતાનું મોઢું ફેરવીને બીજી તરફ જ જોવા લાગ્યો. વેદનાથી તે બહુ જ બેચેન હતો. તેને ક્ષણે ક્ષણે ઔષધ આપવામાં આવતું હતું. છતાં પળેપળે તેની નાડી વધારે અને વધારે નિર્બળ થતી જતી હતી. મહેન્દ્રસિંહે મુન્શી તરફ નજર કરીને કાગળને આગળ વાંચવાનો ઇશારો કર્યો અને મુન્શીએ તે પ્રમાણે વાંચવાનો આરંભ કર્યો:-

"મારૂં નામ મોહિની છે, હું હજારીસિંહની દ્વીતીય પુત્રી છું. મારી મોટી બહેનનું નામ કેતકી અને નાની બહેનનું નામ કાન્તા છે. સાધારણ રીતે માતાના સ્વભાવનું પરિણામ અમો ત્રણે બહેનોના સ્વભાવમાં થયું છે; છતાં આ જગત્માંના ભલા લોકોના અભિપ્રાય પ્રમાણે જે કૃત્યો ભૂંડાં મનાય છે તે સર્વ ભૂંડાં કૃત્યોથી કેતકી આરપાર ભરેલી હતી. અમારા પિતા હજારીસિંહે અમારી કુલકલંકિની માતા સાથે અમો ત્રણ બહેનોને પણ મારી ન નાખી એ તેમની ખરેખર એક મોટામાં મોટી ભૂલ થઇ, એમ જ કહેવું જોઇએ; કારણ કે, સર્પિણીની સંતતિ પાસેથી કોઇ પણ પ્રકારે સુધાવૃષ્ટિની આશા રાખવી વ્યર્થ છે. વર્ણસંકર પ્રજા કોઈ કાળે પણ કુલીનતાનો ગુણ બતાવી શકતી નથી. પણ અમારા પિતાએ અમારા પર દયા કરી અને અમો ત્રણેને પાળીપોષી ઉછેરીને મોટી કરી. જ્યારે કેતકી પોતાની યૌવન દશામાં આવી, એટલે તેનો લગ્નસંબંધ કરી આપવામાં આવ્યો; પરંતુ તેનાં દુષ્ટ વર્તનોએ મારા પિતાના કાન ઉઘાડી નાખ્યા અને તેમનો નિશ્ચય થઇ ગયો કે, આ ત્રણે પુત્રીઓમાંની એકની પાસેથી પણ કોઇ પ્રકારના કલ્યાણ કિંવા સદ્વર્તનની આશા રાખી શકાય તેમ નથી અને તેથી એ ત્રણેને એક સાથે જ સદાને માટે ખપાવી દેવી જોઇએ.

"કોણ જાણે કેવી રીતે, પણ અમારા પિતાનો એ મનોભાવ કેતકીના જાણવામાં આવી ગયો અને તેથી પોતાના પ્રાણને

બચાવવામાટે તે અમારા પિતાના પ્રાણ લેવાને તૈયાર થઇ ગઇ. પરંતુ તેમના મરી ગયા પછી તેમની સમસ્ત સ્થાવર જંગમ સંપત્તિનો અધિકારી તેમનો ભાઇ અથવા ભત્રીજો જ થશે, એનો વિચાર આવતાં તે અટકી અને પ્રથમ તે બન્નેના જીવ લેવાના વિચારપર આવી લાગી. અંતે તે લોકો સાથે મિત્રતા તથા પ્રેમનો સંબંધ વધારીને પ્રસંગ આવતાં તેણે વિષપ્રયોગથી તે બન્નેનું કામ તમામ કરી નાખ્યું; તે પછી બે ચાર દિવસમાં જ પોતાના પતિનો ઘાત કર્યો અને અંતે રસોઈ કરનાર બ્રાહ્મણને પોતાના યૌવનનું દાન આપી પોતાના જન્મદાતા પિતાને પણ પરલોકમાં પહોંચાડી દીધો.

" પિતાનો સ્વર્ગવાસ થવાથી અમો ત્રણે બહેનો પિતાની સંપત્તિની સ્વામિની થઇ; પરંતુ કેતકીની સ્વતંત્ર સુખને ભોગવવાની પ્રબળ ઇચ્છા હોવાથી પોતાની બે નાની બહેનોનું જીવન પણ તેની આંખોમાં ખુંચવા લાગ્યું અને તેથી તેણે એ અડચણને દૂર કરવાનું કામ કેટલાક બદમાશોના હાથમાં સોંપી દીધું. મારા અને કાન્તાના પ્રાણ મહેન્દ્રસિંહે કેવા સંકટમાંથી ઊગાર્યા હતા, તે નવીનતાથી લખવાની કશી પણ અગત્ય નથી; કારણ કે, એ વાત અત્યારે સર્વત્ર ગવાતી હોવાથી મહારાજાશ્રીના જાણવામાં પણ આવેલી હોવી જ જોઇએ. જો કે મહેન્દ્રસિંહનો ઉપકાર તો મારે માનવો જ જોઈએ; પણ નહિ, હવે હું તેનો કશો પણ ઉપકાર કે આભાર માની શકતી નથી, તેમ જ એમના અપરાધની કોઇ રીતે એમને ક્ષમા પણ આપી શકતી નથી. મારી મોટી બહેન કેતકી પાસેથી તેના પ્રાણ હરીને મને મળેલા અન્યાયનો બદલો મેં લઇ લીધો છે અને તેવી જ રીતે મહેન્દ્રસિંહને પણ મારી આંખો સમક્ષ તડપી તડપીને પ્રાણોને ત્યાગતા જોવાની મારી પ્રબળ આકાંક્ષા છે........"

મુન્શી વાંચતો વાંચતો આટલે સુધી આવી લાગ્યો, એટલે ત્યાં બેઠેલા સર્વ જનોની સ્થિતિ બદલાઇ ગઈ, કોપથી સર્વનાં

શરીર કંપવા લાગ્યાં, આંખો લાલચોળ થઇ ગઇ, સર્વના હાથો તલ્વારોની મૂઠ તરફ ધસવા લાગ્યા અને સર્વ જનો દાંત હોઠ ચાવીને મોહિનીના મુખને તિરસ્કારથી જોવા લાગ્યા મહાકઠિન પરિશ્રમ કરીને મહારાજાએ પોતાના કોપને દબાવ્યો અને મુન્શીને આગળ વાંચવાનો ઇશારો કર્યો. પુનઃ મુન્શી વાંચવા લાગ્યોઃ—

" મહેન્દ્રસિંહના મારામાંના પ્રેમને જોઇને મને આશા હતી કે, હું અવશ્ય એમની અર્ધાંગના થઇશ; કારણ કે, મારો પણ એમનામાં અગાધ પ્રેમ હતો, અરે એમના માટે તો હું મારા પ્રાણ પાથરતી હતી; પરંતુ જ્યારે મારા જાણવામાં આવ્યું કે એમનો સત્ય અનુરાગ તો રંભામાં બધાયલો હતો, ત્યારે મારી સર્વ આશાઓ જતી રહી; કારણ કે, મારી સાથે મહેન્દ્રસિંહના પ્રેમની કોઇ ભાગીદારણ હોય, એ વાત મને પસંદ ન હોતી. જ્યારે મહેન્દ્રસિંહ સાથે મારો પોતાનો મેળાપ થયો અને પરસ્પર વાર્તાલાપનો પ્રસંગ આવ્યો, એટલે આગળ કરતાં પણ વળી મારો વધારે નિશ્ચય થઇ ગયો કે મહેન્દ્રસિંહ રંભા સાથે અવશ્ય લગ્ન તો કરવાના જ. અર્થાત્ નિરુપાય થઇને મારે પ્રતિજ્ઞા કરવી પડી કે, હું રંભા અને મહેન્દ્રસિંહ બન્નેને, તેઓ પરણીને સુખ ભોગવતાં થાય તે પહેલાં જ, આ લોકમાંથી પરલોકમાં પહોંચાડી દઇશ !

" મારી મોટી બહેન કેતકીને તેનાં કૃત્યોની શિક્ષા આપી તેના પ્રાણ હરીને જ્યારે હું વિહારમાં એટલે કે અહીં આવી, તે વેળાયે ગુપ્ત રહીને મહેન્દ્રસિંહ સાથે મળી અને તેમની સાથેની વાતચીતથી મારા જાણવામાં આવી ગયું કે મહેન્દ્રસિંહ મને પણ ચાહતા હતા અને મારી જોડે પરણવાને પણ રાજી હતા; છતાં એની સાથે એ પણ જણાઇ આવ્યું કે, પ્રથમ તેઓ રંભા સાથે લગ્નની ગાંઠથી બંધાશે અને ત્યાર પછી જ મારો સ્વીકાર કરશે. એ નિશ્ચિત હતું. લાચારીથી મારે મારી પ્રતિજ્ઞામાં દૃઢચિત્ત થવું પડ્યું.

" મહેન્દ્રસિંહના મુખથી મારા જાણવામાં આવ્યું કે, રંભા

હાજીપુરમાં કેદ હતી અને શૂરસેન પણ હાજીપુરમાં જ હતો. ત્યાં તેણે ચમેલી દાઇને પોતાની મુઠ્ઠીમાં લઈને એવો ગપગોળો ઉડાવ્યો હતો કે, રંભાના શરીરમાં તો ચુડેલનો વાસો હતો ઇત્યાદિ. એમ કરવામાં તેનો એ ઉદ્દેશ હતો કે, આ વાત સાંભળીને દૌલતસિંહ રંભાને પોતાના આવાસમાંથી હાંકી કાઢશે અને તેમ થતાં રંભા રાણી અનાયાસ જ મહેન્દ્રસિંહના હાથમાં આવી જશે.

" જ્યારે મહેન્દ્રસિંહ રંભાને લેવામાટે અહીંથી પ્રયાણ કરી ગયા એટલે હું પણ વેશ બદલીને હાજીપુર જઇ પહોંચી, પોતાને 'સુંદર' નામથી ઓળખાવીને રાજાના મહેલમાં મેં પ્રવેશ કર્યો અને ત્યાં શૂરસેન તથા ચમેલી દાઇના પ્રપંચનો સર્વ ભેદ ખોલી નાખ્યો. ત્યાં મારો બહુ જ સારો સત્કાર થયો; મને રંભાની પાસેનો જ એક ઓરડો રહેવામાટે આપવામાં આવ્યો, આખા મહેલની દાસીઓની હું સરદાર નીમાઇ અને તેથી મારા કાર્યની સિદ્ધિમાટેનો મને ઘણો જ સારો પ્રસંગ અનાયાસ મળી ગયો.

" મધ્યરાત્રિના સમયે હું મારા ઓરડામાંથી બહાર નીકળી અને આસપાસ નજર દોડાવી તો મહેલમાં સર્વ જનો નિદ્રાને આધીન થઇ ગયાં હતાં. હું કોઇ પણ પ્રકારના ભવ વિના રંભાના ઓરડામાં ચાલી ગઈ, પણ ત્યાં નિબિડ અંધકારનો વિસ્તાર હતો. આમ તેમ ફાંફાં મારતી હું રંભાના પલંગ પર્યન્ત પહોંચી અને તેને ગાઢ નિદ્રામાં પડેલી જોઇને તેની છાતીમાં અણીદાર ખંજર ભોંકી તેના આયુષ્યના દિવસોનો મેં અંત લાવી નાખ્યો ! આ સમાચારનો તે જ દિવસે સર્વત્ર પ્રસાર થઇ ગયો અને તેથી તે સમાચાર શૂરસેનના સાંભળવામાં પણ આવ્યા જ હશે.

" મને મહેલમાંથી બહાર નીકળતાં કોઇ પણ પ્રકારનો પરિશ્રમ વેઠવો ન પડ્યો. હું તરત ત્યાંથી નીકળીને ભાગી અને મહેન્દ્રસિંહના આગમનથી પૂર્વે જ અહીં આવી લાગી. મહેન્દ્રસિંહ અહીં આવ્યા પછી મને મળ્યા, મેં મારા હાથે જ ખાનપાનની કેટલીક

વસ્તુઓ બનાવી અને એમને ખવડાવી. એમાંની એક બે વસ્તુઓમાં એક એવા વિષની મેળવણી કરવામાં આવી હતી કે જેની અસર કોઈ પણ રીતે બીજી કોઇ ઔષધિના યોગે દૂર થઇ શકે તેમ ન હોતું. મારી આશા સફળ થઈ છે, મહેન્દ્રસિંહ કલાક કે બહુ તો બે કલાકમાં જ આ સંસારને સદાને માટે છોડી જશે અને તેટલામાટે હું પોતે પણ હવે મરવાને તૈયાર છું. મારા પ્રાણ ગમે તેવી અને ગમે તેટલી નિર્દયતા તથા યંત્રણાથી લેવામાં આવે, એની મને જરાપણ દરકાર કે પરવા નથી ! ! "

અહીં સમસ્ત લેખની સમાપ્તિ થઇ ગઈ. મહેન્દ્રસિંહને અપાયલા વિષની વાર્તા સાંભળીને સર્વની વિલક્ષણ દશા થઇ ગઇ. જેટલા મનુષ્યો ત્યાં હાજર હતા તે સર્વના મુખમાંથી શોકના ઉદ્ગારો અને નેત્રોમાંથી આંસૂ ટપકવા લાગ્યાં, સર્વત્ર ઉદાસીનતાનું સામ્રાજ્ય વ્યાપી ગયું. મહારાજા માથું કૂટી "હાય પુત્ર, મહેન્દ્રસિંહ ! " કહી અચાનક મૂર્છાગત થઈ ગયા.

માધવસિંહનાં નયનોમાંથી અશ્રુની વૃષ્ટિ વર્ષવા લાગી, દીવાન, મુસદ્દી અને મુસાહિબ સર્વ રોવા કકળવા મંડી ગયા, સર્વત્ર હાહાકારનો પ્રસાર થઇ ગયો, સર્વત્ર વીજળીના વેગે આ વાત ફેલી ગઇ અને તેથી પ્રજાજનોમાં પણ સર્વત્ર શોક વ્યાપી ગયો. ધીમે ધીમે મહેન્દ્રસિંહના મુખમંડળમાં નિસ્તેજસ્વિતા આવવા લાગી અને તેની નાડીએ પણ પોતાનું સ્થાન છોડી દીધું....

સુજ્ઞ પાઠકો તથા પાઠિકાઓ, આ પ્રસંગ અતિશય શોક અને ખેદનો છે. આવી દુઃખાન્ત નવલકથા લખવામાં મારી રુચિ નથી; કારણ કે મારા હૃદયમાં એટલી બધી દૃઢતાનો નિવાસ નથી. એ સમયના ચિત્રને કોઇ પણ રીતે હું મારી લેખિનીથી શબ્દરૂપે આલેખી શકતો નથી; છતાં પણ મને આશા છે કે, આ ભયાનક પ્રસંગ અવશ્ય વાંચકોના નેત્રોમાં રમી જશે અને તેઓ જાણી શકશે કે, એ કેવો ભયાનક અને તે સાથે કોમળ પ્રસંગ હોવો જોઇએ.

કેટલાકોની કેવળ દુઃખાન્ત નાટક અને નવલકથાઓમાં જ રુચિ હોય છે, એટલે તેવી રુચિવાળાઓને મારી નમ્ર પ્રાર્થના છે કે, હવે પછીના ભાગને વાંચવાનો તેમણે પરિશ્રમ ન લેવો અને આ કથાને દુઃખાન્ત જાણીને અહીં જ વાચનની સમાપ્તિ કરી નાખવી; પરંતુ જે કોમળ હૃદયપાઠકોની દુઃખાન્ત કથામાં સર્વથા અરુચિ હોય, તેમણે તો હવે પછીનો ભાગ પણ અવશ્ય વાંચવો જ જોઇએ; કારણ કે, એ ભાગ માત્ર તેમના માટે જ લખવામાં આવ્યો છે.

---

## પ્રકરણ ૩૧ મું

### આનંદ, આનંદ ! !



અડધા કલાકમાં તો મહાલયમાં અને નગરમાં સર્વત્ર મહેન્દ્રના અંતિમ સમયના સમાચાર ફેલાઇ ગયા અને હાહાકારના પોકારો વધતા ગયા. મહારાજા ઉદયસિંહ શુદ્ધિમાં આવ્યા અને છાતી કૂટી કૂટીને રોવા લાગ્યા. અનુચરોએ મોહિનીને દોરડાંવતી મજબૂત બાંધી લીધી અને મહારાજાની આજ્ઞા થતાં જ તેના શરીરને વિદારી તેની કૂતરાં અને શિયાળવાંને ઉજાણી આપવાના અવસરની આતુરતાથી તેઓ વાટ જોવા લાગ્યા.

એ જ પળે બે સૈનિક જેવા દેખાતા મનુષ્યો, ઢાલ, તલ્વાર, અને ખંજર આદિ શસ્ત્રો સહિત મોઢાપર નકાબ નાખીને બેધડક અંદર આવ્યા આવ્યા કે જ્યાં મહેન્દ્રના અંતિમ સમયને આવેલો જોઇ લોકો હાયહાય અને રડાપીટ કરી રહ્યા હતા. એ બે નવીન આગંતુકોમાંના એકે પોતાના બન્ને હાથોને ઊંચા કરી ગંભીર સ્વરથી કહ્યું કેઃ—

" કૃપા કરીને તમો બધા ચુપ રહી જાઓ, કોઈ પણ પ્રકારનો શોક ન કરો અને વિશ્વાસ રાખો કે મહેન્દ્રસિંહનો અત્યારે અકાળ અંતકાળ થવાનો નથી. હું વેળાસર આવી પહોંચ્યો છું, એટલે તમો સર્વના દેખતાં જ એમને આરોગ્ય આપીશ અને અલ્પ સમયમાં જ આ શોકસ્થાનમાં આનંદનાં વાદ્યોનો ધ્વનિ સર્વના સાંભળવામાં આવી શકશે. "

આ નવીન મનુષ્યના આવી લાગવાથી અને તેના એ આશ્વાસનથી સર્વ આશ્ચર્યચકિત થઈ ગયા. સર્વના મુખમંડળમાં એક પ્રકારની આશાનો ચમકાટ દેખાવા લાગ્યો. મહારાજા ઉઠીને ઉભા થઈ ગયા અને આશ્ચર્ય તથા આશાભરી દૃષ્ટિથી તે મનુષ્યને જોવા લાગ્યા. એ વેળાએ બંધનમાં પડી પરવશ થયેલી મોહિની એક ખૂણામાં ઉભી હતી, પરંતુ તેની મુખમુદ્રામાં કોઇ પણ પ્રકારના શોક કિંવા પશ્ચાત્તાપની છટા દેખાતી ન હોતી. આ નવીન આગંતુકના મુખમાંથી નીકળેલા ઉદ્ગારોને સાંભળી તે ખડખડાટ હસી પડી અને તિરસ્કાર દર્શાવતી કહેવા લાગી કેઃ " જો બ્રહ્મા ઊતરી આવે, તો પણ તે મહેન્દ્રને હવે આરોગ્ય કિંવા જીવન આપી શકે તેમ નથી. એમને અપાયેલા વિષના પરિણામને દૂર કરી શકે એવા કોઈ ઔષધનું આ સૃષ્ટિમાં અસ્તિત્વ જ નથી !"

મોહિનીનાં આ વચનોએ પુનઃ સર્વને શોકસમુદ્રમાં ડુબાવી દીધા. તેમના મનમાં જે થોડી ઘણી આશા બંધાઇ હતી તે પણ હવે તૂટી ગઇ. મહારાજા બન્ને હાથોથી હૃદયને દબાવી 'હાય' કહીને બેસી ગયા અને આંસુભરેલી આંખોથી તે આગંતુકને જોવા લાગ્યા. તે અજ્ઞાત મનુષ્યે પુનઃ હાથ ઉઠાવીને કહ્યુંઃ—

" મહાશયો, આપ આ ચાંડાલી મોહિનીની અશુભ વાણીને સાંભળી લેશમાત્ર પણ નિરાશ થશો નહિ. હું જે કાંઇ કહું છું તે મન પરોવીને શાંતિથી સાંભળી લ્યોઃ એક સમયે રંભા અને તેની સખી તારાને કેતકીના વિલાસમંદિરમાં વસવાનો અવસર

મળ્યો હતો. કેતકી તેમની સાથે એટલી બધી ભેળાઇ ગઇ હતી કે, તેણે પોતાના સર્વ ભેદો તેમને જણાવી દીધા હતા. કેતકીની એક સખીના મુખથી રંભાના જાણવામાં આવ્યું હતું કે, કેતકીને એક વૈદ્યરાજે એક પ્રકારનું એવું વિષ બનાવવાનો વિધિ બતાવ્યો છે કે જે વિષનો પ્રયોગ થવા પછી મનુષ્ય કોઇ કાળે પણ જીવી શકતો નથી કોઇ પણ ઔષધ તે વિષના પરિણામને દૂર કરવા સમર્થ નથી; પણ એ સાથે તે વૈદ્યરાજે એ પણ જણાવ્યું હતું કે, જે મનુષ્યને એ વિષ આપવામાં આવ્યું હોય, તેને જ પુનઃ જીવતો રાખવાની આવશ્યકતા આવી પડે, તો એક રતિભાર સોમલ ખવડાવી દેવું આ વિરુદ્ધ દેખાતા ઉપચારથી લોકો આશ્ચર્યચકિત તો થશે જ, પરંતુ એ વિના એ વિષને ઉતારવાનો આ જગત્માં બીજો કોઈ ઉપચાર છે જ નહિ. આ ભેદ રંભાના મુખથી મારા જાણવામાં આવ્યો હતો. મોહિની કેતકીની ભગિની હોવાથી એ વિષના ગુણને અવશ્ય જાણતી હોવી જોઇએ અને એ જ વિષ એણે યુવરાજ મહેન્દ્રસિંહને આપેલું હોવું જોઇએ. હવે આપ બેધડક મહેન્દ્રસિંહને એક રતિભાર સોમલ આપી દો એટલે તેથી એમનું જીવન બચી જશે, એમાં કોઇ પણ પ્રકારની શંકા નથી. જ્યારે મહેન્દ્રસિંહની પ્રકૃતિ કાંઈક સ્વસ્થ થશે એટલે હું રંભાનો વૃત્તાન્ત કહી સંભળાવીશ; કારણ કે, રંભાને મરેલી ધારવામાં મોહિનીએ થાપ ખાધી છે. રંભા તો જીવતી છે."

તે આગંતુકનું ભાષણ સાંભળતાં જ મોહિનીના મુખની લાલી ઉડી ગઇ અને તેના સ્થાનમાં ફીકાશ છવાઇ ગઈ. તેણે મહાપરિશ્રમથી પોતાની મૂર્ચ્છાને અટકાવીને કહ્યું કેઃ—

"બસ; હવે મહેન્દ્રસિંહના મરણની આશા નથી. અત્યાર સુધી મારા હૃદયમાં મારા પોતાના મરણનો એટલામાટે જ શોક ન હોતો કે હું મહેન્દ્રની સાથે જ મરવાની છું; પણ હવે મારે એકલીએ જ નરકના માર્ગમાં પ્રવાસ કરવો પડશે એટલે એથી મારા

મરણુનો અવશ્ય મારા ચિત્તમાં અનિવાર્ય ખેદ થાય છે !"

તેના આ ઉદ્દગારને સાંભળીને સર્વના હૃદયમાં ગયેલી આશાનું પુનરાગમન થયું. મહારાજાએ નિરાશા દર્શાવીને કહ્યું કે: "મારો પુત્ર ગયેલો તો છે જ, તો હવે આ ભદ્ર પુરુષના ઉપદેશ પ્રમાણે એને સોમલ ખવડાવવામાં કાંઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી."

મહેન્દ્રસિંહમાં બોલવાની શક્તિ જો કે ન હોતી, છતાં આંખો મીચી શય્યામાં પડયો પડયો તે બધી વાતો સાંભળ્યા કરતો હતો. માત્ર મહારાજાની આજ્ઞાનો જ વિલંબ હતો. આજ્ઞા મળતાં જ સોમલ લાવીને મહેન્દ્રને ખવડાવામાં આવ્યું અને અલ્પ અવકાશમાં જ સોમલ પોતે પણ વિષ હોવા છતાં તેણે સુધાનું કાર્ય કરી બતાવ્યું. સોમલનો ઉદરમાં પ્રવેશ થતાં જ મહેન્દ્રનાં નેત્રો ખુલી ગયાં, નાડીમાં પણ ગતિ આવી ગઇ અને પડખું ફેરવીને તે જેણે રંભાનો વૃત્તાન્ત સંભળાવવાની આશા આપી હતી તે પોતાના અજ્ઞાત મસીહા—ધન્વંતરી—ના મુખને આશાતુર નયનોથી જોવા લાગ્યો; પરંતુ પિતાની લજ્જાથી પોતાના મુખથી તે રંભા વિષયક કાંઇ પણ પ્રશ્ન પૂછી શકયો નહિ. તેના મુખમંડળમાં જ દૃષ્ટિને લીન કરી બેઠેલા મહારાજા ઉદયસિંહ તેના મનોભાવને જાણી ગયા અને તેથી તેમણે તે આગંતુકને ઉદ્દેશીને કહ્યું કે;—

"પરોપકારી પુરુષ, તમોએ અત્યારે મારાપર જે અલૌકિક ઉપકાર કર્યો છે, તે ઉપકારનો લેશમાત્ર પણ બદલો આપવાની મારામાં શક્તિ નથી. હું મારૂં રાજ્ય, મારૂં ગૃહ અને પ્રત્યક્ષ આ તમારા હાથથી ઉગરેલા મારા પુત્રને તમારા નજરાણામાં આપી દેવાથી પણ સંતુષ્ટ થઇ શકું તેમ નથી; કારણ કે, તમારો ઉપકાર એ સર્વથી વધારે મૂલ્યવાન્ છે. હવે આશા છે કે, રંભાનો વૃત્તાન્ત સંભળાવી અમને તમો એ ચિંતામાંથી પણ સત્વર મુક્ત કરશો જ."

એના ઉત્તરમાં તે મનુષ્યે મસ્તક નમાવ્યું અને રંભાના

વૃત્તાન્તને વર્ણવવાના કાર્યનો આવી રીતે આરંભ કરી દીધો: "મહારાજ, મહેન્દ્રસિંહ જ્યારે કેતકીના વિલાસમંદિરમાં પધાર્યા હતા, ત્યારે તેને જ મોહિની ધારીને ભ્રમમાં પડી ગયા હતા; કારણ કે, બન્ને બહેનોની શરીરાકૃતિ અને મુખમુદ્રા એકસરખી જ હતી. આ ભેદને રંભા ત્યાં જ વસતી હોવાથી સારી રીતે જાણતી હતી. જ્યારે મોહિની હાજીપુરના રાજમહાલયમાં આવી પહોંચી અને તેનાપર રંભાની નજર પડી એટલે તે તેને કેતકીની ભગિની તરીકે તરત ઓળખી ગઇ. ત્યાર પછી મોહિનીએ ત્યાં જે કાંઇ કૃતિ કરી બતાવી તેથી રંભાને તેની પોતા તરફની શત્રુતાનું યથાર્થ પ્રમાણ મળી ગયું. જ્યારે મોહિનીએ રંભાના ઓરડાની બાજૂના ઓરડામાં આવીને પોતાની છાવણી નાખી એટલે રંભા ચમકી ગઇ અને એ અવશ્ય કાંઇ પણ નવીન ઉત્પાત કરવાની જ એવો તેનો નિશ્ચય થઇ ગયો. રંભાના ઓરડામાં બે પલંગ હતા, એકપર રંભાની શય્યા હતી અને બીજાપર રંભાની દેખરેખ રાખનારી એક બીજી દાસી સૂતી હતી. રાતે જ્યારે રંભાની દેખરેખ રાખનારી સ્ત્રી સૂઇ ગઇ, એટલે રંભાએ પોતાના છત્રી વિનાના પલંગને ઉપાડીને એક ખૂણામાં ઉભો કરી દીધો અને પોતે તે દાસીના પલંગની નીચે જઇને પડી રહી. આ સર્વ કાર્ય રંભાએ કેવળ મોહિનીના ભયથી જ કર્યું હતું. ભયના યોગે રંભાનાં નેત્રોમાં નિદ્રાનો અભાવ હોવાથી તે જાગતીજ પડી હતી..............."

તે મનુષ્ય રંભાના વૃત્તાંન્તમાં આટલે સુધી આવ્યો, એટલામાં મોહિનીએ વચ્ચે જ પોકાર કર્યો કે: "હાય હાય! હું બેશક છેતરાઇ, મેં પૂરી થાપ ખાધી. મારા ખંજરથી બીજી જ કોઇ અબળા હલાલ થઇ અને હરામજાદી રંભા પલંગની નીચે છુપાઇને મારા ખંજરના વારથી છટકી ગઇ! અફસોસ! મારી બધી કરી કમાણી ધૂળમાં મળી ગઇ. બન્ને દુશ્મનો હાથમાંથી છટકી ગયાં અને વિનાકારણ શિક્ષા ભોગવવાની વેળા જ મારા ભાગ્યમાં અવશિષ્ટ રહી!"

આના ઉત્તર તરીકે મોહિનીને ઉદ્દેશીને તે નવીન આગંતુકે કહ્યું કે: " નિ:શંક એમ જ થયું છે અને વધારામાં તારે જાણવું જોઇએ કે, તારા જવા પછી તારી પાછળ જ દાસીના વેશમાં રંભા પણ ત્યાંથી પલાયન કરી ગઈ હતી. તારા આ દુષ્કૃત્યથી પોતાને પલાયન કરવાનો અને શત્રુના કારાગારમાંથી છૂટવાનો લાભ મળ્યો એટલામાટે રંભા અંતઃકરણપૂર્વક તારો આભાર માને છે." એટલું કહી પુનઃ તે મહારાજાને સંબોધીને બોલ્યો કે: "રાજન્, હવે માત્ર થોડો જ વૃત્તાન્ત કહેવો બાકી રહ્યો છે, પણ તે આ સર્વ મનુષ્યો સમક્ષ મારાથી કહેવાય તેમ નથી. મારી પ્રાર્થના છે કે, આપ માધવસિંહ, શૂરસેન અને મોહિની વિના અન્ય સર્વને બહાર જવાની આજ્ઞા આપશો."

મહારાજાએ અમુક આશયથી સર્વ પ્રતિ દૃષ્ટિપાત કર્યો, સંકેતના ભાવાર્થને સમજી ચાલાક દરબારીઓ તરત બહાર ચાલ્યા ગયા અને ત્યાર પછી શૂરસેને દરવાજાને અંદરતી સાંકળ વાસી દીધી.

પોતાની ઇચ્છાનુસાર એકાંતવાસ મળતાં જ તે નવાગંતુકે પોતાના મુખપરથી નકાબને ઊતારીને દૂર ફેંકી દીધો અને મહારાજાનાં ચરણોમાં પડીને નમ્રતાથી કહ્યું કે:—

"રાજન્, મારૂં જ નામ રંભા છે. તે અભાગિની અબળા હું પોતે જ છું અને મારી જોડે મારો પિતરાઇ ભાઇ વિજયસિંહ છે. હાજીપુરના રાજમહાલયમાંથી બહાર નીકળતાં અકસ્માત્ અમારો મેળાપ થઈ ગયો હતો; કારણ કે, મને શોધવામાટે એ ગામેગામ ફરતો તે વેળાયે હાજીપુરમાં આવી લાગ્યો હતો."

મહારાજા ઉદયસિંહ, મહેન્દ્રસિંહ, માધવસિંહ અને શુભેચ્છક શૂરસેનના આનંદનો આ ભેદને જાણ્યા પછી અને રંભાને પ્રત્યક્ષ જોયા પછી કાંઇ પણ અવધિ હોઇ શકે ખરો કે? પોતાના પ્રયત્નનું આવું વિપરીત પરિણામ થયેલું જોઇને મોહિનીએ પોતાનું

મસ્તક પત્થરની દીવાલ સાથે એટલા તો બળથી અફાળ્યું કે તત્કાળ તેનાં બે ફાડિયાં થઇ ગયાં; તે પોતાના પતિત દેહને ત્યાગીને પાપી આત્મા સાથે નરકાલયમાં જવામાટે રવાના થઇ ગઇ.

અંતે સંક્ષેપમાં એટલું જ જણાવવાનું અવશિષ્ટ રહે છે કે, આ સમસ્ત વૃત્તાન્ત જાણ્યા પછી પોતે નિર્દોષ હોવા છતાં પોતાની દુરાત્મા બહેનોનાં દુષ્કૃત્યો અને પાપોથી લજ્જિત થઇ કાન્તાએ પણ ત્રીજા માળપરની અગાસીમાંથી નીચે કૂદી આત્મહત્યા કરીને પોતાના જીવનનો અંત કરી નાખ્યો. જ્યાં થોડા સમય પૂર્વે શોકનાં ગાન ગવાતાં હતાં ત્યાં આનંદનાં ગીતો ગવાવા લાગ્યાં અને આનંદદર્શક વાદ્યો વાગવા લાગ્યાં. બે ચાર દિવસમાંજ મોટી ધામધૂમથી મહેન્દ્રસિંહ અને રંભાના લગ્નનો ઉત્સવ ઊજવાયો.

* * * * *

મોહિનીના શબને જે સ્થળે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો તે સ્થળે મહેન્દ્રસિંહે પત્થરનો એક ઓટલો ચણાવ્યો અને તેની એક બાજૂએ સ્ફટિક પાષાણની એક શિલા જડાવી તેનાપર માત્ર એટલો જ પ્રશ્ન લખાવ્યો કેઃ " રમણી કે રાક્ષસી ? "

---

# ઉપસંહાર

---

અહીં કેટલાકોના મનમાં એવી શંકા ઉદ્‌ભાવવાનો સંભવ છે કે, મોહિની અને કેતકી જેવી સ્વરૂપસુંદરી અને કોમળાંગી પ્રમદાઓને પ્રસ્તુત નવલકથામાં જે મહાનિર્દયતા અને ભયંકરતાની પ્રતિમારૂપ દર્શાવવામાં આવી છે, તે કેટલેક અંશે અશક્ય કિંવા અસંભવનીય જ કહી શકાય; અર્થાત્ કોમળહૃદયા કામિનીમાં આટલી સીમા પર્યન્તની પૈશાચિકતા હોવી શક્ય નથી; કારણકે, પુરુષો કરતાં સ્ત્રીઓના હૃદયમાં સ્વાભાવિક જ પ્રેમ, દયા, સહાનુભૂતિ તથા

અનુકંપાનો અધિક નિવાસ હોય છે અને તેથી કેટલીક વાર તો અબળાઓ પોતાના સ્વાર્થ તથા જીવનનું બલિદાન આપીને પણ પોતાનો જેનામાં પ્રેમ હોય છે તે પુરુષને સુખી કરવાનો પોતાથી બની શકે તેટલો ભગીરથ પ્રયત્ન કરે છે. આ કથનને અમો પણ સ્વીકારીએ છીએ; છતાં પણ પ્રત્યેક નિયમનો જેમ એક અપવાદ તો હોય છે જ, તે જ પ્રમાણે એ નિયમના અપવાદો પણ વારંવાર દૃષ્ટિગોચર થયેલા છે અને સૃષ્ટિનું અસ્તિત્વ છે, ત્યાં સુધી થતા રહેશે. સ્ત્રીના હૃદયમાં જેમ પુરુષ કરતાં અનુકંપા તથા સ્વાર્થને ત્યાગવાની શક્તિ વિશેષ છે, તેમ જ તેમાં સાહસનું પ્રમાણ પણ બહુ જ વધારે છે. સ્ત્રીઓમાં કામવિકાર તો વળી પુરુષ કરતાં આઠગણો વધારે હોય છે, એમ આપણા નીતિવિશારદ ઋષિ મુનિયો તથા વિદ્વાન્ ગ્રંથકારો જ કહી ગયા છે. જે વેળાયે સ્ત્રીના હૃદયમાં મદનવિકારની અતિશય પ્રબળતા થઈ જાય છે, તે વેળાયે આઠગણા વિશેષ બળવાન્ મદનવિકાર સમક્ષ અત્યંત ન્યૂન શક્તિવાળી દયા, કોમળતા કે અનુકંપા એક પળમાત્રને માટે પણ ટકી શકતી નથી અને કહેવાતી કોમળાંગી અથવા અબળા ગમે તેવું અશ્રુતપૂર્વ સાહસ કિંવા પાપ કરવાને કમર કસીને તૈયાર થઇ જાયછે. '**कामातुराणां न भयं न लज्जा**'એ વાક્ય એનું પ્રબળથી પ્રબળ પ્રમાણ છે. યૂરોપ દેશ કે જ્યાં સ્ત્રીઓને પુરુષ કરતાં પણ વિશેષ યોગ્યતાવાળી અને ઉત્તમ માનવામાં આવે છે ત્યાંના વિદ્વાનો પણ એ મતને મળતા છે. મહાન્ આંગ્લ નાટ્યગુરુ શેક્સપીયર પણ પોતાના વિખ્યાત 'હૅમ્લેટ્' નાટકમાં એક સ્થળે લખે છે કે: "Frailty thy name is woman!" એનો અર્થ એવો થાય છે કે, 'હે ચંચળ બુદ્ધિ, તારું નામ જ લલના છે!" વળી ત્યાંની એક વિદુષી સ્ત્રી લેખિકાના એ જ અર્થને દર્શાવનારાં નિમ્ન લિખિત વાક્યો જ્યારે આપણા વાંચવામાં આવે છે, ત્યારે તો સ્ત્રીની એ વિકારવશ બુદ્ધિ વિશે આપણા મનમાં કોઇ પણ પ્રકારનો સંશય રહેતો જ

નથી. તે વાક્યો આ પ્રમાણેઃ—

"But what is Woman ? Only one of
Nature's agreeable blunders."

*Mrs. Cowley.*

અહીં લક્ષ્મીના પણ કેટલાક ગુણ તથા અવગુણને આપણે જાણી લેવા જોઇએ. જેવી રીતે તલ્વાર સંરક્ષણનું કાર્ય બજાવી શકે છે તેમ જ તે સંહાર પણ કરી નાખે છે, અર્થાત્ તલ્વારના જેવી રીતે બે પ્રકારના ઉપયોગો થઇ શકે છે, તેવીજ રીતે લક્ષ્મી પણ બે પ્રકારનાં કાર્યો કરી શકે છે. જો લક્ષ્મી કોઇ સદ્ગુણી મનુષ્યના હાથમાં આવે છે, તો તેની સહાયતાથી તે અનેક ક્ષુધાતુરોને અન્ન આપી તૃપ્ત કરી શકે છે અને બીજાં પણ એવાં જ અનેક પ્રકારનાં સત્કાર્યો કરી બતાવે છે; પરંતુ તે જ લક્ષ્મી જો વિકારી મનુષ્યના હાથમાં જાય છે, તો તેથી અસંખ્ય સતી સ્ત્રીઓના શીલનો ભંગ થાય છે, પુરુષો પાપાચારમાં પ્રવૃત્ત થાય છે અને જે અનાચાર કોઇ દિવસે સંભળાયલા પણ નથી હોતા તે અનાચાર પ્રત્યક્ષ થતા દેખાય છે. અર્થાત્ પ્રથમ કેતકી પાસે અને ત્યાર પછી મોહિની પાસે જો લક્ષ્મીનું મહાપ્રબળ સાધન હોત નહિ, તો આટલી બધી શીઘ્રતા, નિર્દયતા અને અવિચારશીલતાથી તેઓ પોતાની અપવિત્ર અને અશ્લીલ ઇચ્છાને પાર પાડવામાટેના ઉપાયો યોજી શકત જ નહિ. નિર્ધન જનને પોતાની એવી ભાવનાની સિદ્ધિ મેળવવામાં વિલંબ થાય છે અને વિલંબ થવાથી ઘણીક વાર વિકારની પ્રબળતા ઓછી પડી જાય છે. એ નિર્ધનતાનો એક મુખ્ય ગુણ છે. વળી ધનહીન અબળાઓ ઘરનાં કામકાજોમાં એટલી બધી રોકાયલી હોય છે કે તેમને આવા પ્રકારના વિકારમય વિચારોમાં હૃદયને તલ્લીન કરવાનો અવકાશ પણ ભાગ્યે જ મળી શકે છે, તો પછી તેવી કૃતિ કરવાનો અવકાશ તો ક્યાંથી જ મળી શકે ? શ્રીમંતોના ગૃહની નારીઓને ગૃહકાર્યની લેશમાત્ર પણ ચિંતા હોતી નથી તેમ જ

અન્ય પણ કોઇ પ્રકારનો વ્યવસાય ન હોવાથી તેમનાં ચંચળ મન અવકાશના સમયમાં આવા વિકારના માર્ગોમાં બહુધા દોડ્યા કરે છે અને તેનું જ એ પરિણામ છે કે, શ્રીમંતોના ગૃહની સ્ત્રીઓ આજકાલ બહુ જ વધારે પરિમાણમાં આડે માર્ગે ઊતરી ગયેલી પ્રત્યક્ષ આપણા જોવા અને સાંભળવામાં આવી શકે છે. આપણા શાસ્ત્રકારોએ સ્ત્રીને બાલ્યાવસ્થા, તારુણ્ય અને વૃદ્ધાવસ્થા એ ત્રણે અવસ્થામાં સ્વતંત્રતા ભોગવવાને યોગ્ય ગણી જ નથી તેમ જ ન્યાય અનુસાર પણ સ્ત્રી, ધન, સ્થાવર અને જંગમ સંપત્તિ આદિની વારસ થઇ નથી શકતી એવો જે નિયમ બાંધેલો છે, તેમાં પણ કેટલો બધો ઉચ્ચાશય અને દીર્ઘ દૃષ્ટિનો સમાવેશ થયેલો છે, એની પ્રસ્તુત નવલકથાના વાંચનથી વાંચકો અવશ્ય કાંઇક કલ્પના કરી શકશે. કહ્યું જ છે કે:--

"विद्या विवादाय धनं मदाय
शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य साधो र्विपरीतमेतद्
दानाय मानाय च रक्षणाय"

એટલે કે, "સજ્જન અને ખલ જનમાં ભેદ માત્ર એટલો જ છે કે, ખલ પુરુષનાં વિદ્યા, ધન અને શક્તિ અનુક્રમે વિવાદ, મદ અને પરપીડામાટેજ હોય છે; અને સજ્જન પુરુષનાં એ સાધનો સન્માન, દાન તથા અશક્ત જનોના સંરક્ષણમાટે જ હોય છે."

એક અન્ય કવિએ સત્ય જ કહ્યું કેઃ—

"यौवनं धनसंपत्तिः प्रभुत्वमविवेकिता ।
एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ! ॥"

અર્થાત્—"યૌવન, ધન સંપત્તિ, પ્રભુતા અને અવિવેકિતા

એમાંની એક એક વસ્તુ પણ મહા અનર્થકારિણી થઈ પડે છે, તો પછી જ્યાં એ ચારેની એકત્રતા થયેલી હોય ત્યાંના અનર્થની તો શી જ વાત કરવી?"

આપણે ઇચ્છીશું કે, ભારતવર્ષીય જનો—સ્ત્રીપુરુષો—પોતાનાં યૌવન, ધન, પ્રભુત્વ અને કુલીનતા ઈત્યાદિ સાધનોનો યોગ્ય ઉત્તમ માર્ગમાં વ્યય કરતાં થાઓ, સર્વના દુર્ગુણોનો લોપ થાઓ, સદાચારની વૃદ્ધિ થાઓ અને ભારતવર્ષના પુરુષો દેવતુલ્ય તથા ભારતવર્ષની પવિત્ર લલનાઓ વિશ્વની વંદનીય દેવીઓ કહેવાઓ ! તથાસ્તુ.



# રા. ઠક્કુર નારાયણકૃત પુસ્તકો

## ઐતિહાસિક નવલકથાઓ

| | |
|---|---|
| આનન્દાશ્રમ—બંકિમચંદ્ર કૃત 'આનન્દ મઠ' નું ભાષાંતર | ૧–૮–૦ |
| શાહજહાનના છેલ્લા દિવસો અથવા માધવી કંકણ | ૨–૮–૦ |
| ચન્દ્રશેખર (સચિત્ર દ્વિતીય આવૃત્તિ) | ૪–૦–૦ |
| પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ ક્લાઇવનું કપટતંત્ર | ૩–૦–૦ |
| હળદીઘાટનું યુદ્ધ (બીજી આવૃત્તિ) | ૦–૧૨–૦ |
| પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ | ૨–૮–૦ |
| કત્લેઆમ અથવા દિલ્હીનો ડગમગતો રાજમુકુટ | ૨–૮–૦ |
| ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય | ૨–૮–૦ |
| જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય | ૨–૮–૦ |
| વિશ્વરંગ (ઐતિહાસિક પાંચ વાર્તાઓ) | ૧–૪–૦ |
| ૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન | ૧–૮–૦ |
| આર્ય આદિત્ય ચક્રવર્તી બાપ્પા રાવળ | ૦-૧૨-૦ |
| રઝીયા બેગમ (બીજી આવૃત્તિ) | ૦-૧૨-૦ |
| ચાણક્યનન્દિની અથવા ચચ્ચ અને સુંહધી | ૨–૮–૦ |
| અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ | ૩–૮–૦ |
| બેગમ બાજાર અથવા રંગમહાલયમાં રતિતાંડવ—પ્રથમખંડ | ૨–૦–૦ |
| " " " " દ્વિતીય ખંડ | ૨–૦–૦ |
| બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ | ૪–૮–૦ |
| ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર | ૩–૮–૦ |
| અનારકલી અથવા અપરાધી અકબર | ૪–૦–૦ |
| નાદિરનો દોરદમામ અથવા બાહુબળનું પરિણામ (સચિત્ર) | ૨–૮–૦ |
| કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર | ૩–૮–૦ |
| યૌવનચક્ર અથવા મોહમરીચિકા (પ્રથમ ખંડ) | ૩–૪–૦ |
| " " " (દ્વિતીય ખંડ) | ૩–૮–૦ |
| " " " (તૃતીય ખંડ) | ૩–૮–૦ |

ભયંકર ભદ્ર અથવા કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસાર—

## રા. ઠક્કુર નારાયણકૃત પુસ્તકો

માટે ! રેનૉલ્ડ્ કૃત 'ફૉસ્ટ'નો ગુર્જર અનુવાદ

| | |
|---|---|
| પ્રથમ ખંડ | ૩–૦–૦ |
| ,, ,, ,, ,, ,, દ્વિતીય ખંડ | ૩–૮–૦ |
| ,, ,, ,, ,, ,, તૃતીય ખંડ | ૩–૮–૦ |
| મહારાષ્ટ્રીય ઉષઃ કાલ ( દ્વિતીય આવૃત્તિ છપાય છે ) | ૨–૮–૦ |

## સામાજિક નવલકથાઓ

| | |
|---|---|
| મુગ્ધા મીનાક્ષી અથવા પ્રતિહિંસાની યજ્ઞભૂમિ | ૩–૪–૦ |
| સંસારસમસ્યા અથવા કલ્પલતા કે વિષવલ્લરી ? (સચિત્ર) | ૩–૪–૦ |
| મારી ભયંકર સંસારયાત્રા અથવા એક નિરાધાર અબળાનો આર્તનાદ | ૨–૮–૦ |
| વિલાયતી વિલાસમાં ફૅશનબાઈ ખલાસ | ૨–૮–૦ |
| સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન ? | ૨–૮–૦ |
| ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા | ૪–૦–૦ |
| કુસુમકંટક અથવા રમણી કે રાક્ષસી ? | ૩–૦–૦ |
| આજકાલનું હિન્દુસ્તાન અથવા પ્રાણહારક મૃગજળ | |
| પ્રથમ ખંડ તૃષ્ણા ( દ્વિતીય આવૃત્તિ ) | ૩–૦–૦ |
| દ્વિતીય ખંડ જલાભાસ ( દ્વિતીય આવૃત્તિ ) | ૩–૦–૦ |
| તૃતીય ખંડ આકર્ષણ ( પૂર્વાર્દ્ધ ) (દ્વિતીય આવૃત્તિ) | ૩–૪–૦ |
| તૃતીય ખંડ આકર્ષણ ( ઉત્તરાર્દ્ધ ) (પ્રથમ આવૃત્તિ) | ૩–૪–૦ |

## ધર્મ, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન ઇત્યાદિ

| | |
|---|---|
| મૃગશીર્ષ અને વેદોમાં આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ | ૩–૦–૦ |
| જ્ઞાનેશ્વરી ગીતા ( દ્વિતીય આવૃત્તિ ) | ૭–૦–૦ |
| અમૃતાનુભવ અને હરિપાઠ | ૨–૮–૦ |
| શ્રી વિવેકાનન્દ વિચારમાળા પ્રથમ પુષ્પ | ૪–૦–૦ |
| ,, ,, ,, દ્વિતીય પુષ્પ | ૩–૦–૦ |
| ,, ,, ,, તૃતીય પુષ્પ | ૩–૦–૦ |
| ,, ,, ,, ચતુર્થ પુષ્પ | ૩–૦–૦ |
| ,, ,, ,, પંચમ પુષ્પ | ૩–૦–૦ |
| શ્રી અમરલાલચરિત્ર | ૩–૦–૦ |
| અનન્તાનુભૂતિ કિંવા અનન્ત જીવન | ૨–૧૨–૦ |

રા. ઠક્કુર નારાયણકૃત પુસ્તકો

| | |
|---|---|
| શ્રી અરવિન્દ વિચારમાળા પ્રથમ પુષ્પ-ધર્મ વિચાર | ૩-૧૪-૦ |
| " " " દ્વિતીય પુષ્પ-વિશ્વ વિચાર | ૪-૦-૦ |
| નારાયણ ગદ્યગંગા (સાહિત્ય અને ઇતિહાસ) | ૩-૮-૦ |
| **નાટકો*** | |
| માલવકેતુ અથવા માયાપ્રભાવ (સમગ્ર નાટક) | ૦-૧૨-૦ |
| કૃષ્ણભક્ત બોડાણો (સમગ્ર નાટક) | ૦-૮-૦ |
| પરશુરામ (સંક્ષિપ્ત સાર તથા ગાયનો) | ૦-૪-૦ |
| વસુંધરા અથવા બેધારી તલ્વાર (સંક્ષિપ્ત સાર તથા ગાયનો) | ૦-૪-૦ |
| બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર અથવા પુરુષાર્થનું પરિણામ (સંક્ષિપ્ત સાર તથા ગાયનો) | ૦-૪-૦ |
| ચાલૂ જમાનો અથવા પારકે પૈસે પરમાનન્દ (સંક્ષિપ્ત સાર તથા ગાયનો) | ૦-૪-૦ |
| દગાબાજ દુનિયા (સંક્ષિપ્ત સાર તથા ગાયનો) | ૦-૪-૦ |
| દેવી દમયન્તી અથવા કલિકૌટિલ્ય (સંક્ષિપ્ત સાર તથા ગાયનો) | ૦-૪-૦ |
| દેવી દ્રૌપદી અથવા મહાભારત દિગ્દર્શન (સંક્ષિપ્ત સાર તથા ગાયનો) | ૦-૪-૦ |
| દેવી ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય (સંક્ષિપ્ત સાર તથા ગાયનો) | ૦-૪-૦ |
| સાધુ કે શયતાન ? (સંક્ષિપ્ત સાર તથા ગાયનો) | ૦-૪-૦ |
| માયામોહિની (સંક્ષિપ્ત સાર તથા ગાયનો) | ૦-૪-૦ |
| અનંગપદ્મા (સંક્ષિપ્ત સાર તથા ગાયનો) | ૦-૪-૦ |
| શયતાનનો બગીચો (સંક્ષિપ્ત સાર તથા ગાયનો) | ૦-૪-૦ |

આ સર્વ પુસ્તકો મળવાનું સ્થળઃ— મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે,
ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક,
ત્રણ દરવાજા—અમદાવાદ.

---

* આ નાટકોનાં પુસ્તકોમાંનાં 'માલવકેતુ' અને 'કૃષ્ણભક્ત બોડાણો' એ બે પુસ્તકોજ મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે પાસેથી મળી શકશે; અન્ય નાટકોનાં પુસ્તકો મળી શકશે નહિ, માટે તેમની માગણી કરવી જ નહિ.